૧૯૯ સ્વ. આનંદજી સૂરજી ધાંધી તરફથી ભેટ.

# ગુજરાત શાળાપત્ર, પુસ્તક ૪૭ મું, સન ૧૯૦૮.

## અનુક્રમણિકા.

૭૨૩

ક. આનંદજી ગુરુજી પાંચી તરફથી ભેટ.

REGISTERED NO B, 48.

અંક ૧ લો. પુસ્તક ૪૭ મું.

# The Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

જાન્યુઆરી ૧૯૦૮.

## અનુક્રમણિકા.



(કેળવણીખાતાના હુકમથી.)


અમદાવાદ:

"યુનાઇટેડ" પ્રિન્ટિંગ પ્રેસ.

( વર્ષે દહ લવાજમ રા-રા ૭ )

# गुजरात शाळापत्र.

પુસ્તક ૪૭ મું. જાન્યુઆરી, ૧૯૦૮. અંક ૧.



## गतवर्षनुं पुनरवलोकन.

### શિક્ષણશાસ્ત્રના વિષયો.

આ માસિક ગ્રન્થનું ૪૬ મુ વર્ષ પૂરૂં થઈ ૪૭ મુ વર્ષ બેઠું છે. ગત વર્ષનું પુનરવલોકન કરતાં અમને લાગે છે કે આગલા વર્ષોની પેઠે એ વર્ષમા પણ ઈશ્વરકૃપાથી શિક્ષકવર્ગને ઘણા અગત્યના વિષયો ચર્ચવામાં અમે શક્તિમાન્ થયા છીએ. એમાના કેટલાકની અત્ર નોંધ લેવી અગત્યની છે; કેમકે એમ કરવાથી શિક્ષકવર્ગનું તે તરફ ધ્યાન આકર્ષાશે એવી અમે આશા રાખીએ છીએ. ફેબ્રુઆરીના અંકમાં 'વિભક્તિ' વિષે અમે સંપૂર્ણ વિવેચન શાસ્ત્રીય રીતે કર્યું છે આગલા વર્ષના એ વિષેના લખાણ સાથે એ વાચવાથી વિભક્તિ વિષે શિક્ષકને આવશ્યક જ્ઞાન પ્રાપ્ત થશે, તેમજ 'વ્યાકરણમા વિવક્ષાનું કેટલુ બધુ બળ છે' એ વિષય વિષે જુલાઈ માસના અંકમા પ્રકટ કરેલુ લખાણ વાંચવાથી એ વિષયના તેમનાં સંદિગ્ધ સ્થળોનુ નિરાકરણ થશે. જર્મનિ જેવા સુધારામાં અને શાસ્ત્રીય સંશોધનમાં ઘણા આગળ પડતા દેશમાં કેળવણીની કેવી પદ્ધતિ છે, ત્યા શાળાઓ કેટલા પ્રકારની છે અને દરેક પ્રકારમા કેવી શિક્ષણશૈલી ચાલે છે, વળી ત્યાંના શિષ્ય તેમજ શિક્ષકો કેવા હોય છે, પરભાષા શીખવાની ત્યાં ચાલતી પ્રત્યક્ષ પદ્ધતિ કેવી હોય છે, તેમજ શોધન પદ્ધતિ જે ક્વચિત્ ક્વચિત્ પ્રચલિત છે તે કેવી હોય છે એ સર્વ અગત્યની બાબતનું જ્ઞાન જિજ્ઞાસુ શિક્ષકને એપ્રિલના અંકમાં છાપેલા 'જર્મનિમા શિક્ષણ' વિષેના લખાણથી થશે. વળી શિક્ષકવર્ગને ખાસ ઉપયોગી એવાં લખાણ પણ એ વર્ષમા ઘણાં થયા છે. 'શિક્ષક તેમજ શિષ્ય બન્નેએ કેળવવા યોગ્ય ટેવો' વિષે મે માસમાં લખાણ છે તે પરથી કંઈ કંઈ ટે-

વો અગત્યની છે, તે કેવી રીતે કેળવાય છે ને તેના શા લાભ થાય છે તે હરકોઈ શિક્ષકને સ્પષ્ટ સમજાશે. જે શિક્ષક એ અત્યુપયોગી લેખમાં દર્શાવ્યા પ્રમાણે વ્યવસ્થાપૂર્વક કામ કરશે, ઉદ્યોગી થશે, વખતસર અને નિયમિત રીતે કામ કરશે, જે કામ માથે લે તેનો આગ્રહથી નિર્વાહ કરશે, તેમજ પ્રાતઃકાળે વહેલા ઊઠી આળસ તજી ઉદ્યોગથી કામ આરંભશે તે પોતાના કામમાં બહુધા કૃતાર્થ થયા વિના રહેશેજ નહિ. સારી ટેવ જીંદગીમાં ઘણી ઉપયોગી છે. તેનું બંધારણ બાલ્યાવસ્થામાં થાય છે. બાળકનાં મન સંસ્કાર ગ્રહણ કરવા યોગ્ય હોય છે. તે પોચા મીણ જેવાં ગ્રાહક હોય છે તેથી તે પર જે સંસ્કાર શિક્ષક કે માબાપ પાડે તે જલદી પડે છે. આ કારણથી બાળપણમાં જેવી ટેવ પડે છે તે કાલક્રમે બળવાન્ થઈ પુરુષને પોતાના સંપૂર્ણ કબજામાં લે છે. તેના બળને લીધે પુરુષ તેનો ગુલામ થઈ જાય છે, માટે પોતે સારી ટેવ પાડી શિષ્યમાં તેવી ટેવનાં બીજ રોપવાં ને પોષવાં એ શિક્ષકનો ધર્મ છે. 'શિક્ષકનાં વિશિષ્ટ લક્ષણો ને તેથી શિક્ષણ પર થતી અસર' વિષે જુન માસમાં વિવેચન કર્યું છે. ચપળ નેત્ર, બોલવાની પ્રૌઢતા, આનંદી સ્વભાવ, ઉત્સાહ, દઢતા અને દિલસોજી એ લક્ષણો શિક્ષકમાં કેવાં આકર્ષક છે અને એ વગર શિક્ષણ કેવું સત્ત્વહીન અને લૂખું થાય છે તે એ લેખ પરથી સમજાશે. વળી દરેક શિક્ષકે 'પાઠની નોંધ' કાઢવી કેવી અગત્યની છે અને તે કાઢવાથી શા લાભ થાય છે તે પણ એજ વર્ષના જુલાઈ ને ઑગસ્ટ માસના અંકોમાં દર્શાવ્યું છે. વાચનના વિષયનું પ્રસંગવશાત્ નિરૂપણ કર્યું છે. જુદાં જુદાં ધોરણોમાં એ વિષય કેવી રીતે શિખવવો, વ્યાકરણ, વાક્યપૃથક્કરણ અને વ્યુત્પત્તિના વિષયોને એની સાથે કેવી રીતે જોડવા એ પણ દર્શાવ્યું છે. આ બધું દરેક શિક્ષકને પોતાના ધંધામાં બહુ કામનું છે. તેમજ ઑગસ્ટનાજ અંકમાં જોડણીના સામાન્ય દોષોની યાદી આપી છે. અશુદ્ધ શબ્દોની સામા શુદ્ધ શબ્દો આપ્યા છે. એ બધા શા માટે અશુદ્ધ છે તેનું શાસ્ત્રીય નિરૂપણ બહુધા આગલાં પુસ્તકોમાં કરેલા વિવેચનમાં આવી જાય છે. ત્યાર પછીના સપ્ટેંબર માસના અંકમાં 'લેખન' વિષે સૂચના કરી છે તે પણ શિક્ષકવર્ગને ઉપયોગી છે. એજ અંકમાં 'શિક્ષકના આવશ્યક ગુણો' વિષે પણ વર્ણ-

ન કર્યું છે. એ આવશ્યક ગુણો મેળવવા પ્રયાસ કરવો એ દરેક શિક્ષકનો ધર્મ છે. જેમાં એ ગુણો હોય છે તે ઉત્તમ શિક્ષક નીવડ્યા વિના રહેતો નથી. 'નીતિ'નું શિક્ષણ બુદ્ધિના શિક્ષણથી પણ ઉપયોગી છે તેથી એ વિષે નવેંબર તેમજ ડીસેંબર માસમાં વિસ્તારથી લખ્યું છે. શિક્ષણક્રમમાં પ્રત્યક્ષ નીતિશિક્ષણનો નિર્દેશ ન હોય તેમજ એ વિષે કંઈ પુસ્તક પણ ખાતા તરફથી નિર્મિત થયું ન હોય તોપણ પ્રત્યક્ષ રીતે પોતાના વર્તનથી તેમજ કેટલીક ટેવો કેળવવા ખાસ પ્રયત્ન કરવાથી કેવી રીતે શિક્ષણ આપી શકાય તે એ લેખ વાંચવાથી સમજાશે. તેમજ 'શિક્ષણશાસ્ત્ર અને શિક્ષણકળા' વિષેનું લખાણ ઘણું મનન કરવા યોગ્ય છે. જૂની ને નવી શિક્ષણપદ્ધતિ વચ્ચેનો કંઈક ભેદ, કેવળ વ્યાખ્યાનપદ્ધતિના પ્રયોગથી થતી હાનિ, સ્મરણશક્તિ કેળવવી કેવી આવશ્યક છે, અને તે વિષે અગાઉના અને હાલના વિદ્વાનોના કેવા મત છે અને તેનું શું તારતમ્ય છે, શિક્ષણમાં રસ ઉત્પન્ન કરવાની કેવી આવશ્યકતા છે, ઉત્તમ શિક્ષણનું શું લક્ષણ છે, પરીક્ષાના ઉદ્દેશથી નહિ પણ સર્વ શક્તિઓ કેળવી વિષય પર રસ ઉત્પન્ન કરવામાં કેવી રીતે ઉત્તમ શિક્ષણ સમાયલું છે, માનસશાસ્ત્રનો શાસ્ત્રીય નહિ પણ વ્યાવહારિક અભ્યાસ શિક્ષકને કેવો જરૂરનો છે, બાળક સાથે બાળક થવું, તેમનામાંની દરેક વ્યક્તિનાં સર્વ લક્ષણો—ગુણ અને દોષો જાણવા કેવા અગત્યના છે, તેમજ નીતિના શિક્ષણનો પાયો રચવો એ શિક્ષકની કેવી ફરજ છે, સ્વાભિમાન, આજ્ઞાધીનતા, વિશ્વાસ અને સત્યનાં બીજ રોપવાં, પોષવાં અને પરિપક્વ કરવાં એ ફરજ અદા કરવાને તે કેવો બંધાયલો છે ને ન અદા કરે તો ઈશ્વરની નજરમાં તે કેવો મહાપાતકી છે—આ સર્વ ડીસેમ્બર માસના અંકમાં વિગતવાર દર્શાવ્યું છે, તે દરેક શિક્ષકે મનન કરવા યોગ્ય છે. આમાંના કેટલાક વિષયો વિષે અગાઉ પણ લખવામાં આવ્યું છે, પરંતુ અગત્યના વિષય પર વારંવાર વિવેચન કરવાથી વાચકવર્ગના મન પર સંસ્કાર ઊંડા પડે છે અને જેમ સંસ્કાર ઊંડા પડે છે તેમ સ્મરણશક્તિ પ્રબળ થાય છે અને સહકારી સજાતીય વિચાર કે દર્શનને સાદૃશ્યે કે વિજાતીય વિચાર કે દર્શનને વિરોધે સંસ્કાર જાગ્રત થાય છે અને સ્મરણશક્તિનો તાત્કાલિક ઉદ્બોધ થાય છે.

પદાર્થપાઠને લગતા પણ કેટલાક વિષયો ચર્ચાયા છે. મીઠું અને

ઍાળસીને વિષે પુષ્કળ જાણવા જોગ હકીકત જુલાઈ, ઑગસ્ટ ને નવેમ્બરના અંકોમાં આપી છે.

ભૂગોળ શિખવવા માટે તાલુકાની ભૂગોળનું શિક્ષણ કેવી રીતે આપવું તે તથા ભૂગોળના કેટલાક નમુનાદાર પાઠો સપ્ટેમ્બર અને ઑકટોબરના અંકોમાં આપ્યા છે. 'ઉત્તર વિભાગ અને ગુજરાત પ્રાન્તની ભૂગોળ' ત્રીજા ધોરણ માટે જરૂર જેટલી ઑક્ટોબર માસના અંકમાં તમામ શિક્ષકોના ઉપયોગને માટે આપી છે. વળી ભૂગોળને તેમજ ખગોળને લગતી કેટલીક અગત્યની હકીકત—આબોહવા, વાદળાં, ચન્દ્રની ઉત્પત્તિ, નવો ધૂમકેતુ, વેપારથી થયલી ઇંગ્લેંડની ઉન્નતિ, જમૈકા તથા બ્રિટિશ હિંદના રાજકીય વિભાગ—ગત વર્ષના અંકોમાં આપી છે, તે પણ શિક્ષકોને ઉપયોગી છે.

ઇતિહાસના વિષયમાં ઔરંગઝેબ, તેમજ સુલતાન મુઝફ્ફરશાહ ને લૉર્ડ બ્રિજમૅનની હકીકત વાંચવા લાયક છે

આધુનિક પ્રાકૃતિક શાસ્ત્રને લગતી શોધોમાં '**એક પાટા પર ચાલતી આગગાડી**' નો તેમજ '**લ્યુસિટેનિઆ**' નો લેખ લક્ષપૂર્વક વાંચવાથી પ્રાકૃતિક વિદ્યાના ચમત્કારનુ ભાન થશે.

ચર્ચાપત્રના જવાબમાં '**મિશ્રરાશિ**' અને '**ઇંગ્રેજી પંચાંગ**' ના વિષયોનુ નિરૂપણ કરવામાં આવ્યુ છે તે શિષ્ટ શિક્ષકોને ઘણું ઉપયોગી છે.

આ ઉપરાંત '**કિંડર્ગાર્ટન**' અને '**વરરુચિકૃત પ્રાકૃતપ્રકાશ**' તેમજ '**ન્યાયશાસ્ત્ર**'ના વિષયો પણ ગત વર્ષમા જારી રાખવામાં આવ્યા છે.

'**ધર્મની આવશ્યકતા**' વિષેનો લેખ ઑકટોબર માસમાં પ્રસિદ્ધ કર્યો છે તે વાંચવાથી ધર્મ જેવા ગહન વિષયના સામાન્ય વિચાર-ઈશ્વરનું અસ્તિત્વ, માનસિક પવિત્રતા કરતાં હૃદયની પવિત્રતા કેવી બળવત્તર છે ને તે જાણુવા ઈશ્વરે દરેક હૃદયમાં સાક્ષી મુકયો છે તે ઉપરાંત અન્યની જરૂર નથી વગેરે વિચાર—શિષ્યનાં મનમાં કેવા સહેલથી ઉતારી શકાય તે સમજાશે.

વળી એ વર્ષમાં શિક્ષકવર્ગને એક અતિશય અગત્યનો વિષય દાખલ કર્યો છે. નવીન વાચનમાળામાં અશિક્ષિત શિક્ષકોથી ઘણું સમજાતું નથી, તેથી તેવાં સંદિગ્ધ સ્થળોનો ખુલાસો કરવાનો આરંભ કર્યો છે. ગયા સપ્ટેંબર માસના અંકથી 'બાળપોથી' થી આરંભી વાચનમાળાના કેટલાક ખુલાસા આપવા માંડયા છે.

આના સંબંધમાં અમારે કહેવું જરૂરનું છે કે ઘણા શિક્ષકો તરફથી વાચનમાળાના દોષો વિષે લખાણ આવે છે; પરંતુ વાચનમાળા પર શાળાપત્રમાં ટીકા કરવી એ અમારૂં કર્ત્તવ્ય નથી. અમે જે ખુલાસા આપીએ તે ઉપરાંત વિશેષ ખુલાસાની જરૂર હોય તો તે વિષે લખી મોકલવાથી ઘટિત કરવામાં આવશે.

નવીન વર્ષમાં એજ શૈલીએ ભિન્ન ભિન્ન વિષયોનું વિવેચન કરવામાં આવશે. 'માનસશાસ્ત્ર,' 'કાવ્યશાસ્ત્ર' અને હેમચન્દ્રના 'અપભ્રંશ પ્રકરણ' વિષે સ્થળસંકોચને લીધે લખી શકાયું નથી તે આ વર્ષમાં ઘણું કરીને લખવામાં આવશે. આશા છે કે 'શાળાપત્ર' બાંધી મૂકવાને બદલે શિક્ષકો તેનો યોગ્ય ઉપયોગ કરી બાળકોનાં તન, મન અને હૃદયને યથાયોગ્ય કેળવી સંસ્કારી કરવા પ્રયત્ન કરશે અને ઉછરતી પ્રજા જેના પર દેશના ભવિષ્યનું બંધારણ છે તેનું કલ્યાણ કરવા ચૂકશે નહિ. તથાસ્તુ !

---

## ન્યાયશાસ્ત્ર.

(સાંધણ પુ. ૪૬ પૃ. ૨૨૩ થી)

### હેત્વાભાસ.

ન્યાયના બે પ્રકાર વ્યાપ્તિન્યાય (ઇંડક્શન) અને અનુમાન (ડીડક્શન) છે. તે બે પ્રકારનું વિવેચન તેમજ સંસ્કૃત અને પાશ્ચાત્ય નૈયાયિકો અનુમાનનું સ્વરૂપ કેવું આપે છે અને તે બે સ્વરૂપમાં શું તારતમ્ય છે તે બાબત અગાઉ વિસ્તારથી કહી ગયા છીએ. હવે શુદ્ધ અનુમાન વિષે સંપૂર્ણ જ્ઞાન થવા માટે દૂષિત અનુમાનનું પણ જ્ઞાન આવશ્યક છે. એ જ્ઞાન થાય ત્યારેજ ન્યાયશાસ્ત્રનું અધ્યયન પરિપૂર્ણ અને સાર્થક થયું કહેવાય. આ કારણથી અનુમાનના દોષ વિષે આ પ્રકરણ આપ્યું છે.

હેતુ ત્રણ પ્રકારનો છે—૧ કેવલાન્વયી, ૨ કેવલવ્યતિરેકી અને ૩ અન્વયવ્યતિરેકી. અનુમાનમાં માત્ર અન્વયવ્યાપ્તિજ હોય, અને વ્યતિરેકવ્યાપ્તિ ન હોય તો અનુમાન તેમજ હેતુ કેવલાન્વયી કહેવાય. માત્ર વ્યતિરેકવ્યાપ્તિજ હોય અને અન્વયવ્યાપ્તિ ન હોય તો અનુમાન અને હેતુ કેવલવ્યતિરેકી કહેવાય. પણ જો બંને વ્યાપ્તિ હોય તો અનુમાન તે-

મજ હેતુ અન્વયવ્યતિરેકી કહેવાય. ‘ પર્વત વહ્નિમાન્ છે, ધૂમવાન્ છે તેથી’ એ અન્વયવ્યતિરેકીનો દાખલો છે; કેમકે એમાં બંને વ્યાપ્તિ છે. ‘ જે જે ધૂમવાન્ છે તે તે વહ્નિમાન્ છે, જેમકે રસોડું ’ એ અન્વયવ્યાપ્તિ છે; અને ‘જે જે વહ્નિમાન્ નથી તે તે ધૂમવાન્ નથી, જેમકે તળાવ ’ એ વ્યતિરેકવ્યાપ્તિ છે આવા પ્રકારનું અનુમાન અન્વયવ્યતિરેકી કહેવાય છે, તેમજ ‘ ધૂમવત્ત્વ ’ એ હેતુને બંને વ્યાપ્તિ હોવાથી એ હેતુ પણ અન્વયવ્યતિરેકી કહેવાય છે. એ અનુમાનમાં ‘ પર્વત ’ પક્ષ છે, ‘ રસોડું ’ સપક્ષ છે અને ‘ તળાવ ’ એ વિપક્ષ છે. જેમાં સાધ્ય સંદિગ્ધ હોય તે પક્ષ, નિશ્ચિત હોય તે સપક્ષ અને જેમાં સાધ્યનો અભાવ નિશ્ચિત હોય તે વિપક્ષ કહેવાય છે. ‘ પર્વત વહ્નિમાન્ છે, ધૂમવાન્ છે તેથી ’ એ અનુમાનમાં ‘ વહ્નિમત્ત્વ ’ સાધ્ય છે. પર્વતને વિષે તે સંદિગ્ધ છે ( જો પર્વત પર વહ્નિ છે એવી ખાતરી હોય તો અનુમાન થાય નહિ ), માટે ‘ પર્વત ’ એ પક્ષ છે. રસોડામાં વહ્નિમત્ત્વ નિશ્ચિત છે અને તળાવમાં વહ્નિમત્ત્વનો અભાવ નિશ્ચિત છે–રસોડામાં વહ્નિ છે, એ આપણે પ્રત્યક્ષ પ્રમાણથી નક્કી કર્યું છે; તેમજ તળાવમાં વહ્નિનો અભાવ છે, વહ્નિ નથી એ પણ નક્કી છે—માટે ‘રસોડું’ એ સપક્ષ અને ‘ તળાવ ’ એ વિપક્ષ કહેવાય છે. આ ઉપરથી જણાશે કે અન્વયવ્યાપ્તિનું ઉદાહરણ તે સપક્ષ અને વ્યતિરેકવ્યાપ્તિનું ઉદાહરણ તે વિપક્ષ. જેને માત્ર અન્વયવ્યાપ્તિ હોય તે લિંગ કેવલાન્વયી કહેવાય છે. ‘ ઘટ [1]અભિધેય છે, [2]પ્રમેય છે તેથી ’. એમાં ‘ પ્રમેયત્વ ’ લિંગ કેવલાન્વયી છે. જે જે પ્રમેય છે તે તે અભિધેય છે, જેમકે ઘટ ’ એ હેતુ અને સાધ્ય વચ્ચે અન્વયવ્યાપ્તિ છે; પરંતુ ‘ જે જે અભિધેય નથી તે તે પ્રમેય નથી ’ એવી સાધ્યાભાવ અને હેત્વભાવ વચ્ચે વ્યતિરેકવ્યાપ્તિ થઈ શકતી નથી; કેમકે સર્વ વસ્તુ અભિધેય તેમજ પ્રમેય હોવાથી સાધ્યાભાવ અપ્રસિદ્ધ છે. જેને માત્ર વ્યતિરેકવ્યાપ્તિ છે તે લિંગ કેવલવ્યતિરેકી છે. ‘ જીવતું શરીર આત્માવાળું છે, પ્રાણાદિવાળું છે તેથી ’ એ અનુમાનમાં ‘ જે જે આત્માવાળું નથી તે તે પ્રાણાદિવાળું નથી, જેમકે ઘડો વગેરે ’ એમ વ્યતિરેકવ્યાપ્તિ છે; પરંતુ ‘ જે જે પ્રાણાદિવાળું છે તે તે આત્માવાળું છે ’ એમ અન્વયવ્યાપ્તિ થઈ શકતી નથી; કેમકે એમાં ‘ સર્વ જીવતાં શ-

૧ શબ્દ વડે કહી શકાય એવું, વાચ્ય. ૨ જ્ઞાન થઈ શકે એવું, જ્ઞેય.

રીર ’ પક્ષ હોવાથી દૃષ્ટાન્ત—ઉદાહરણ મળી શકતું નથી. હેતુ અને સાધ્ય જીવતા શરીરમાંજ છે, અન્યત્ર નથી. વળી ‘ પૃથિવી ઇતર પદાર્થોથી ભિન્ન છે, ગન્ધવાળી છે તેથી ’ એ પણ કેવલવ્યતિરેકી અનુમાન છે; કેમકે એ-માં ‘ જે ઇતર પદાર્થોથી ભિન્ન નથી તે ગન્ધવાળું નથી, જેમકે જળ વગેરે ’ એમ વ્યતિરેકવ્યાપ્તિ છે, પણ ‘ જે ગન્ધવાળું છે તે ઇતર પદા-ર્થોથી ભિન્ન છે ’ એમ અન્વયવ્યાપ્તિ નથી; કેમકે પૃથિવીમાત્ર પક્ષ હોવા-થી દૃષ્ટાન્ત નથી. ઉપલા દાખલાઓ ઉપરથી સમજાશે કે કેવલાન્વયી અ-નુમાનમાં વિપક્ષ ન હોવાથી વ્યતિરેકવ્યાપ્તિ નથી અને કેવલવ્યતિરેકી અ-નુમાનમાં સપક્ષ ન હોવાથી અન્વયવ્યાપ્તિ નથી. અન્વયવ્યતિરેકી અનુમા-નમાં સપક્ષ અને વિપક્ષ બંને હોવાથી બંને વ્યાપ્તિ છે.

શુદ્ધ અનુમાન માટે હેતુમાં ત્રણ સ્વરૂપ આવશ્યક છે—૧ પક્ષધર્મ-ત્વ-પક્ષવૃત્તિત્વ-પક્ષમાં હોવું તે, ૨ સપક્ષસત્ત્વ-સપક્ષમાં હોવું તે અને ૩ વિપક્ષવ્યાવૃત્તિ-વિપક્ષમાં ન હોવું તે. ‘ પર્વત વહ્નિમાન્ છે, ધૂમવાન્ છે તેથી ’ એ શુદ્ધ અનુમાન તપાસશો તો માલમ પડશે કે એમાં ધૂમ-વત્ત્વ હેતુમાં ત્રણે સ્વરૂપો છે. ધૂમવત્ત્વ પક્ષ-પર્વતમાં છે; કેમકે અનુમાન કરતી વખતે પર્વતમાં ધૂમ ન હોય તો વહ્નિનું અનુમાન શુદ્ધ થાય નહિ. સપક્ષસત્ત્વ પણ ધૂમવત્ત્વમાં છે. અર્થાત્, ધૂમવત્ત્વ-ધુમાડો હોવાપણું સ-પક્ષ-મહાનસાદિમાં (રસોડા વગેરે સ્થળે જ્યાં વહ્નિમત્ત્વ સાધ્ય નિશ્ચિત છે ત્યાં) છે. જો સપક્ષમાં હેતુ અને સાધ્યનું નિયમિત સાહચર્ય જોયું ન હોય તો અન્વયવ્યાપ્તિ થઈ શકે નહિ. ત્રીજું સ્વરૂપ-વિપક્ષવ્યાવૃત્તિ પણ ધૂમવત્ત્વ હેતુમાં છે; કેમકે તળાવ વગેરે વિપક્ષમાં ધુમાડો નથી. આ પ્રમાણે શુદ્ધ અન્વયવ્યતિરેકી હેતુમાં ત્રણે સ્વરૂપ માલમ પડશે. કેવ-લાન્વયી હેતુમાં વિપક્ષ ન હોવાથી તેમજ કેવલવ્યતિરેકી હેતુમાં સપક્ષ ન હોવાથી બેજ સ્વરૂપ માલમ પડશે. આ ત્રણ સ્વરૂપ ઉપરાંત કેટલાક નૈયાયિકો અબાધિતવિષયત્વ અને અસત્પ્રતિપક્ષત્વ એવાં બીજાં બે સ્વ-રૂપો પણ આવશ્યક ગણે છે. અબાધિતવિષયત્વ એટલે જેમાં વિષય—સાધ્ય બાધિત થયો નથી એવું સ્વરૂપ; અર્થાત્, જેમાં અન્ય પ્રમાણથી સાધ્યના અભાવનું યથાર્થજ્ઞાન થયું નથી એવું સ્વરૂપ. વહ્નિ અનુષ્ણ છે, પદાર્થ છે તેથી, જળની પેઠે ’ એમાં ‘ પદાર્થત્વ ’ હેતુ બાધિત છે; કેમકે ત્વગિન્દ્રિયથી વહ્નિમાં ઉષ્ણત્વનું જ્ઞાન થાય છે. સાધ્યના અભાવનું

અન્ય પ્રમાણથી યથાર્થજ્ઞાન થાય છે, માટે હેતુમાં અબાધિતવિષયત્વ નથી. 'પર્વત વહ્નિમાન્ છે, ધૂમવાન્ છે તેથી' એ શુદ્ધ અનુમાનમાં વહ્નિમત્ત્વ જે સાધ્ય છે તેનો અભાવ પ્રત્યક્ષ કે અન્ય પ્રમાણથી *પ્રમિત થયો નથી, માટે હેતુમાં અબાધિતવિષયત્વ સ્વરૂપ છે. અસત્પ્રતિપક્ષત્વ એ પાંચમું સ્વરૂપ છે. જે સિદ્ધ કરવાનુ હોય તેનો અભાવ સાધનાર હેતુ પ્રતિપક્ષ કહેવાય છે. એવો પ્રતિપક્ષ હેતુને ન હોવો જોઈએ. 'પર્વત વહ્નિવાળો છે, ધૂમવાળો છે તેથી મહાનસની પેઠે, પર્વત વહ્નિના અભાવવાળો છે, પાષાણમય છે તેથી, ⌘કુડયની પેઠે' આમાં ધૂમવત્ત્વ હેતુનો પાષાણમયત્વ હેતુ પ્રતિપક્ષ છે; માટે હેતુનું સ્વરૂપ અસત્પ્રતિપક્ષત્વ–(અ=નથી, સત્=વિદ્યમાન અને પ્રતિપક્ષ=સાધ્યનો અભાવ સિદ્ધ કરનાર હેતુ) જેમાં પ્રતિપક્ષ વિદ્યમાન નથી એવું–નથી. 'પર્વત વહ્નિમાન્ છે, ધૂમવાન્ છે તેથી' એ શુદ્ધ અનુમાનમાં હેતુ ધૂમવત્ત્વને પ્રતિપક્ષ ન હોવાથી તેમાં અસત્પ્રતિપક્ષત્વ છે. આ પ્રમાણે દરેક સદ્‌હેતુ–શુદ્ધ હેતુમાં અન્વયવ્યતિરેકી હોય તો પાચ સ્વરૂપ–પક્ષધર્મત્વ, સપક્ષસત્ત્વ, વિપક્ષવ્યાવૃત્તિ, અબાધિતવિષયત્વ અને અસત્પ્રતિપક્ષત્વ—હોવાં જોઈએ. કેવલાન્વયી હેતુમાં વિપક્ષ અપ્રસિદ્ધ હોવાથી વિપક્ષવ્યાવૃત્તિ નથી અને કેવલવ્યતિરેકી હેતુમાં સપક્ષ ન હોવાથી સપક્ષસત્ત્વ નથી.

અશુદ્ધ હેતુને હેત્વાભાસ કહે છે. હેત્વાભાસ શબ્દના બે અર્થ છે; (૧) હેતુનો આભાસ, હેતુની પેઠે જે દેખાય, અર્થાત્, જે શુદ્ધ હેતુ નથી, પણ શુદ્ધ હેતુ જેવો ભાસમાન થાય છે તે, અશુદ્ધ હેતુ, અસત્ હેતુ; (૨) બીજો અર્થ હેતુને વિષે આભાસ, અર્થાત્ હેતુદોષ થાય છે. આ પ્રમાણે દુષ્ટ હેતુ અને હેતુદોષ એવા બે અર્થ હેત્વાભાસના થાય છે. હેતુદોષ એવો અર્થ લઈને નૈયાયિકોએ હેત્વાભાસના વિભાગ પાડયા છે, દુષ્ટ હેતુ એવો અર્થ લઈને પાડયા નથી; કેમકે જો દુષ્ટ હેતુ એવો અર્થ લઈને વિભાગ પાડે તો જે હેતુમાં અનેક દોષ હોય, તેને કયા વિભાગમાં નંખાય? "વાયુ ગન્ધવાળો છે, સ્નેહથી' એમાં સ્નેહ હેતુમાં પાંચે હેત્વાભાસો આવે છે; તેમજ 'ઘટ પટ છે, કુડય છે તેથી' એમાં કુડયત્વ હેતુમાં પણ પાંચે હેત્વાભાસો છે. હૃદ વહ્નિમાન્ છે, ધૂમથી' એમાં ત્રણ

* તેનું યથાર્થજ્ઞાન થયું નથી. ⌘ દિવાલ.

હેત્વાભાસ છે;' તેમજ 'પર્વત' ધૂમવાન્ છે, વહ્નિથી' એમાં બે હેત્વાભાસ છે. આવે સ્થળે દુષ્ટ હેતુ ગણી હેત્વાભાસના વિભાગ કર્યા હોય તો આવા હેતુઓને કયા વિભાગમાં નાંખવા? આમાં ગમે તે એકમાં તો મુકાયજ નહિ, તેમજ એવાનો જુદો વિભાગ પણ થાય નહિ. આ કારણથી નૈયાયિકોએ હેત્વાભાસને હેતુનો દોષ એવો અર્થ લઈ તેના વિભાગ કર્યા છે અને ઉપર જણાવ્યા જેવા જે હેતુમાં અનેક દોષ આવે તેને તે તે અનેક હેત્વાભાસથી દુષ્ટ થયલો ગણ્યો છે.

હવે હેત્વાભાસ–હેતુદોષ એટલે શું તે સમજવું જોઈએ. એ સમજવા માટે 'પર્વત વહ્નિમાન્ છે, ધૂમવાન્ છે તેથી' એ અનુમાન તપાસવું જોઈએ. પર્વત વહ્નિમાન્ છે' એવું જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તેને નૈયાયિકો અનુમિતિ કહે છે હવે એ જ્ઞાન શાથી ઉત્પન્ન થાય છે? ધૂમ અને વહ્નિના વ્યાપ્તિજ્ઞાનથી એ જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ કારણથી અનુમાન —વ્યાપ્તિજ્ઞાન અનુમિતિનું કરણ કહેવાય છે. પણ અનુમાનથી તરત અનુમિતિ ઉત્પન્ન થતી નથી. ધૂમ અને વહ્નિનું વ્યાપ્તિજ્ઞાન થયું કે તરતજ પર્વત વહ્નિમાન્ છે એવી અનુમિતિ થશે નહિ. 'વહ્નિવ્યાપ્ય ધૂમવાન્ આ પર્વત છે'—જે ધુમાડાને વહ્નિ સાથે વ્યાપ્તિ છે તે ધૂમાડાવાળો આ પર્વત છે એવો પરામર્શ થાય ત્યારેજ અનુમિતિ થાય. અનુમિતિરૂપ જ્ઞાનમાં પરામર્શ વ્યાપાર છે. વ્યાપાર એટલે જે કરણથી જન્ય હોઈ કરણ–જન્યનો જનક છે. પરામર્શ વ્યાપ્તિજ્ઞાન કે અનુમાનથી જન્ય છે અને વ્યાપ્તિજ્ઞાનથી જન્ય જે અનુમિતિ તેનો જનક છે. આ કારણથી પરામર્શ એ અનુમિતિજ્ઞાનમાં વ્યાપાર છે. વ્યાપાર એ કરણ અને જ્ઞાનનું વચલું પગથીઉં છે. વ્યાપ્તિજ્ઞાનથી પરામર્શ થાય છે અને પરામર્શથી અનુમિતિ થાય છે, માટે પરામર્શ એ વ્યાપાર છે; અને એવું વ્યાપારવાળું જે કારણ વ્યાપ્તિજ્ઞાન તે કરણ છે. નૈયાયિકો વ્યાપારવાળા કારણનેજ કરણ કહે છે. હવે હેત્વાભાસનો અર્થ સમજાશે. અનુમિતિ કે તેનું કરણ વ્યાપ્તિજ્ઞાન એ બેમાંથી ગમે તે એકનો પ્રતિબન્ધ કરનાર જે યથાર્થજ્ઞાન તદ્વિષયક ધર્મ તે હેત્વાભાસ; જેમકે 'તળાવ વહ્નિમાન્ છે, ધૂમથી' એમાં તળાવમાં ધૂમ નથી એવુ યથાર્થજ્ઞાન અનુમિતિનું પ્રતિબન્ધક થાય છે તેથી એ જ્ઞાનનો વિષય જે ધૂમ તેનો ધર્મ ધૂમવત્ત્વ હેત્વાભાસ છે. આ

જ્ઞાન યથાર્થજ્ઞાન હોવું જોઈએ, ભ્રમ હોય તો ચાલે નહિ. 'પર્વત વહ્નિ-માન્ છે, ધૂમવત્ત્વથી' એ અનુમાનમાં વહ્નિનો અભાવ પ્રત્યક્ષ છે, તેથી હેતુ બાધિત છે એમ જો કોઈ કહે તો એ અભાવજ્ઞાન ભ્રમ હશે તો હે-તુ દૂષિત થઈ હેત્વાભાસ થશે નહિ.

અપૂર્ણ.

---

## આધુનિક વિમાન. (Airship)

આપણામાંનાં દરેકે રામાયણમા વાંચ્યુ હશે કે અયોધ્યાથી લંકા જતી વખતે શ્રી રામચંદ્રજીને મોટાં મોટાં ધાડાં જંગલમાંથી પોતાનો ર-સ્તો કરવો પડયો હતો, પણ લંકાથી જ્યારે અયોધ્યા પાછા પધાર્યા તે વખતે તેમણે વિમાનમાં મુસાફરી કરી હતી. કેટલાક લોકો હસી કાઢતા કે વિમાનમાં બેસીને આકાશમા આ રીતે મુસાફરી કરવી એ તદનજ અશક્ય છે. હાલ પશ્ચિમ તરફના વિદ્વાનોએ આ અશક્ય બાબત શક્ય છે એમ સિદ્ધ કરી બતાવ્યું છે અને યુરોપની જુદી જુદી પ્રજાઓ આજે એવા વિમાન (Airship) પાછળ લાખો રૂપીઆ ખરચે છે†

પશ્ચિમની પ્રજાએ પહેલ વહેલાં બલૂન બનાવ્યું અને તે ઉપરથી હાલ ધીમે ધીમે વિમાન બનાવવાને તે શક્તિમાન્ થઈ છે. આપણા ચોક-સીઓ કેટલીક વખતે સોનાના દાગીના પાણીમાં તોળે છે તે વખતે હ-વામાં તોળતાં જેટલુ તે દાગીનાનુ વજન માલમ પડે છે તેના કરતાં પા-ણીમાં તેનું વજન ઓછુ માલમ પડે છે. એ દાગીનો જેટલા પાણીની જગ્યા રોકે છે તેટલા પાણીનું જેટલુ વજન થાય તેટલુ વજન સોનાના દાગીનાના વજનમાંથી ઓછું થાય છે. સોનાના દાગીનાને બદલે કોઈ પણ બીજી ચીજ આવી રીતે જોખીશું તો એજ પ્રમાણે તેના પણ વજનમાં ફેર માલમ પડ્યા વગર રહેશે નહિ. વજનમાં આ જે ફેર માલમ પડે છે તેટલા વજનનુ બળ પાણીમાં મૂકેલી ચીજને ઉપર ધકેલે છે. આ નિયમ ઉપરથી જો ચીજનું વજન તેટલા કદના પાણીના વજન કરતાં ભારે હોય છે તો તે ચીજ ડૂબી જાય છે અને જો તે ચીજનું વજન પાણીના વજન

---

†કાઉન્ટ ઝેપેલીનના વિમાનની કિંમત રૂા. ૩,૭૫,૦૦૦ ની છે.

કરતાં ઓછું હોય છે તો તે નીચલું બળ તે ચીજને ઉપરજ રાખે છે, એ-ટલે ડૂબવા દેતું નથી. આજ કારણથી લાકડું પાણીમાં તરે છે અને સો-નાનો દાગીનો પાણીમાં ડૂબી જાય છે. પ્રવાહી પદાર્થનો આ નિયમ હવા-ઓને પણ લાગુ પડે છે. એટલે કે જે પ્રમાણે પાણીમાં પદાર્થને જોખતાં તે પદાર્થનું ખરૂં વજન માલમ પડતું નથી તેમજ હવામાં પણ તે પદાર્થને જોખતાં તેનું ખરૂં વજન માલમ પડતું નથી. જેમ પાણીમાં તેટલા કદના પાણીનું જેટલું વજન થાય છે તેટલો તે પદાર્થ ઓછો ઉતરે છે તેમ હ-વામાં પણ તેટલા કદની હવાનું જેટલું વજન થાય છે તેના જેટલો પેલો પદાર્થ ઓછો ઉતરે છે. બીલકુલ હવા ન હોય એવીજ જગ્યામાં જોખ-વાથી આપણને તે ચીજનું ખરૂં વજન માલમ પડે છે. પાણીના વજન કરતાં જો તે પદાર્થનુ વજન ઓછું હોય છે તો તે પદાર્થ તરી આવે છે, તેજ પ્રમાણે હવામાં પણ તેટલા કદની હવાના કરતાં તે પદાર્થનું વજન ઓછું હોય છે તો તે પદાર્થ તરી આવે છે એટલે ઊંચે ચઢે છે. આ નિયમ પર બલૂન બનાવવામાં આવે છે. બલૂનનું જેટલું વજન થાય તેના કરતાં તેટલા કદના વાતાવરણનુ જો વધારે વજન હોય તોજ તે બલૂન ઊંચે જઈ શકે અથવા હવામાં તરી શકે. દાખલા તરીકે–જો હવા ભરેલા બલૂનનું વજન ૬૦૦ રતલ હોય અને એટલા કદના વાતાવરણનું વજન ૧,૦૦૦ રતલ હોય તે તે બલૂન ૪૦૦ રતલના બળથી હવામાં ઊંચે જશે. હવા બહાર નીકળી ન જાય એવી કોથળીમાં હલકા વજનની હાઇડ્રોજન અથવા કોલગેસ ભરવામાં આવે અને તેનુ મોં જો બંધ કરી હવામાં મુકી દે તો તે એકદમ ઊંચે ચઢે છે. હાઇડ્રોજન ગૅસ વાતાવરણ કરતાં ૧૫ ગ-ણી હલકી અને કોલગૅસ અઢી ગણી હલકી છે. માટે હાઇડ્રોજન ગૅસથી જો બલૂન ભરવામાં આવે તો તે કોલગૅસ કરતાં વધારે ઊંચું જઈ શકે.

મેળાઓની અંદર રબરની કોથળીમાં હવા ભરી વેચવામાં આવે છે તે કોથળીઓ તો ઘણાએ જોઈ હશે. એ હવા ભરેલી કોથળીને જો વા-તાવરણમાં મુકવામાં આવે તો તે થોડે ઊંચે સુધી જાય છે. આ હવા ભરેલી રબરની કોથળી એક જાતનું બલુન છે. કાગળનાં બલૂન પણ ર-મકડાની માફક વેચાતાં મળે છે. તેમાં કોથળીના મોં આગળ એક પાતળી સળીઓ હોય છે. એ સળીઆ પર જો સ્પિરિટનું પુમડું મૂકીને સળગા-

ગૅસ ભરે છે અને ઊંચે જાય છે. આવડું મોટું બલૂન આકાશમાં જ્યારે ઊંચું ગયલું હોય છે તે વખતે એક નાના પક્ષી જેવું દેખાય છે. મરદો એવો તમાસો કરે છે એટલુંજ નહિ પણ સ્ત્રીઓ પણ એમ બલૂનમાં બેસી ઊંચે જાય છે અને ઊતરે છે. જ્યારે બલૂનમાં હવા ભરવામાં આવે છે તે વખતે એનું કદ એટલું બધું મોટું થાય છે કે તેને એ જમીન પર પકડી રાખવું બહુ મુશ્કેલ થઈ પડે છે. એક ગાંડા હાથીને પકડીને કબ્જામાં રાખવું જેટલું મુશ્કેલ છે તેટલુંજ આવા ફૂલેલા બલૂનને પકડી રાખવું મુશ્કેલ છે. કેટલાક આવા બલૂનમાં ઊંચે ગયલા આદમીઓએ પોતાની જીંદગીનો ભોગ પણ આપ્યો છે. કાંતો બલૂન એકદમ ફાટી જવાથી નીચે ઊતરી પડે છે અથવા તો છેલ્લી વખતે પેરેશુટ છૂટું પડતું નથી અને તેથી અંદર બેઠેલો આદમી મરી જાય છે. થોડાં વર્ષ પર જ્યારે મુંબાઈમાં એવો એક ખેલ થયો હતો તે વખતે ત્યાંથી ઊંચે ગયલો આદમી બલૂન ફાટી જવાથી એકદમ નીચે પડ્યો હતો અને તરત તેનું મૃત્યુ થયું હતું.

બલૂન ખાસ કરીને લડાઈ વખતે ઘણું કામનું થઈ પડે છે, તેથી હાલ દરેક પ્રજાના લશ્કર ખાતામાં બલૂનમાં બેસી ઊંચે જાય એવા અમુક માણસો રાખવામાં આવે છે. ઈ. સ. ૧૮૭૦ માં જે વખતે જર્મનોએ પેરિસ શહેરને ઘેરો ઘાલ્યો હતો તે વખતે બલૂનો ઘણાંજ ઉપયોગી થઈ પડયાં હતાં. દુશ્મનનું લશ્કર કેટલું છે, તેમને મદદ આવી મળશે કે નહિ વગેરે એક ક્ષણમાં બલૂનમાં બેઠેલો આદમી જોઈ શકે છે અને તેથી તે પોતાના લશ્કરને ઘણો લાભ કરી શકે છે. વળી પેરિસના ઘેરા વખતે અંદરના લોકોનો પત્રવ્યવહાર બંધ પડયો હતો. તેથી ફ્રેંચ લોકોએ બલૂન મારફતે ૨૫,૦૦,૦૦૦ કાગળો દેશના જુદા જુદા ભાગમાં મોકલ્યા હતા, અને કેટલાક લોકો તો બલૂનમાં બેસી શહેરમાંથી નાસી પણ ગયા હતા. બોર લોકોની લડાઈમાં પણ દુશ્મનના હરવા ફરવાની ગોઠવણ જોવામાં બલૂનો રાખવામાં આવ્યાં હતાં. બલૂનમાં બેસી સૌથી વધારે ઊંચાઈએ જનાર આદમીઓ ગ્લેઇશર અને કોકસવેલી હતા. તેઓ ઈ. સ. ૧૮૬૨ માં લગભગ સાત માઈલની ઊંચાઈ સુધી ગયા હતા. પાંચ માઇલ સુધી એ લોકોને કંઈ પણ જાતની મુશ્કેલી નડી નહોતી. એથી વધારે ઊંચાઈએ હવા ઘણીજ પાતળી હોવાને લીધે એ લોકોને કૃત્રિમ હવાનો શ્વાસ લેવો પડયો હતો. અપૂર્ણ.

---

## ઇસ્વી સન ૧૯૦૮, સંવત્ ૧૯૬૪–૬૫.

| તારીખ. | જાન્યુઆરી. | | ફેબ્રુઆરી. | | માર્ચ. | | એપ્રિલ. | | મે. | | જુન. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | માગશર–પોસ. | | પોસ–માહ. | | માહ–ફાગણ. | | ફાગણ–ચૈત્ર. | | વૈશાખ–જેઠ. | | જેઠ–અષાડ. | |
| | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. |
| ૧ | ૧૨ | બુ. | ૧૪ | શ. | ૧૪ | ર. | ૩૦ | બુ. | ૧ | શુ. | ૨ | સો. |
| ૨ | ૧૩ | ગુ. | ૩૦ | ર. | ૩૦ | સો. | ૧ | ગુ. | ૨ | શ. | ૩ | મં. |
| ૩ | ૩૦ | શુ. | ૧ | સો. | ૧ | મં. | ૨ | શુ | ૩ | ર. | ૪ | બુ. |
| ૪ | ૧ | શ. | ૨ | મં. | ૨ | બુ. | ૩ | શ. | ૪ | સો. | ૫ | ગુ. |
| ૫ | ૨ | ર. | ૩ | બુ. | ૩ | ગુ. | ૪ | ર. | ૫ | મં. | ૬ | શ. |
| ૬ | ૩ | સો. | ૫ | ગુ. | ૪ | શુ. | ૫ | સો. | ૬ | બુ. | ૭ | શુ. |
| ૭ | ૪ | મં. | ૬ | શુ | ૫ | શ. | ૬ | મં. | ૭ | ગુ. | ૮ | ર. |
| ૮ | ૫ | બુ. | ૭ | શ. | ૬ | ર. | ૭ | બુ. | ૮ | શુ. | ૯ | સો. |
| ૯ | ૬ | ગુ. | ૮ | ર. | ૭ | સો. | ૮ | ગુ. | ૯ | શ. | ૧૦ | મં. |
| ૧૦ | ૭ | શુ | ૯ | સો. | ૮ | મં. | ૯ | શુ. | ૯ | ર. | ૧૧ | બુ. |
| ૧૧ | ૮ | શ. | ૧૦ | મં. | ૯ | બુ. | ૧૦ | શ. | ૧૦ | સો. | ૧૨ | ગુ. |
| ૧૨ | ૯ | ર. | ૧૧ | બુ. | ૧૦ | ગુ. | ૧૧ | ર. | ૧૧ | મં. | ૧૩ | શુ. |
| ૧૩ | ૧૦ | સો. | ૧૨ | ગુ. | ૧૧ | શુ. | ૧૨ | સો. | ૧૨ | બુ. | ૧૪ | શ. |
| ૧૪ | ૧૧ | મં. | ૧૨ | શુ. | ૧૨ | શ. | ૧૩ | મં. | ૧૩ | ગુ. | ૧૫ | ર. |
| ૧૫ | ૧૨ | બુ | ૧૩ | શ. | ૧૩ | ર. | ૧૪ | બુ. | ૧૪ | શુ. | ૧ | સો. |
| ૧૬ | ૧૩ | ગુ. | ૧૪ | ર. | ૧૪ | સો. | ૧૫ | ગુ. | ૧૫ | શ. | ૨ | મં. |
| ૧૭ | ૧૪ | શુ. | ૧૫ | સો. | ૧૫ | મં. | ૧ | શુ. | ૧ | ર. | ૩ | બુ. |
| ૧૮ | ૧૫ | શ. | ૧ | મં. | ૧૫ | બુ. | ૨ | શ. | ૨ | સો. | ૪ | ગુ. |
| ૧૯ | ૧ | ર. | ૨ | બુ. | ૧ | ગુ | ૩ | ર. | ૪ | મં. | ૫ | શુ. |
| ૨૦ | ૨ | સો. | ૩ | ગુ. | ૨ | શુ. | ૪ | સો. | ૫ | બુ. | ૭ | શ. |
| ૨૧ | ૩ | મં. | ૪ | શુ. | ૩ | શ. | ૫ | મં. | ૬ | ગુ. | ૮ | ર. |
| ૨૨ | ૪ | બુ. | ૫ | શ. | ૪ | ર. | ૬ | બુ. | ૭ | શુ. | ૯ | સો. |
| ૨૩ | ૫ | ગુ. | ૬ | ર. | ૫ | સો. | ૭ | ગુ. | ૮ | શ. | ૧૦ | મં. |
| ૨૪ | ૬ | શુ. | ૭ | સો. | ૭ | મં. | ૮ | શુ. | ૯ | ર. | ૧૧ | બુ. |
| ૨૫ | ૭ | શ. | ૮ | મં. | ૮ | બુ. | ૯ | શ. | ૧૦ | સો. | ૧૨ | ગુ. |
| ૨૬ | ૮ | ર | ૯ | બુ. | ૯ | ગુ. | ૧૧ | ર. | ૧૧ | મં. | ૧૩ | શુ. |
| ૨૭ | ૯ | સો. | ૧૦ | ગુ. | ૧૦ | શુ. | ૧૨ | સો. | ૧૨ | બુ. | ૧૪ | શ. |
| ૨૮ | ૧૦ | મં. | ૧૧ | શુ. | ૧૧ | શ. | ૧૩ | મં. | ૧૩ | ગુ. | ૩૦ | ર. |
| ૨૯ | ૧૧ | બુ. | ૧૨ | શ. | ૧૨ | ર | ૧૪ | બુ. | ૧૪ | શુ. | ૧ | સો. |
| ૩૦ | ૧૨ | ગુ | | | ૧૩ | સો. | ૩૦ | ગુ. | ૩૦ | શ. | ૨ | મં. |
| ૩૧ | ૧૩ | શુ. | | | ૧૪ | મં. | | | ૧ | ર. | | |

| તારીખ. | જુલાઈ. | | ઑગસ્ટ. | | સપ્ટેમ્બર. | | ઑક્ટોબર. | | નવેમ્બર. | | ડીસેમ્બર. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | અષાડ–શ્રાવણ. | | શ્રાવણ–ભાદરવો. | | ભાદરવો–આસો. | | આસો–કાર્તિક. | | કાર્તિક–માગશર. | | માગશર–પોસ. | |
| | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. |
| ૧ | ૩ | બુ. | ૪ | શ. | ૫ | મ. | ૬ | ગુ. | ૮ | ર. | ૮ | મં. |
| ૨ | ૪ | ગુ. | ૫ | ર. | ૬ | બુ. | ૭ | શુ. | ૯ | સો. | ૯ | બુ. |
| ૩ | ૫ | શુ. | ૬ | સો. | ૭ | ગુ. | ૮ | શ. | ૧૦ | મં. | ૧૦ | ગુ |
| ૪ | ૫ | શ. | ૭ | મં. | ૮ | શુ. | ૯ | ર. | ૧૧ | બુ. | ૧૧ | શુ |
| ૫ | ૬ | ર. | ૮ | બુ. | ૯ | શ. | ૧૦ | સો. | ૧૨ | ગુ. | ૧૩ | શ |
| ૬ | ૭ | સો. | ૯ | ગુ. | ૧૧ | ર. | ૧૧ | મં. | ૧૩ | શુ. | ૧૪ | ર. |
| ૭ | ૮ | મં. | ૧૦ | શુ. | ૧૨ | સો. | ૧૨ | બુ. | ૧૪ | શ. | ૧૫ | સો. |
| ૮ | ૯ | બુ. | ૧૧ | શ. | ૧૩ | મં. | ૧૩ | ગુ. | ૧૫ | ર. | ૧ | મં. |
| ૯ | ૧૦ | ગુ. | ૧૨ | ર. | ૧૪ | બુ. | ૧૫ | શુ. | ૧ | સો. | ૨ | બુ. |
| ૧૦ | ૧૧ | શુ. | ૧૩ | સો. | ૧૫ | ગુ. | ૧ | શ. | ૨ | મં. | ૩ | ગુ. |
| ૧૧ | ૧૨ | શ. | ૧૪ | મં. | ૧ | શુ. | ૨ | ર. | ૩ | બુ. | ૪ | શુ. |
| ૧૨ | ૧૩ | ર. | ૧૫ | બુ. | ૨ | શ. | ૩ | સો. | ૪ | ગુ. | ૫ | શ. |
| ૧૩ | ૧૫ | સો. | ૧ | ગુ. | ૩ | ર. | ૪ | મં. | ૫ | શુ. | ૫ | ર. |
| ૧૪ | ૧ | મં. | ૩ | શુ. | ૪ | સો. | ૫ | બુ. | ૬ | શ. | ૬. | સો. |
| ૧૫ | ૨ | બુ. | ૪ | શ | ૫ | મં. | ૬ | ગુ. | ૭ | ર. | ૭ | મં. |
| ૧૬ | ૩ | ગુ. | ૫ | ર. | ૬ | બુ. | ૭ | શુ. | ૮ | સો. | ૮ | બુ. |
| ૧૭ | ૪ | શુ. | ૬ | સો. | ૭ | ગુ | ૮ | શ. | ૯ | મં. | ૯ | ગુ. |
| ૧૮ | ૫ | શ. | ૭ | મ. | ૮ | શુ. | ૯ | ર. | ૧૦ | બુ | ૧૦ | શુ. |
| ૧૯ | ૬ | ર. | ૮ | બુ. | ૯ | શ. | ૧૦ | સો. | ૧૧ | ગુ. | ૧૧ | શ. |
| ૨૦ | ૭ | સો. | ૯ | ગુ. | ૧૦ | ર. | ૧૧ | મં. | ૧૨ | શુ. | ૧૨ | ર. |
| ૨૧ | ૮ | મં. | ૧૦ | શુ. | ૧૧ | સો. | ૧૨ | બુ. | ૧૩ | શ. | ૧૩ | સો. |
| ૨૨ | ૯ | બુ. | ૧૧ | શ. | ૧૨ | મં. | ૧૨ | ગુ. | ૧૪ | ર. | ૧૪ | મં. |
| ૨૩ | ૧૦ | ગુ. | ૧૨ | ર. | ૧૩ | બુ. | ૧૩ | શુ. | ૩૦ | સો. | ૩૦ | બુ. |
| ૨૪ | ૧૧ | શુ. | ૧૩ | સો. | ૧૪ | ગુ. | ૧૪ | શ. | ૧ | મં. | ૧ | ગુ. |
| ૨૫ | ૧૨ | શ. | ૧૪ | મં. | ૩૦ | શુ. | ૩૦ | ર. | ૨ | બુ. | ૨ | શુ. |
| ૨૬ | ૧૩ | ર. | ૩૦ | બુ. | ૧ | શ | ૧ | સો. | ૩ | ગુ. | ૩ | શ. |
| ૨૭ | ૧૪ | સો. | ૧ | ગુ. | ૨ | ર. | ૨ | મં. | ૪ | શુ. | ૪ | ર. |
| ૨૮ | ૩૦ | મં. | ૨ | શુ. | ૩ | સો. | ૩ | બુ | ૫ | શ. | ૫ | સો. |
| ૨૯ | ૧ | બુ. | ૨ | શ. | ૪ | મં. | ૪ | ગુ. | ૬ | ર. | ૭ | મં. |
| ૩૦ | ૨ | ગુ. | ૩ | ર. | ૫ | બુ. | ૫ | શુ. | ૭ | સો. | ૮ | બુ. |
| ૩૧ | ૩ | શુ. | ૪ | સો. | | | ૬ | શ. | | | ૯ | ગુ. |

# વાંચનમાળાના કેટલાક ખુલાસા.

( સાંધણ પુ. ૪૬ પૃષ્ઠ ૩૬૬ થી. )

☞ વરસગાંઠ ( જુઓ પુ. ૪૬ પા. ૩૫૦ )–એ એક વર્ષ પૂરૂં થયાની હદ બતાવે છે. મેર–મેરુ–( ગ્રન્થિ–ગાંઠ–આંગળનો ઊભો પારો ) એ ગાંઠનેજ સ્થળે હોવાથી કોઈ એક આવર્તનની પરિસમાપ્તિ દેખાડવાનો એક પ્રત્યક્ષ દાખલો છે, તેથી તેનું સાદૃશ્ય સમજવું કઠણ પડશે નહિં. અમુક કાળના પરિવર્તનની સાથે ગાંઠ શબ્દનુ જોડાવું એ કંઈ કાલ્પનિક કે નવીન નથી. રા. રા. નરસિંહરાવ એ સંબંધમાં નીચેની મતલબનું લખે છે. તે શિક્ષકોને જાણવા લાયક થઈ પડશેઃ—

બાળકની ઉમ્મરની ગણતરીની નોંધ રાખવાની સાદા જમાનામાં એક પદ્ધતિ એ હતી કે પ્રત્યેક જન્મ દિવસે એક દોરાને તે તે વર્ષની સંખ્યાસૂચક ગાઠ બાંધવી. જેટલી ગાંઠો બંધાઈ તેટલાં વર્ષ ગણાય. હાલ પણ મોંઘાં છોકરાંને સાંકળી પહેરાવી વર્ષ પ્રમાણે અંકોડા ઉમેરવાનો રિવાજ કોઈ કોઈ ઠેકાણે જોવામાં આવે છે. એ ઉપરથી 'ગાંઠ' નો શબ્દ થયો હશે. ફારસીમાં પણ 'સાલ—ગિરેહનો અર્થ 'સાલ' વ[illegible]રસ અને 'ગિરેહ=' ગાંઠ ' થાય છે. અર્થાત્ તેમનામાં પણ તે ચાલ હતો, ૧ અને હાલ પણ આ રિવાજ આફ્રિના સિશા મુસલમાનમાં સંભળાય છે. પ્રાચીન ભારતવર્ષમાં પણ ભવભૂતિ વગેરે કવિઓનાં લખાણોમાં **સંવત્સરસંખ્યામંગલગ્રન્થિ**–વરસની સંખ્યાની ગણના રાખનાર મંગલ ગ્રન્થિ–ગાંઠ વગેરે વાંચવાથી એ ચાલના અસ્તિત્વનું ભાન થાય છે.

પાઠ

૨૨ **શાહજાદી**—રાજાની છોકરી. મુસલમાન રાજાઓ શાહ–બાદશાહ વગેરે નામોથી ઓળખાય છે, અને જાદો–જાદી ( છોકરો–છોકરી ) વગેરે શબ્દો ઘણું કરીને મોટા માણસોનાં નામની સાથે જોડવામાં આવે છે. કોઈ વખત તિરસ્કારથી હલકાં નામને પણ તે જોડાય; ગુલામજાદો, હરામજાદો, ઇ.

**પરીઓ**—આપણને પરીઓ શબ્દથી જે ખ્યાલ આવે છે તેનાથી આ શબ્દ સહજ જુદી રીતે વાપરેલો છે. મનુષ્ય કરતાં કંઈક વિશેષ

શક્તિવાળી અમાનુષી સ્ત્રીઓનો તેમાં અર્થ રહેલો છે. ખુબસુરતી કે જુવાની એ કંઈ ખાસ આવશ્યક ગુણ હોવાની જરૂર નથી.

સુલતાન—આ ઠેકાણે 'મુસલમાન બાદશાહના' અર્થમાં સમજવાનો છે.

અલ્લા—ઇશ્વર. મહેર—મહેરબાની—દયા—મીઠી નજર.

ઘરડી પરી—નવા જેવો શબ્દ લાગે છે, કારણ કે આપણને પ. રીઓ શબ્દથી 'ખુબસુરત અને જુવાન' નોજ વિચાર આવે છે. ઉપર કહ્યું તે અર્થ અહીં લેવાનો છે. (ઇંગ્રેજી Fairies ની સાથે સરખાવો) પરીઓ મનુષ્યવર્ગ કરતાં વધારે શક્તિવાળી હોવાથી ધન, રૂપ, સુખ, વિદ્યા વગેરે આશીર્વાદથી આપી શકે.

બદદુઆ—નઠારી ઇચ્છા—ઇચ્છાવાળાં વચન.

તશક—રેંટીઆની (રેંટીઓ પ્રત્યક્ષ દેખાડો)

ભંડારીઉ—ધાન ઢાંકવાનુ તાકું કે તાકાનું એક ખાનું. જથાબંધ સંઘરો કરવાના સ્થળને 'ભંડાર' કહે છે તે શબ્દનું લઘુતાદર્શક રૂપ 'ભંડારીઉ' છે.

ઉંદરીઉ—ઉંદરને પકડવાનું પાંજરૂ કે ઘર.

બાળકને કોઈ વસ્તુ પ્રત્યક્ષ જોતા તેમનાં ઉતાવળાં અને વગર અનુભવના મગજથી સારી લાગે. તેજ હમેશાં અનુભવી અને વૃદ્ધોને સારૂ લાગતું નથી, કારણ કે તેમાં ઇષ્ટ કે અનિષ્ટ પરિણામ થવાનો સંભવ છે તે તેમને વધારે સારી રીતે સુઝે છે, માટે બાળકે વૃદ્ધોની શીખામણની અવગણના કરવી નહિ એ વાત તેમના મગજ ઉપર ઠસાવવાની આ તક જવા દેવા જેવી નથી.

ભોગજોગે—અકસ્માત, દૈવગતિથી, ભોગવવું પડવાનો યોગ આવવાથી.

ઉંદરીઉ બતાવી તેની બનાવટનો ઉદ્દેશ અને યુક્તિ બરાબર સમજાવવાં.

પોલ—પોલાણ. ઘણાં ઝાડોમાં પોલાણો હોય છે અને તેમાં સાપ રહે છે.

દર—અને 'ઘરનો' તફાવત સમજાવો—ઘર, દર, માળો, બોડ, વગેરે શબ્દોનો ઉપયોગ શિખવો.

ફેણ—ફણા–ગળાનો ભાગ સાપ ચપરો અને પહોળો કરે છે તે.
પછાડા મારે—દુખ અને અકળામણથી શરીર કે શરીરના ભાગો પછાડે. (પછાડા હમેશાં બહુવચનમાંજ વપરાય છે.)
કોઈને હલકું ગણી તિરસ્કાર કરવો નહિ, તેમજ પોતાની ઘણી શક્તિ ધારીને મગરૂર થવું નહિ, એવી નીતિની શીખામણ જોડવાનો આ એક દાખલો છે, માટે તેનો શિક્ષકે સારો ઉપયોગ કરવો.

---

## પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.

### વાર્ષિક પરીક્ષાનું પરિણામ ૧૯૦૭.

### નીચેના વધુ શિક્ષણ લેવા આવેલા મહેતાજીઓને પ્રમાણ-પત્ર આપવામાં આવેલાં છે:—

| નંબર. | નામ. | જિલ્લો. |
|---|---|---|
| ૧ | રણછોડલાલ મોતીરામ | અમદાવાદ. |
| ૨ | કેશવલાલ ઉમિયાશંકર | ખેડા |
| ૩ | દાદામિયા નાથુમિયાં | અમદાવાદ. |
| ૪ | નારણભાઈ ગિરધરભાઈ | ખેડા |
| ૫ | ભાણુભાઈ ગોપાળજી | સુરત |
| ૬ | મોતીલાલ લાલભાઈ | પંચમહાલ |
| ૭ | ચતુરભાઈ અનોપચંદ | અમદાવાદ |
| ૮ | કુંવરજી બાવાભાઈ | સુરત |
| ૯ | મોતીલાલ જેઠારામ | ખેડા |
| ૧૦ | ચુનીલાલ કેશવલાલ | ,, |
| ૧૧ | શંકરભાઈ હરિભાઈ | પંચમહાલ |
| ૧૨ | પુરૂષોત્તમ ઝવેરદાસ | ખેડા |
| ૧૩ | પ્રભુદાસ દલાભાઈ | ,, |
| ૧૪ | રણછોડભાઈ છબાભાઈ | ,, |
| ૧૫ | રામજી કીકાભાઈ | ભરૂચ |
| ૧૬ | મગનલાલ રવચંદ | અમદાવાદ |

| | | |
|---|---|---|
| ૧૭ | ચતુરભાઈ તુળજાભાઈ | ખેડા |
| ૧૮ | જીવાભાઈ ભુલાભાઈ | ,, |
| ૧૯ | પુરૂષોત્તમ લાલભાઈ | પંચમહાલ |
| ૨૦ | સંકરલાલ મોતીરામ | ,, |
| ૨૧ | પરાગજી નિચ્છાભાઈ | સુરત |
| ૨૨ | ત્રિભુવન શિવરામ | રાજપીપળા |
| ૨૩ | હીરાલાલ ઇશ્વરદાસ | ભરૂચ |
| ૨૪ | પુરૂષોત્તમ રણછોડ | ખેડા |
| ૨૫ | ઉકાભાઈ લાલભાઈ | સુરત |
| ૨૬ | રણછોડલાલ દોલતરામ | રાજપીપળા |
| ૨૭ | ભીમભાઈ મોહનભાઈ | સુરત |
| ૨૮ | ખંડુભાઈ ભીમભાઈ | ,, |
| ૨૯ | ખંડુભાઈ પરાગજી | ,, |
| ૩૦ | મણિભાઈ પરાગજી | ,, |
| ૩૧ | વિશ્વનાથ મકનજી | ,, |
| ૩૨ | ભૂલાભાઇ હરગોવિંદ | ખેડા |
| ૩૩ | મગનલાલ ભાઈજી | ,, |
| ૩૪ | લાલભાઈ રણછોડજી | સુરત |
| ૩૫ | ગુલાબજી અમરજી | પંચમહાલ |
| ૩૬ | મોટાભાઈ કાનજી | પાલનપુર |
| ૩૭ | નારણભાઈ વનમાળી | ભરૂચ |
| ૩૮ | ગોકળદાસ જાદવજી | અમદાવાદ |
| ૩૯ | લલુભાઈ દાજીભાઈ | ભરૂચ |
| ૪૦ | જેઠાભાઈ જીભાઈ | અમદાવાદ |
| ૪૧ | ભાથીભાઇ ભાઈજી | પંચમહાલ |
| ૪૨ | જીજીભાઈ ભાઈજી | અમદાવાદ |
| ૪૩ | ભવાનીશંકર કાળીદાસ | ,, |
| ૪૪ | રામદાસ રણછોડ | ,, |
| ૪૫ | હરિવલ્લભ જયશંકર | રેવાકાંઠા |

| | | |
|---|---|---|
| ૪૬ | કેશવલાલ મહાશંકર | ભરૂચ |
| ૪૭ | ગુલાબદાસ રામદાસ | ,, |
| ૪૮ | રામચંદ્ર ડાહ્યાભાઈ | પંચમહાલ |
| ૪૯ | હસનભાઈ મહમદ | ભરૂચ |
| ૫૦ | નાથજી સોમેશ્વર | રેવાકાંઠા |

## ત્રીજું વર્ષ.

| નંબર. | નામ. | જિલ્લો. | કુલમાર્ક. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | છોટાલાલ મનસુખરામ | રાજપીપળા | ૭૬૫॥ | ચેટફિલ્ડ પ્રાઇઝ રૂ. ૧૫) |
| ૨ | અબાલાલ ત્રિભુવન | રાજપીપળા | ૭૫૮ | હોપમેડલ તથા મહિપતરામ મેડલ |
| ૩ | ઉમયાશંકર ગોવિંદરામ | ખેડા | ૬૭૩॥ | |
| ૪ | આશાભાઈ નારણભાઈ | ,, | ૬૭૧॥ | હોપમેડલ |
| ૫ | ગણપતરામ છગનલાલ | ,, | ૬૬૫॥ | |
| ૬ | શિવલાલ હિરાલાલ | અમદાવાદ | ૬૬૨ | |
| ૭ | પ્રભુલાલ અમૃતલાલ | ,, | ૬૪૬ | |
| ૮ | પ્રેમાભાઈ પ્રભુભાઈ | સુરત | ૬૩૭½ | |
| ૯ | ગુલાબભાઈ નાગરજી | ,, | ૬૩૬ | |
| ૧૦ | છગનલાલ ઈશ્વરદાસ | ખેડા | ૬૩૫½ | |
| ૧૧ | મોતીલાલ મથુરાદાસ | પંચમહાલ | ૬૨૯½ | |
| ૧૨ | પોપટલાલ જેસંગ | અમદાવાદ | ૬૨૫½ | |
| ૧૩ | ગુલાબભાઈ નિછાભાઇ | સુરત | ૬૨૨ | |
| ૧૪ | મોતીલાલ માહેશ્વર | રાજપીપળા | ૬૧૭½ | |
| ૧૫ | ગણપતરામ દામોદર | ખેડા | ૬૧૦ | |
| ૧૬ | મગળભાઇ રઘનાથજી | ,, | ૬૦૪ | |
| ૧૭ | માણેકલાલ માધવલાલ | વાડાશિનોર | ૬૦૨ | |
| ૧૮ | મોતીલાલ કરૂણાશંકર | ખેડા | ૫૯૯½ | |
| ૧૯ | રણછોડલાલ ગિરધરલાલ | અમદાવાદ | ૫૯૮ | |
| ૨૦ | ચુનીલાલ ભિખાભાઈ | ખેડા | ૫૯૭½ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૧ | ડાહ્યાભાઈ વ્રજલાલ | „ | ૫૯૬½ | |
| ૨૨ | શંકરાભાઈ ડાહ્યાભાઈ | અમદાવાદ | ૫૯૬½ | |
| ૨૩ | દલપતસિંહ લાલસિંહ | સુરત | ૫૯૩ | |
| ૨૪ | સુલેમાન મુમેઅબરામ | ભરૂચ | ૫૯૨½ | |
| ૨૫ | લલ્લુભાઈ નાગજી | સુરત | ૫૭૯½ | |
| ૨૬ | ચતુરભાઈ બાબરભાઈ | ખેડા | ૫૭૮ | |
| ૨૭ | શંકરલાલ રણછોડલાલ | „ | ૫૭૧ | |
| ૨૮ | હરિવલ્લભ ઉત્તમરામ | રાજપીપળા | ૫૭૦ | |
| ૨૯ | દયાશંકર કરૂણાશંકર | અમદાવાદ | ૫૫૧ | |
| ૩૦ | છોટાલાલ મનસુખરામ | „ | ૫૫૦ | |
| ૩૧ | અલીભાઈ રાજેભાઈ | ભરૂચ | ૫૩૬½ | |
| ૩૨ | છબાભાઈ મગનલાલ | અમદાવાદ | ૫૨૩ | |
| ૩૩ | ગોપાળજી રૂઘનાથજી | સુરત | ૫૧૨½ | |
| ૩૪ | મુરતઝામિયા મીઠામિયા | ભરૂચ | ૫૧૨½ | |
| ૩૫ | મગાભાઈ લલ્લુભાઈ | ખેડા | ૫૦૭½ | |
| ૩૬ | લજ્જાશંકર ગણપતરામ | પચમહાલ | ૫૦૬ | |
| ૩૭ | મગનલાલ જીજીભાઈ | ખેડા | ૪૮૪ | |
| ૩૮ | મરદુદ્દિન અસરફમિયાં | „ | ૪૮૪ | |
| ૩૯ | ભોગીલાલ નાથજી | „ | ૪૪૨ | |
| ૪૦ | લક્ષ્મણ પુરૂષોત્તમ | અમદાવાદ | ૫૦૬ | ડ્રૉઇંગની પરીક્ષા આપવાની. |

મહેતાજીઓ.

| | | | | |
|---|---|---|---|---|
| ૪૧ | ચુનીલાલ મનસુખરામ | રાજપીપળા | ૪૬૮ | |
| ૪૨ | ગોરધન વિઠ્ઠલદાસ | ખેડા | ૪૩૭ | ડ્રૉઇંગની પરીક્ષા આપવાની. |
| ૪૩ | વનમાળી કસ્તુરચંદ | અમદાવાદ | ૪૫૭ | „ |
| ૪૪ | વ્રજલાલ પ્રાણજીવન | „ | ૪૫૦ | „ |

## બીજું વર્ષ.

| નંબર. | નામ. | જિલ્લો. | કુલ માર્ક. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | ઈશ્વરલાલ કામેશ્વર | રાધનપુર | ૭૬૦ | |
| ૨ | છોટાલાલ વિશ્વનાથ | રાજપીપળા | ૭૧૫ | |
| ૩ | નર્મદાશંકર કાળીશંકર | પંચમહાલ | ૭૦૮ | |
| ૪ | દુર્લભભાઈ ફકીરભાઈ | સુરત | ૬૭૦½ | |
| ૫ | છગનલાલ નરોતમ | ખેડા | ૬૫૭ | |
| ૬ | અમૃતલાલ નાથજી | અમદાવાદ | ૬૫૫ | |
| ૭ | ચંદુલાલ ગિરધરલાલ | ,, | ૬૪૭ | |
| ૮ | અભરામ મહમદ | ભરૂચ | ૬૩૬ | |
| ૯ | શકરલાલ જીવરામ | પંચમહાલ | ૬૩૨ | |
| ૧૦ | ગોવરધન ઝવેર | ખેડા | ૬૩૦ | |
| ૧૧ | શંકરલાલ મુળજી | ,, | ૬૨૯ | |
| ૧૨ | ચુનીલાલ બાજીદાસ | અમદાવાદ | ૬૨૭ | |
| ૧૩ | હરગોવિંદ પાનાચંદ | ,, | ૬૨૫ | |
| ૧૪ | રામભાઈ હરિભાઈ | સુરત | ૬૨૫ | |
| ૧૫ | મીયાંભાઈ નુરભાઈ | અમદાવાદ | ૬૨૧ | |
| ૧૬ | વનમાળી લક્ષ્મીશંકર | ,, | ૬૨૦ | |
| ૧૭ | અંબાલાલ પ્રેમાનંદ | ખેડા | ૬૧૦ | |
| ૧૮ | ખંડુભાઈ કલ્યાણજી | સુરત | ૬૦૯ | |
| ૧૯ | લાલશંકર ગણપતરામ | રાજપીપળા | ૬૦૫ | |
| ૨૦ | નરોત્તમ ભરતદાસ | સુરત | ૬૦૩ | |
| ૨૧ | ભોળાનાથ છગનલાલ | અમદાવાદ | ૫૯૮ | |
| ૨૨ | મોતીલાલ લલ્લુભાઈ | ખેડા | ૫૯૨ | |
| ૨૩ | મગનલાલ પ્રાણશંકર | ભરૂચ | ૫૮૯ | |
| ૨૪ | નરોત્તમ ખુશાલ | ખેડા | ૫૮૭ | |
| ૨૫ | કરસન પિતાંબર | અમદાવાદ | ૫૮૫ | |
| ૨૬ | મુસેભાઈ આદમ | ભરૂચ | ૫૮૨ | |
| ૨૭ | માવજી જીભાઈ | સુરત | ૫૭૪ | |

| | | | | |
|---|---|---|---|---|
| ૨૮ | ચતુરભાઈ વાઘજીભાઈ | ખેડા | ૫૬૮ | |
| ૨૯ | રજબશા મલંગશા | ,, | ૫૬૮ | |
| ૩૦ | ડાહ્યાભાઈ દોલતરામ | અમદાવાદ | ૫૬૭ | |
| ૩૧ | નારણભાઈ ભીખાભાઈ | ,, | ૫૬૭ | |
| ૩૨ | નંદલાલ ચુનીલાલ | ,, | ૫૬૫ | |
| ૩૩ | અલીમીયાં બાવામિયાં | ,, | ૫૬૪½ | |
| ૩૪ | ગોવરધન ગણપતરામ | ખેડા | ૫૫૨ | |
| ૩૫ | કલ્યાણજી બહેચર | અમદાવાદ | ૫૪૪ | |
| ૩૬ | કરસનસિંહ ખોડાભાઈ | ,, | ૫૪૧ | |
| ૩૭ | કરીમભાઈ પીરભાઈ | સુરત | ૫૩૨ | |
| ૩૮ | ખંડુભાઈ મોહનભાઈ | ,, | ૫૧૯ | |
| ૩૯ | વસંતરામ ધીરજરામ | રાજપીપળા | ૫૧૯ | |
| ૪૦ | કૃપાશંકર છગનલાલ | ખેડા | ૫૧૮ | |
| ૪૧ | ચુનીલાલ ઝવેરદાસ | રેવાકાંઠા | ૪૯૫ | |
| ૪૨ | મગનલાલ વિઠલદાસ | ખેડા | ૪૮૮ | |
| ૪૩ | સુઝાતમિયાં અસરફમિયાં | ,, | ૪૮૧ | |
| ૪૪ | સોમચંદ જીભાઈ | ,, | ૪૭૮ | |
| ૪૫ | રામશંકર રેવાશંકર | અમદાવાદ | ૪૫૮½ | |
| ૪૬ | મહાનંદશંકર ડોસારામ | પાલનપુર | ૬૧૦ | ડ્રૉઇંગની પરીક્ષા આપવાની. |

મહેતાજી.

| | | | | |
|---|---|---|---|---|
| ૪૭ | હરીરાંગ વિલિયમ | અમદાવાદ | ૪૫૮ | ડ્રૉઇંગની પરીક્ષા આપવાની. |

---

પહેલું વર્ષ

| નંબર. | નામ. | જિલ્લો. | કુલ માર્ક. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | અંબાલાલ બળદેવ | ખેડા | ૭૦૩½ | |
| ૨ | અંબાલાલ ગિરધર | ,, | ૬૬૯½ | |
| ૩ | ભીમભાઈ કલ્યાણજી | સુરત | ૬૫૩½ | |

| | | | |
|---|---|---|---|
| ૪ | મગનલાલ દલસુખરામ | રાજપીપળા | ૬૩૪ |
| ૫ | હીરાચંદ કસળચંદ | અમદાવાદ | ૬૨૪½ |
| ૬ | નાથજી ત્રિભુવન | વાડાશિનોર | ૬૦૮ |
| ૭ | ફુલાભાઈ છોટાભાઈ | ખેડા | ૬૦૪½ |
| ૮ | જેઠાલાલ પ્રજારામ | અમદાવાદ | ૬૦૦½ |
| ૯ | મણિશંકર નારણજી | ,, | ૬૦૦½ |
| ૧૦ | રૂપનાથજી રૂદરજી | સુરત | ૫૯૭½ |
| ૧૧ | મોહનલાલ કલ્યાણજી | અમદાવાદ | ૫૯૦ |
| ૧૨ | ભાઈશંકર ગણપતરામ | સુરત | ૫૮૧ |
| ૧૩ | મગનલાલ સુરજરામ | રાજપીપળા | ૫૮૦ |
| ૧૪ | નારાયણ પીતાંબર | અમદાવાદ | ૫૮૦ |
| ૧૫ | પ્રભુલાલ જયદેવ | ખેડા | ૫૭૯½ |
| ૧૬ | પ્રાણજીવન બાપુજી | અમદાવાદ | ૫૭૯½ |
| ૧૭ | ખંડુભાઈ ડાહ્યાભાઈ | સુરત | ૫૭૭½ |
| ૧૮ | રણછોડજી બાવાભાઈ | ,, | ૫૭૬ |
| ૧૯ | નારણજી વસનજી | ,, | ૫૭૪ |
| ૨૦ | નરસિંહ મુળજીભાઈ | ખેડા | ૫૭૦ |
| ૨૧ | ભીમભાઈ દાજીભાઈ | સુરત | ૫૬૯½ |
| ૨૨ | નાથાલાલ ગલાભાઈ | ખેડા | ૫૬૬½ |
| ૨૩ | મોહનલાલ મથુરદાસ | ,, | ૫૬૫½ |
| ૨૪ | માણેકલાલ મગનલાલ | ,, | ૫૬૪½ |
| ૨૫ | માણેકલાલ બહેરદાસ | ,, | ૫૬૦½ |
| ૨૬ | બાજીશા લાલશા | ભરૂચ | ૫૫૫ |
| ૨૭ | જેઠાભાઈ મીઠાભાઈ | ખેડા | ૫૫૨½ |
| ૨૮ | સોમેશ્વર શિવલાલ | અમદાવાદ | ૫૫૨ |
| ૨૯ | કુબેરદાસ ગોકળદાસ | ખેડા | ૫૫૦ |
| ૩૦ | દાભાઈ અંબાઈદાસ | ભરૂચ | ૫૪૮½ |
| ૩૧ | ફુલાભાઈ નથુભાઈ | અમદાવાદ | ૫૪૫ |
| ૩૨ | સોમાભાઈ અંમળભાઈ | ખેડા | ૫૩૨½ |

| | | | |
|---|---|---|---|
| સોમેશ્વર બહેચર | પંચમહાલ | ૫૩૦½ | |
| રણછોડજી કલ્યાણજી | સુરત | ૫૨૭ | |
| મંછુભાઈ મકનજી | સચીન (સ્ટેટ) | ૫૨૪½ | |
| છોટાલાલ રણછોડ | ખેડા | ૫૨૧½ | |
| મથુર મનસુખ | પંચમહાલ | ૫૨૧½ | |
| રામચંદ્ર દલપતરામ | ભરૂચ | ૫૦૧ | |
| ઈસપ મહમદ ઉમરજી | ,, | ૪૯૭ | |
| દામોદર ઉત્તમરામ | રાજપીપળા | ૪૯૧½ | |
| શંકરભાઈ લાલભાઈ | સુરત | ૪૫૮½ | |
| આણુલાલ રણછોડ | વાડાશિનોર | ૪૫૩½ | |
| ખંડુભાઈ દાજીભાઈ | સુરત | ૫૭૦ | ડ્રૉઈંગની પરીક્ષા આપવાની |
| શિવલાલ છગનલાલ મહેતાજીઓ. | ખેડા | ૫૨૩ | ,, |
| જોરાભાઈ લલ્લુભાઈ | ખેડા | ૫૭૧ | |
| પુરુષોત્તમ મથુરદાસ | પંચમહાલ | ૪૯૮½ | |
| ચુનીલાલ દલસુખરામ | રાજપીપળા | ૪૭૨ | |
| લલ્લુભાઈ ઈશ્વરદાસ | ખેડા | ૪૨૭॥ | ડ્રૉઈંગની પરીક્ષા આપવાની |

---

# केळवणीखातानी खबरो.

## મેરી કાર્પેન્ટર સ્કૉલરશિપો.

### જાહેર ખબર.

૧. મુંબઇ ઈલાકામાં આવેલી મરેઠી, હિંદુસ્તાની અને ગુજરાતી કન્યાશાળાઓમાં અભ્યાસ કરનારી છોકરીઓને માટે લંડનની નૅશનલ ઇન્ડિયન સોસિએશને ૫ સ્કૉલરશિપો સ્થાપી છે. તેનું નામ "મેરી કાર્પેન્ટર સ્કૉ-

લરશિપો " રાખ્યું છે અને તે સંબંધી ઇ. સ. ૧૯૦૮ ને માટે નીચે પ્રમાણે ધારાઓ કરવામાં આવ્યા છે

૨. એ સ્કૉલરશિપોની કિંમત તથા તે મળવાની શરતો નીચે પ્રમાણે છે —

મુબઇની મ્યુનિસિપલ, આશ્રિત, કે ખાનગી, પ્રાથમિક અને માધ્યમિક (મિડલ) કન્યાશાળાઓની બોનાફાઇડી (ખરેખરી) વિદ્યાર્થીઓને આની હરીફાઈ કરવામા દાખલ કરી શકાશે, પરંતુ આ સ્કૉલરશિપ મળવાનો બીલકુલ સંભવ ન હોય તેવી વિદ્યાર્થીઓને ન મોકલવાની કાળજી રાખવી. નાલાયક છોકરીઓની મોટી સખ્યા મોકલવી તેથી મોકલનાર નિશાળને આબરૂ કરતા ગેરઆબરૂ વધારે મળે છે

૩ કન્યાશાળાના છઠ્ઠા ધોરણમા સારામાં સારી પરીક્ષા પસાર કરનાર બે છોકરીઓને દરેક મહિને પાચ પાચ રૂપીઆની બે સ્કૉલરશિપો આપવામા આવશે, પણ તે એવી શરતે કે તે ફતેહમદ ઉમેદવારોએ જ્યાંસુધી સ્કૉલરશિપ મળે ત્યાંસુધી જે નિશાળમા સરકારને તપાસણીનો હક છે તેવી કોઈ નિશાળમા વિદ્યાર્થીશિક્ષક (પ્યુપિલ ટીચર) તરીકે કામ કરવું અને તે નિશાળના તન્ત્રીઓને અને સરકારી ઇન્સ્પેક્ટરોને સતોષ આપવો. જે છોકરીઓએ વર્નાક્યુલર છઠ્ઠું, અથવા ઍંગ્લો વર્નાક્યુલર બીજું ધોરણ પૂરૂ કર્યું છે, અને જે ઍંગ્લો વર્નાક્યુલર ત્રીજા ધોરણ કરતાં કોઈ ચઢીઆતા ધોરણમા અભ્યાસ કરતી નથી તેનેજ માત્ર આ સ્કૉલરશિપો મળી શકશે.

૪. કન્યાશાળાના પાચમા ધોરણમા સારામાં સારી પરીક્ષા પસાર કરનાર બે છોકરીઓને દર માસે ચાર ચાર રૂપીઆવાળી બે સ્કૉલરશિપો આપવામા આવશે; એવી શરતે કે તેમણે સરકારની તપાસણી નીચેની કોઈ નિશાળમાં અભ્યાસ કરવો જારી રાખવો અને છઠ્ઠા ધોરણમાં અગર ઍંગ્લો વર્નાક્યુલર બીજા ધોરણમા સતોષકારક રીતે અભ્યાસ કરવો. જે છોકરીઓએ વર્નાક્યુલર પાંચમુ, અગર ઍંગ્લો વર્નાક્યુલર પહેલુ ધોરણ પૂરું કર્યું હશે, અને વર્નાક્યુલર છઠ્ઠા અથવા ઍંગ્લો વર્નાક્યુલર બીજા ધોરણ કરતાં ચઢીઆતા ધોરણમાં નહિ હોય તેમનેજ આ સ્કૉલરશિપો મળી શકશે.

૫. જે છોકરી ચોથા ધોરણમાં સારામાં સારી પરીક્ષા પસાર કરે

તેવી એકને ત્રણ રૂપીઆવાળી એક સ્કૉલરશિપ તેવીજ શરતોથી આપવામાં આવશે. જે છોકરીઓએ વર્નાક્યુલર ચોથું ધોરણ પૂરૂં કર્યું હશે, અને જે વર્નાક્યુલર પાંચમા કે એંગ્લો વર્નાક્યુલર પહેલા ધોરણ કરતાં ચઢીઆતા ધોરણમાં નહિ હોય તેમનેજ આ સ્કૉલરશિપ મળી શકશે.

૬. તા. ૧ લી જાન્યુઆરી ૧૯૦૮ થી એક વર્ષ સુધી આ સ્કૉલરશિપો મળશે. જે વિદ્યાર્થીઓએ પરીક્ષાની પહેલાંના ઓછામાં ઓછા ૭ માસ સુધી મરેઠી, હિંદુસ્તાની અને ગુજરાતી પ્રાથમિક અને માધ્યમિક (મિડલ) શાળાઓમાં અભ્યાસ કર્યો હશે અને તે નિશાળના અધિકારીઓએ જેમની ચાલચલગત અને નિયમિત હાજરી બાબત સારો રિપોર્ટ કર્યો હશે, તે સઘળાંને આ સ્કૉલરશિપો મેળવવાનો હક છે.

૭. જે ઉમેદવારે એક વખત સ્કૉલરશિપ મેળવી હશે તેનાથી તેજ સ્કૉલરશિપ મેળવવા માટે ફરીથી હરીફાઈ થઈ શકશે નહિ, પણ તેનાથી ચઢીઆતી સ્કૉલરશિપ માટે હરીફાઈ થઈ શકશે.

૮. એલ્ફિન્સ્ટન હાઇ સ્કૂલના પ્રિન્સિપાલના પ્રમુખપણા નીચે એક કમિટી આ હરીફાઈની પરીક્ષા લેશે એલ્ફિન્સ્ટન હાઈ સ્કૂલના દિવાનખાનામાં તા. ૧૬ મી ડીસેમ્બર ૧૯૦૭ સોમવારને રોજ (મુબઈના વખત પ્રમાણે) સવારના ૧૧ વાગે પરીક્ષા લેવામાં આવશે. પરીક્ષામાં બેસવાની ઇચ્છા રાખનાર ઉમેદવારોએ પોતાનાં તથા પોતાની નિશાળનાં નામો, મુંબઈના એક ડેપ્યુટી એડયુકેશનલ ઇન્સ્પેકટરને તા. ૮ મી ડીસેમ્બર ૧૯૦૭ ને રોજ અગર તે પહેલા મોકલી આપવાં.

પૂના, ૧૮ મી નવેમ્બર ૧૯૦૭.

R. D. Prior.
એડયુકેશનલ ઇન્સ્પેકટર, મ. વિ.

---

## મુંબઈની નેશનલ ઇન્ડિયન એસોસિએશનની બાનુઓ તરફની અપાનારી વધારાની સ્કૉલરશિપો.

૧. મુબઈની નેશનલ ઇન્ડિયન એસોસિએશનની બાનુઓ તરફથી આપવામાં આવનારી બીજી વધારાની ૫ સ્કૉલરશિપો આપવાને માટે લેવાની પરીક્ષા તેજ વખતે અને તેજ ઠેકાણે થશે.

૨. એક સ્કૉલરશિપ રૂપીઆ ૧૦ ની, બે ૭ ૭ રૂપીઆની અને

બે ત્રણ ત્રણ રૂપીઆની, નીચેની બાબતો સિવાય બધી રીતે ઉપરની શરતો પ્રમાણે આપવામાં આવશે.

૩. જે કન્યાશાળાઓ, અથવા યૂરેપીયન કન્યાશાળાઓમા ઍંગ્લો-વર્નાક્યુલર ધોરણ શિખવાતુ હશે, તેના વિદ્યાર્થીઓનેજ માત્ર વધારાની સ્કૉલરશિપો મળી શકશે.

૪. દરેક ૬ રૂપીઆવાળી બે સ્કૉલરશિપોમાથી એક સ્કૉલરશિપ ઍંગ્લેા્ વર્નાક્યુલર છઠ્ઠા ધોરણમા જે સારામા સારી પરીક્ષા પસાર કરશે તેતે, અને બીજી સ્કૉલરશિપ ઍંગ્લો વર્નાક્યુલર પાચમા ધોરણમા સારામા સારી પરીક્ષા પસાર કરશે તે કન્યાને આપવામા આવશે. ૩ રૂપીઆવાળી સ્કૉલરશિપ ઉપરની જાહેર ખબરના પાચમા પૅરેગ્રાફમા જે પરીક્ષા બતાવેલી છે તેજ પરીક્ષાના પરિણામ ઉપર આપવામા આવશે, અને દસ રૂપીઆવાળી સ્કૉલરશિપ કોઈ યૂરેપીઅન અથવા ઇંગ્રેજી શિખવનારી ( English teaching ) શાળામાની સારામા સારી લાયકાત ધરાવનાર વિદ્યાર્થીને યૂરેપીઅન ૬ઠ્ઠા ધોરણના બધા વિષયની પરીક્ષા ઉપર આપવામા આવશે, એવી શરતે કે તે વિદ્યાર્થીએ ૪ થા વિષયમા કોઈ સ્થાનિક વર્નાક્યુલર ભાષા લીધેલી હોવી જોઈએ.

૫. દસ રૂપીઆવાળી સ્કૉલરશિપ મળી શકે તેવી કોઈ ઉમેદવાર નહિ હોય તો ૧૯૦૭ ના ઑગસ્ટમા થયલી જ્યુનિયર સેકન્ડરી ટીચર્સ સર્ટિફિકેટ પરીક્ષામા ઉંચામા ઉંચી આવનાર છોકરીને આપવામા આવશે.

૬. જેવી રીતે અને જે વખતે "મેરી કાર્પેન્ટર સ્કૉલરશિપો" આપવામા આવશે, તેવીજ રીતે અને તેજ વખતે વધારાની સ્કૉલરશિપો આપવામા આવશે.

પુના, ૧૮ મી નવેંબર ૧૯૦૭. | R D Prior, એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ગ. વિભાગ.

---

## મુબઈની નેશનલ ઇન્ડિયન એસોસિએશનની બાનુઓ તરફથી અપાનારૂ વધારાનુ ઇનામ.

૧. તેજ વખતે અને તેજ સ્થળે હરીફાઈથી નિબધ લખવાના ઇનામની પરીક્ષા લેવામા આવશે.

, ૨ સામાન્ય નીતિના એક વિષય ઉપર તે નિબંધ ઇગ્રેજીમાં લખવાનો છે અને તે વિષય પરીક્ષાની વખતે જાહેર કરવામાં આવશે.

, ૩ મુંબઇની યુરોપીઅન, ઇગ્રેજી (English Teaching) અથવા એંગ્લો વર્નાક્યુલર શિખવનારી નિશાળોના ચાલતા વર્ષના મેટ્રિક્યુલેશનના વર્ગનીજ કન્યાઓએ હરીફાઈ કરવાની છે.

૪ ઇનામમા રૂ ૩૦–૩૫ ની કિંમતની રૂપાની એક ચીજ મળશે.

પૂના, તા. ૧૮ મી નવેમ્બર ૧૯૦૭. R. D. Prior, Educational Inspector, C. D.

---

## નિશાળોનાં ઇનામપત્રક.

અમનપુર—પટેલ વહેરીભાઇ હીરજીભાઇ રૂ ૭–૦–૦ તથા પા. હરીભાઇ ભુદરે રૂ. ૩–૦–૦ ઇનામ. અંબેટા—જુદા જુદા ગૃહસ્થો તથા ગામ લોકો રૂ ૧૫) ઇનામ કલક—મે નારણભાઇ લલ્લુભાઇ રૂ. ૩૫) કપડા વગેરે. હાંસોટ—યુનિયન કલબ રૂ ૩–૪–૦ મીઠાઇ દેરા—પટેલ ગલાભ કરસને વિદ્યાર્થીઓને જમાડયા, જ્ઞાન બોધક સભા રૂ ૭–૮–૦ પુસ્તકો તથા મીઠાઇ, પટેલ ભુખણદાસ ત્રીકમદાસ રૂ. ૪–૧૩–૬ પુસ્તકો.

થાણા વિભાગ—

ચિંચણી—શેઠ પુરશોતમ કહાનજીભાઈ કાપડીયાના પત્ની દેવકોર રૂ. ૪૫) કાપડ તથા રૂ. ૫) મીઠાઇ.

સરોડા—શેઠ પાલણજી વીકાજી રૂ. ૪–૮–૦ મીઠાઈ તથા પુસ્તક.

સોરઠ ગોહીલવાડ વિભાગ—

બાંટવા તાલુકા સ્કુલ—મહેરબાન બાંટવા દરબાર સાહેબ ખાન શ્રી સરબુલંદ ખાનજી સાહેબ તરફથી રૂ. ૧૪–૪–૦ બાબરા—બારકોટના રહીશ દા. ગોવીંદજી ગોપાલજી તથા કાનજી લવજી તરફથી રૂ. ૭–૫–૦. વડીયા—સ્કુલ કમીટી તરફથી રૂ. ૩–૪–૦. વડેરા—મહેરબાન કાઠિયાવાડના જમી સુપ્રીન્ટેન્ડેટ સાહેબ તરફથી રૂ. ૨–૦–૦. જેતપુર બાંચ—રા. રા. વકીલ અમિચંદ કાળીદાસ તરફથી રૂ. ૨–૦–૦. માણા

વદર કન્યાશાળા—માણાવદર એ તરફથી રૂા. ૭-૦-૦. ચમારડી—ચમારડી ભાગદાર લલુભાઈ કનુભાઈ તર્ફથી રૂા. ૨-૦-૦. માણાવદર—શેઠ દામોદર તથા શેઠ ઉતમચંદ ભાવજી તરફથી રૂા. ૧-૦-૦. બાબરા—શા. ઝવેર મુળજી તરફથી રૂા. ૧-૦-૦ વડાલ—શેઠ પદમશી ઉકા તરફથી રૂા. ૧-૦-૦. વાવડી ( ગજાભાઇની ) તાલુકદાર બાપુભા રતનસીંધજી તરફથી રૂા. ૩-૦-૦. સોનગઢ—વકીલ લક્ષ્મીરામ ભાવજી તરફથી રૂા. ૨-૦-૦. માણાવદર કન્યાશાળા—મહેરબાન દરબાર શ્રી ફતેહદીન ખાનજી સાહેબ તરફથી રૂા. ૨-૦-૦. લીંબુડા—સુપેડીના ખોજા જુમાભાઈ કાનજી તરફથી રૂા. ૧-૪-૦. વડોદ—વિપ્ર નાગજી ગોપાલજી તરફથી રૂા. ૨-૦-૦ દાઠા—દાઠા તાલુકદાર સાહેબો તરફથી રૂા. ૨૧-૪-૦. સદર કન્યાશાળા—સદર રૂા. ૧૦-૧-૬. મેદરડા—શેઠ જીવા ઝીણા તર્ફથી રૂા. ૨-૮-૦. મોટા કોટડા—ગામ તર્ફથી રૂા. ૨-૯-૯. સરદારગઢ—દરબારશ્રી હુસેન યાવરખાનજી સાહેબ તર્ફથી રૂા. ૩૨-૧૦-૬. સદર—દરબારશ્રી શરદાર મહમદખાનજી સા તર્ફથી રૂ.૯૪-૦-૦ બાબરા—રા. રા. ધારશી કમળશી તર્ફથી રૂા. ૭-૦-૦. સોનગઢ—મહેરબાન ગોહિલવાડ પ્રાંતના પોલીટીકલ એજંટ સાહેબ તર્ફથી રૂા. ૩૯-૧૩-૦. બીલખા—દરબારશ્રી આલાવાલા સાહેબ તર્ફથી રૂા. ૧.

નાંદોદ ( રાજપીપળા સ્ટેટ ) વિભાગ—

ઝઘડીયા—કન્યાશાળા રૂા. ૧૬-૧૪-૦ કપડાં તથા મીઠાઈ છોકરાની શાળામાં રૂા. ૧૮-૮-૦ ચોપડીયો તથા પતાસાં મહારાણા શ્રી છત્રસીંહજીએ.

કાઠિયાવાડ વિભાગ—

આમરા—ભાટીયા ગૃહસ્થ શામજી ગોરધનદાસે રૂા. ૭૭-૬-૦ કપડાં, પટેલ પ્રેમજી સવાણી રૂા. ૧) સાકર, ખીમજી જેરામે રૂા. ૧) સાકર. વેરાડ—ઠક્કર કરસનજી દેવચંદ રૂા. ૨૪-૮-૦ નિશાળ જમાડી તથા ઇનામ વહેચ્યું.

જોડીયા—રા. રગનાથ સુંદરજી રૂા. ૧૪૦-૦-૦ કન્યાશાળા જમાડી તથા ચુંદડીયો આપી. ભાટીયા—ના. જામસાહેબ તથા શેઠ ખીમજી કાળા તથા ભોખા નારણ તરફથી રૂા. ૪-૪-૦ સાકર વહેંચી.

પાલનપુર વિભાગ—

**વારાહી**—દરબાર સાહેબ રૂ. ૧૭-૪-૦ છોકરાઓને ચોપડીઓ તથા મીઠાઇ તથા માસ્તરોને રૂ. ૩૦-૦-૦ ઇનામ અને છોકરીઓને રૂ. ૫-૪-૦ ચોપડીઓ, રૂમાલ વગેરે. **પાલણપુર**—કન્યાશાળા મે. પાલણપુરના દરબાર સાહેબ રૂ. ૨૦) ઇનામ.

રેવા-પંચમહાલ વિભાગ—

**કાલોલ મુખ્ય**—શેઠ. ફરદુનજી કાવસજી તથા સ્કુલ કમીટીનાં મેમ્બરો. ૭-૦-૦. **કાલોલ કન્યાશાળા**—એજન ૧૬-૦-૦ **ટાઢોડીઆ**—સ્કુલ કમીટીના મેમ્બરો ૫-૦-૦ **બગેડોળ**—અંબાલીના પોલીસ પટેલ રામુસિંગ વાલજી. ૩-૦-૦ **ઉજેની**—પટેલ બાલુભાઈ બાઈજી૩-૫-૦ **રામપુર મુખ્ય**—સુંથના મેહેરબાન મહારાજા સાહેબ બહાદુર તરફથી ૪૬-૧૨-૦ **એજન** ૮-૯-૨ એજન ૮-૦-૦ **એજન**—મુંબાઈના શેઠ જાફર પીરમહમદ ખોજાની કંપની તરફથી ૦-૮-૦. **એજન**—સ્કુલકમીટીના મેમ્બરો ૯-૦-૦. **રામપુર કન્યાશાળા**—સુંથના મહેરબાન મહારાજા સાહેબ બહાદુર તરફથી ૩૧-૪-૧૧. **એજન**—એજન ૧૭-૧૨-૭ **એજન**—સ્કુલ કમીટીના મેમ્બરો ૬-૦-૦. **સુંઠ**—એજન ૪-૪-૯. **લુણાવાડા**—શેઠ પ્રાગદાસ હનુમાનદાસ ૩-૦-૦. **કડાણા**—કડાણાના મે. મહારાણા સાહેબ ૧૨-૯-૩. **અમથાણી**—કડાણાના ચીફ કોનસ્ટેબલ સાહેબ ૩-૮-૦. **શીહોરા**—શીહોરા નામે ઠાકોર સાહેબ ૬-૬-૦. **વાડાશીનોર કન્યાશાળા**—બાઇ જયકોરના ટ્રસ્ટીઓ શા. છોટાલાલ લલુભાઇ વગેરે ૨૫-૦-૦. **છોટા ઉદેપુર કન્યાશાળા**—છોટાઉદેપુરના મે. મહારાજા શ્રી ફતેસીંહજી સાહેબ બહાદુર ૭-૦-૦. **ચલામલી**—ચલામલીના સદ્‌ગ્રહસ્થો ગોરધન ત્રીભોવન, હરીભાઇ ગીરધર વગેરે ૩-૦-૦, **કવાંટ છોકરાની નિશાળ તથા કન્યાશાળામાં**—છોટાઉદેપુરના મહેરબાન મહારાજા શ્રી ફતેહસીંહજી સાહેબ બહાદુર ૧૮-૦-૦. **એજન**—સ્કુલ કમીટીના મેમ્બરો ૪-૦-૦. **ભીલોડીઆ**—ભીલોડીઆના ઠાકોર બાલુજી જીવાવા ૯-૦-૦.

**વાડી**—મામલતદાર સાહેબ રૂ. ૩) ચોપડીઓ. **શહેરા**—શેઠ હરીદાસ મોરારજી રૂ. ૧૦-૬-૬ કપડાં તથા સ્કોલરશીપ તરીકે પોસ્ટમાસ્તર

જેઠાલાલ ગોકળદાસ તથા રા. રામચંદ્ર નરભેરામ તથા શેઠ પુનેમચંદ ગુલાબચંદ રૂ. ૨૯-૭-૦ છોકરાઓને નિશાળના સાધનોની મદદમાં. **કાંકણપુર**—દવે ભાઇશંકર સનસુખરામ રૂ. ૪-૪-૦ ચોપડીયો. **લુણાવાડા**—શેઠ ગુલાબચંદ વ્રજલાલ રૂ. ૬-૮-૦ તથા મીયાં સાહેબ હૈદરઅલી રૂ. ૧૦-૦-૦ મીઠાઇ સ્વસ્થાન ખાધુના મેહેરબાન દરબાર સાહેબ રૂ.૮-૦-૦ મીઠાઇ. **લુણાવાડા**—કન્યાશાળા મી; મૂળજીભાઇ નાથાભાઇ રૂ. ૫-૦-૦ કન્યાઓને ઉપયોગી ચોપડીયો. **જાંબુઘોડા**—મે. ઠાકોર સાહેબ શેઠ શીરાબજી તથા થાણદાર સાહેબ રૂ. ૫૩-૩-૩ સ્કુલ જમાડી ઇનામ આપ્યું. **માળીવણુ**—પારેખ હરગોવિંદ દલસુખ રૂ. ૩-૦-૦ રૂમાલ આપ્યા. **રાજપુર**—સુંઠના મે મહારાજા સાહેબ રૂ. ૭-૪-૦ ટોપીઓ. **જેતપુર**—જબુગામના થાણદાર રૂ. ૪-૦-૦ રૂમાલ તથા શાકર. **જબુગામ**—જંબુગામના થાણદાર રૂ. ૪-૯-૦ પુસ્તકો તથા સાકર. **કવાંટ**—મે. ઉદેપુરના મહારાજા સાહેબ રૂ. ૫૨-૦-૦ ઇનામ વગેરે. **આમોદ તથા બોરસદ**—શામળભાઈ જીવાભાઇ રૂ. ૧૯-૧૨-૦ **એજન**—ફકીરભાઈ બૂલાભાઇ રૂ. ૧૫-૮-૦ **એજન**—દેશાઇભાઇ વરજભાઈ મોતીભાઈ કાળીદાસ ગીરજાશંકર જોઇતારામ મગનલાલ ઇશ્વરદાસ રૂ. ૧૫-૮-૦ **નાવલી**—પટેલ શનાભાઈ ખુશાલદાસ રૂ. ૩૦-૦-૦ **નરસંડા**—પટેલ મનોરભાઈ ખુશાલભાઇ રૂ. ૭-૦-૦ **વાંઠવાળી**—પટેલ ઝવેરભાઇ બાપુજી રૂ. ૪-૧૨-૦ **બોદાલ**—પટેલ જીવાભાઇ ભવાનભાઇ પગી કલાભાઈ લાલભાઈ રૂ. ૧૭-૦-૦ **કંજરી**—પણસોરાના પટેલ ફુલાભાઇ મકનદાસ રૂ. ૭-૦-૦ **એજન**—આણંદના પટેલ મોતીભાઇ પીરીભાઇ રૂ. ૭-૦-૦ **ભાતેર**—મથુરભાઇ શીવલાલ રૂ. ૧૭-૪-૦ **એજન**—શાહ કુબેરભાઇ જગજીવનદાસ રૂ. ૧૮-૦-૦ **દેહરડા**—શાહ અમરચંદ રામદાસ રૂ. ૧૨-૦-૦ **ચીખોદ્રા**—ઓંકારદાસના મંદીર તરફથી રૂ. ૨૫-૦-૦ **એજન**—દાદાભાઇ ઉકાભાઈ રૂ. ૨૫-૦-૦ **એજન**—દેશાઇભાઇ ગોવીંદભાઈ પટેલ રૂ. ૨૫-૦-૦ **એજન**—નાથાભાઇ બહેચરભાઇ પટેલ રૂ. ૩૦-૦-૦ **એજન**—ઝવેરભાઇ નરેરભાઇ રૂ. ૩૫-૦-૦ **વાસદ**—ખુશાલભાઇ આજુભાઇ શંકરલાલ કાળીદાસ રૂ. ૩૩-૭-૦

આશાભાઈ

જાહેર ખબર આપ્યા વગર પરપાનકલો ખપી ગઇ છે અને એકે અવાજે તેની પ્રસંસા થાય છે. માટે આ ઠેકાણે તેના વખાણની કાંઇ પણ જરૂર નથી. આ પુસ્તક નિદાન, ચિકિત્સા, વનસ્પતિ વીવેચન અને ધાતુ મારણની બાબતમાં તથા દેશી, યુનાની, અને અંગ્રેજી વૈદકના અનુભવથી, તેમજ ગામડીઆ અને જંગલી લોકોની જડી બુટીનો શોધ કરી લખવામા આવ્યુ છે. શહેર તથા ગામડાના વૈદો, મહેતાજી સાહેબો તથા વૈદકના શોખીનોને આ ખરૂ સાધન છે. આવા ઉપયોગી પુસ્તકનો દર કોઇ લાભ લઇ શકે માટે દેશ હિતાર્થે તેની મૂળ કિમત રૂ. ૧।। ઘટાડીને રૂ. ૧) રાખી છે. વી પી. થી મંગાવનારને ૦) ૩ વધુ પડશે.

જેકબ એસ. કંથારીઆ, કલાર્ક, મિશન હાઇ સ્કુલ, અમદાવાદ.

---

## ભારે વખણાયેલી, ખચીત શ્રેષ્ઠ અને સસ્તી.

# આદરજી કાવસજી માસ્તરના

## દસ્કત શિક્ષક કોપીબુકો.

**"કમીશનમાં વધારો" આઠ ભાગમાં "કમીશનમાં વધારો."**

કેળવણીખાતાના હાલના તથા આગલા ઇન્સ્પેકટરો તથા ડેપ્યુટી ઇન્સ્પેકટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો, પ્રિન્સિપલો, હેડમાસ્તરો અને શિક્ષકો, મુંબઇ તથા ગુજરાતના સર્વે જાહેર છાપા તરફથી એકે અવાજે તારીફ કરતાં અતિ સંતોષકારક ખાત્રીપત્રકો.

મહેરબાન ડિરેકટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઈન્સ્પેકટર મે. જાઇલસ સાહેબે દસ્કત શિક્ષક કોપીબુકોને જ સઘળી મંજૂર કરેલા કોપીબુકોમા શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુકજ વાપરવાને મગરૂરી ધરાવશે.

☞ મુંબઇ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઇન્ટ સ્કૂલ કમિટિના અનુભવી સદ્‌ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કત શિક્ષક કોપીબુકોને જ સર્વ કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વ સ્કૂલોમાં એ જ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.

સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઉંચાં ટકાઉ વાપરેલા છે, જે એક વખત જોવાથી ખાત્રી થશે.

૨૦૦ અને તે ઉપરાંત કોપી ખરીદનારને સેંકડે ૩૩ ટકા કમીશન આપવામાં આવશે; પેકીંગ અને રેલ્વે ખરચ પણ આપવામાં આવશે પણ પોરટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખરચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો મંગાવનારને સેંકડે અર્ધો ટકો હકસાઇ લઈ મોકલી આપવા ગોઠવણ રાખી છે. મળવાનું ઠેકાણું-આત્મારામ અને દલાભાઇની કમ્પની, લેખનકળા કોપીબુકની ઓફીસ,-કાળકાદેવી રોડ નંબર-૨૩૨ મુંબઈ.

# ગોખલે કૃત ગણિત ભા. ૩ નો ખુલાસો.

તમામ હિસાબ સપૂર્ણ ખુલાસા સહિત સમજાવેલા એવો, ગણિતમાં હોશિઆર અને અનુભવી શિક્ષકને હાથે લખાએલો ગોખલે કૃત ગણિત ભાગ ૩ જાનો ખુલાસો. ધો ૬,૭, થર્ડગ્રેડ, પ્રાવેશિક, મેટ્રીક અને સ્કુલફાઇનલની પરીક્ષામાં બેસનાર ઉમેદવારોને ખાસ જરૂરનો. લગભગ ૩૬૫ પૃષ્ટનો. કીં રૂ.૦-૧૨-૦ જાણીતા બુકસેલરો તથા મહેમદાવાદ દેસાઇ વરજીવન પુરષોત્તમદાસ તથા અમદાવાદમાં ચીમનલાલ ચુનીલાલની કંપની તથા પ્રભાશંકર રવીશંકર પાસથી મળશે. ક. સેં. ૨૫ ટકા. ખર્ચ મંગાવનારને શિર

બી-સી-એનની કું૦ મહેમદાવાદ.

# શાળોપયોગી પુસ્તકો.

પદાર્થપાઠ અને ડ્રોઇંગ, ધો. ૫ મુ. રૂ. ૦-૪-૦, ધો. ૪ થું રૂ. ૦-૩-૦, ધો. ૩ જું રૂ. ૦-૨-૬, ધો. ૨ જુ ૦-૨-૩, ધો ૧ લુ રૂ.૦-૧-૬, અને બાળવર્ગ રૂ, ૦-૧-૦; પ્રાથમિક શાળાઓ માટે ઉપયોગી-કિન્ડરગાર્ટન પદ્ધતિ રૂ ૦-૮-૦, મુબઇ ઇલાકા માટે લાયબ્રેરી બુક તરીકે મંજૂર સાદું ડ્રોઇંગ ધો. ૬ ઠ્ઠું, ૭ મા અને પ્રવેશક માટે રૂ. ૦-૨-૦. કચ્છ દેશી હિસાબ ભા. ૧ લો રૂ. ૦-૧-૦, ભાગ ૨ જો રૂ. ૦-૨-૦, કચ્છ ખાતે ટેક્સ્ટ બુક મેમરી ડ્રોઇંગ ફર્સ્ટ ગ્રેડ રૂ. ૦-૪-૦, સેકન્ડ અને થર્ડ ગ્રેડ રૂ. ૦-૬-૦, પ્રેક્ટિકલ જયો મેટ્રી ફર્સ્ટ ગ્રેડ રૂ. ૦-૨-૬, ફ્રીહેન્ડ અને કલર ડ્રોઇંગ ફર્સ્ટ ગ્રેડ રૂ. ૦-૪-૦, છેલ્લી ચાર બુકો મુબઇની સ્કૂલ ઑફ આર્ટની ડ્રોઇંગની પરીક્ષા માટે છે. કર્તા ઉસમાન બી. તથા મહોબતસિંહ મો., આસિ. માસ્તર ટ્રે. કોલેજ રાજકોટ.

# સૂચના.

આ પત્રસંબંધી સર્વે લખાણુ એડિટર તરફ મોકલવું. નૉટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

—છાપવા મોકલેલું લખાણું ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસના છાપના અથવા નાપસંદ પડેલુ લખાણ પાછું મોકલવા બંધાતા નથી જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલશે તો તે પણ યોગ્ય અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

મનીઑર્ડર મોકલતી વખતે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવું તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વર્ષ એકનો રૂ. ૧—૦—૦ રાખી છે. પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના, પંદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલ ખર્ચ સાથે રૂ. ૦—૧૨—૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ સુધી આપવામાં આવશે ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

**☞જાહેર ખબરોના ભાવમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો છે, તે તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ:—**

## જાહેર ખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| રૂ. લીટી. | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછી |
| ૧... ... ... ... ... ૨ | ના અગીઆર માસ લગી દર માસે |
| દસથી વધારે લીટીઓ માટે રૂ. ૧)— | ૩ ગણો ચાર્જ પડશે. ૭ માસ માટે |
| ની લીટીઓ ત્રણ પ્રમાણે. | પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી |
| બાર માસ લગી લાગલાગટ હશે | દરેક માસે ૩ ચાર્જ લેવાશે. |

**શાળાપત્રની સાથે કોઈ પણ હૅંડબિલ વહેંચવામાં આવશે નહિ.**

ક. આનન્દજી મુકજી શાપી તરફથી ભેટ.

REGISTERED NO. B, 43.

અંક ૨ જો. પુસ્તક ૪૭ મું.

# The Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

ફેબ્રુઆરી ૧૯૦૮.

## અનુક્રમણિકા.



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ:

" યુનાઇટેડ " પ્રિન્ટિંગ પ્રેસ.

# गुजरात शाळापत्र.

પુસ્તક ૪૭ મું. ફેબ્રુઆરી, ૧૯૦૮. અંક ૨.


## પ્રાચીન ગ્રીક લોકો.

હવાપાણી, ખોરાક, જમીન અને કુદરતી રચનાનુ સામાન્ય સ્વરૂપ એ કુદરતી કારણો મનુષ્યજાતિ પર સર્વથી બળવાન્ અધિકાર ચલાવે છે. પ્રાચીન સમયમાં દેશના ઇતિહાસનું સ્વરૂપ ઘડવામાં એ મુખ્ય સાધન હ-તાં. સર્વ સામાજિક સુધારામાં દ્રવ્યસંચય પહેલો છે; કેમકે જ્ઞાનની પ્રાપ્તિ પર સુધારાની વૃદ્ધિનો આધાર છે અને દ્રવ્યનો સંચય થયા વિના 'જ્ઞાન સંપાદન કરવા માટે અવકાશ મળતો નથી. જ્ઞાનની વૃદ્ધિ થવાથી દ્રવ્યનો સંચય જલદી થઈ શકે છે, તોપણ પ્રજાની મૂળ સ્થિતિમાં જ્ઞાનનો આરંભ થતાં પહેલાં દ્રવ્યનો સંચય થવો આવશ્યક છે. જ્યાંસુધી મનુ-ષ્ય પોષણનાં સાધન એકઠાં કરવામાં રોકાયલો હોય છે, ત્યાંસુધી જ્ઞાન સંપાદન કરવાનો તેને વખત મળતો નથી, તેમજ તે તરફ તેને અભિરુચિ પણ થતી નથી અને કોઈ પણ શાસ્ત્ર રચવાનો સભવ રહેતો નથી. આ કારણને લીધે જગતનાં પ્રાચીન મહારાજ્યો ફળદ્રુપ પ્રદેશોમાં થયાં હતાં.

યૂરોપખંડમાં બીજા દેશો કરતાં ગ્રીસની કુદરતી સ્થિતિ અને સ્વરૂ-પ વ્યાપારને માટે વિશેષ અનુકૂળ છે બીજા દેશો કરતાં એમાં ઘણા વધારે બેટો અને દ્વીપકલ્પો છે અને સમુદ્રના નાના નાના ફાંટા દેશમાં અનેક સ્થળે જવાથી ઘણા ભાગને સમુદ્ર કિનારાનો લાભ મળે છે. આ કારણથી યૂરોપના બીજા દેશો કરતાં ગ્રીસમાં સુધારો પહેલો થયો અને ગ્રીસમાં પણ કિનારા અને દ્વીપોના પ્રદેશો અંદરના પ્રદેશો કરતાં વહેલા સુધર્યા. વળી ડુંગરો અને ખીણો ઘણાં હોવાથી ભિન્ન ભિન્ન દ્વીપો અને દ્વીપકલ્પો એક બીજાથી સ્વતન્ત્ર રહ્યા.દરેક મોટું શહેર તેના આસપાસના મુલક સાથે એક સ્વતન્ત્ર રાજ્ય બન્યું; અને એવાં સ્વતન્ત્ર શહેરોમાં જે બળવાન્ થયું તેનો અધિકાર નબળાં શહેરો પર ચાલ્યો. પણ આવી સ્થિતિમાં પણ પોતપોતાનો સ્થા-

નિક કારભાર ચલાવવાની બાબતમાં દરેક શહેર સ્વતન્ત્ર રહ્યું. આ પ્રમાણે સ્વતન્ત્રતા અનુભવવાની ટેવ ગ્રીક લોકોમાં પ્રબળ રહી તેથી મહાન્ શહેરોના વતનીઓએ જ્યારે બીજા મુલકોમાં જઈ સંસ્થાન સ્થાપ્યાં ત્યારે ત્યાં પણ તેઓ સ્વભૂમિને વશ રહ્યાં નહિ, પણ સ્વતન્ત્ર રહ્યાં.

સુલેહ અને લડાઈના વખતમાં આવાં સ્વતન્ત્ર રાજ્યોના મુખ્ય ઉપરી અધિકારીઓ રાજા હતા. રાજપદ વંશપરંપરાથી પ્રાપ્ત થતું હતું, પરંતુ રાજાઓ સ્વચ્છન્દે વર્તી શકતા નહોતા. તેમના પર ઉમરાવોની તેમજ સમગ્ર પ્રજાની સભાનો અંકુશ હતો. કાલક્રમે ઘણાંખરાં શહેરોમાંથી રાજપદવી કાઢી નાખવામાં આવી અને પ્રથમ કુલીનસત્તાક રાજ્યતન્ત્ર સ્થપાયું. એટલે કેટલાંક ઉચ્ચ કુળના પુરુષોનાજ હાથમાં બધો રાજ્ય કારભાર ગયો. શહેરના જૂનામાં જૂના વતનીઓના વંશજો આવાં શિષ્ટ કુળમાં ગણાયા અને ઘણાં વર્ષ સુધી તેઓએ પ્રાધાન્યપદ ભોગવ્યું. કેટલાંક શહેરોમાં આવું કુલીનસત્તાક રાજ્યતન્ત્ર ઘણાં વર્ષ ચાલ્યું, પણ બીજાં શહેરોમાં થોડાંજ વર્ષમાં પ્રજાસત્તાક રાજ્યતન્ત્ર સ્થપાયાં. આ રાજ્યપદ્ધતિમાં બધા શહેરીઓને અધિકાર પ્રાપ્ત કરવાની અને પ્રજાસભામાં જવાની છૂટ હતી. આ પ્રમાણે ગ્રીસમાં અનુક્રમે રાજસત્તાક, કુલીનસત્તાક, અને પ્રજાસત્તાક એમ ત્રણ રાજ્યપદ્ધતિ સ્થપાઈ. એ ત્રણે રાજ્યપદ્ધતિઓ કાયદાસર ગણાતી હતી; પરંતુ કેટલાંક શહેરોમાં કુલીન અને અકુલીન પુરુષો વચ્ચે પ્રધાન સત્તા મેળવવા માટે લડાઈ ચાલવાથી ત્યાં કોઈક વિશેષ બળવાન્ પુરુષ પોતાના હાથમાં મુખ્ય અધિકાર લઈ લેતો. આવા પુરુષને કાયદાથી સત્તા મળેલી ન હોવાથી ગ્રીક લોકો 'ટાયરન્ટ' એટલે જુલમી રાજા કહેતા હતા. ઇ. સ. પૂર્વે છઠ્ઠા અને સાતમા સૈકામાં ગ્રીસમાં જુલમી રાજાઓએ સત્તા ચલાવી.

ગ્રીક લોકો એક આર્યન પ્રજા હોવાથી તેમનો ધર્મ સમગ્ર આર્યન પ્રજાના ધર્મ જેવોજ હતો. તેઓ કુદરતનાં ભિન્ન સ્વરૂપને અને તેના અદૃશ્ય શક્તિને, ભાવનાઓને, કુલદેવતાને, અને ઉત્કૃષ્ટ વીર પુરુષ અને સ્ત્રીઓને દેવ કે દેવી તરીકે પૂજતા હતા. 'ઝ્યુસ' કે દિવસ્પતિ એટલે આકાશના દેવને તેઓ સર્વમાં મુખ્ય માનતા. દેવલોકનું સ્થાન

થેસલિમાં હતું અને ઝીઅસનું દેવાસન ઓલિમ્પસ પર્વત ઉપર હતું. ગ્રીક લોકોની કળા, સાહિત્ય, રાજ્યતન્ત્ર અને સમગ્ર જીવનવૃત્તાન્તોમાં ધર્મના વિચારો મિશ્ર થયા હતા. કવિઓ દેવોનાં આખ્યાનોનું કવન કરતા અને કલાકુશલો દેવ અને દેવીઓની મૂર્તિઓ બનાવતા. સંધિવિગ્રહને સમયે કે કોઈ પણ મોટું કામ આરંભતાં પહેલાં ગ્રીક લોકો પોતાના ઇષ્ટ દેવદેવીની આજ્ઞા લેતા: અને દેવવાણી પ્રમાણે વર્તતા. આ દેવવાણીઓમાં ડેલ્ફી શહેરની દેવવાણી પ્રસિદ્ધ થઈ છે. એ પ્રાચીન શહેરને હાલ કૅસ્ટ્રિ કહે છે. અને તે ફોસિસ પ્રાન્તમાં હતું. એમાં 'ઝીઅસ'ના પુત્ર 'અપૉલો' દેવની મૂર્તિ હતી. દેવાલયના મધ્ય ભાગમાં એક બાંયરૂં હતું. તેમાં બરાઈ એક સ્ત્રી દેવને પૂછેલા પ્રશ્નોના ઉત્તર એવી ચતુરાઈથી સંદિગ્ધ અને બે અર્થવાળા શબ્દોમાં આપતી હતી કે ગમે તે પરિણામ આવે તોપણ પ્રશ્ન પૂછનાર દેવના ઉત્તર પ્રમાણેજ થયું છે એમ સમજી રાજી થતો હતો અને તેની શ્રદ્ધા દૃઢ થતી હતી.

ઍથેન્સ, સ્પાર્ટા અને થીબ્સ એ ત્રણ રાજ્યો ગ્રીસમાં અનુક્રમે સર્વોપરિ થયાં. ઍથેના દેવી ઉપરથી ઍથેન્સ નામ પડ્યું છે. એ દેવીના મન્દિરની પાસે જ્યુપિટર, એપૉલો અને ઓલિમ્પસ દેવોનાં મંદિરો હતાં. એ દેવાલયોનાં હાલના ખંડેર ઉપરથી પણ તે સમયની સ્થિતિનો ખ્યાલ જોનારના મનમાં સહજ આવે છે. આ પ્રમાણે ઍથેન્સ તે સમયે મોટું શહેર હતું; પણ ટાયર કે સાયરેક્યુસથી વ્યાપારને અર્થે કે શહેરની આબાદી જોવા માટે ૨,૩૦૦ વર્ષ પર જે કોઈ જતું તેને માત્ર બહારની આબાદી જોવાથીજ શહેરનું મહત્ત્વ સમજાતું નહિ; કેમકે તેના અભ્યુદયનું ખરૂં કારણ તેની વિદ્યાસંપત્તિ હતી. ગ્રીક લોકોએ સાહિત્ય, ગણિત, ખગોળ, ન્યાય, સંગીત, વૈદક, તત્ત્વજ્ઞાન, ઇતિહાસ, વગેરે શાસ્ત્રો બહુ સારી રીતે ખેડ્યાં હતાં અને એ વિદ્યાદૃષ્ટિમાં ઍથેન્સ સર્વથી શ્રેષ્ઠ પદવીએ પહોચ્યું હતું. હોમર નામના નામાંકિત કવિનાં વીરરસ કાવ્યો 'ઇલીઅડ' અને 'ઑડિસિ' રામાયણના જેવાં મોટાં કાવ્યો છે અને તે એવાં તો લોકપ્રિય થયાં છે કે તેનું ભાષાન્તર યુરોપની ઘણી ભાષાઓમાં થયું છે. ઇંગ્લંડનો સુપ્રસિદ્ધ રાજ્યત-

ન્રી વિલિયમ એવર્ટ ગ્લૅડસ્ટન કહે છે કે 'દરરોજ મારા અભ્યાસના આરંભમાં હું મારા જૂના મિત્ર, હોમરગ્રન્થો વાંચુ છું. એ ગ્રન્થો મારી તરુણાવસ્થાના તેમજ પશ્ચિમાવસ્થાના મિત્રો છે અને જ્યાંસુધી મારા ઘટમાં પ્રાણ છે-અને માનસિક શક્તિ સ્વસ્થ છે ત્યાંસુધી હું કદી એ મૈત્રી તજનાર નથી ' કાવ્યશાસ્ત્રમાં જેવું હોમરનું નામ પ્રસિદ્ધ છે તેવું ઇતિહાસમાં હીરૉડૉટસનું છે. એ પ્રાચીનમાં પ્રાચીન ઇતિહાસકર્ત્તા છે અને તેથી ઇતિહાસના પિતાના નામથી પ્રખ્યાત છે. ગ્રીક અને ઇરાની લોકો વચ્ચે ઇ. સ. પૂ ૫ મા સૈકામાં જે મહાન્ વિગ્રહ થયો હતો તેનું સંપૂર્ણ વર્ણન એ ઇતિહાસકારે આપ્યું છે. ઇરાનીઓની સંખ્યા ગ્રીક લોકો કરતાં ઘણી વધારે હતી તોપણ કળાકૌશલ્ય અને વિદ્યાપ્રભાવથી ગ્રીક લોકોએ તેમને ઘણાં યુદ્ધોમાં હરાવ્યા. આ વિગ્રહના પરિણામે ઍથેન્સની સત્તા ગ્રીસમાં સર્વોપરિ થઈ.

પણ એથેન્સની સત્તાથી બીજા શહેરોના રાજ્યતન્ત્રીને ઈર્ષ્યા ઉત્પન્ન થઈ અને સ્પાર્ટા અને ઍથેન્સ વચ્ચે મોટો વિગ્રહ થયો તે ૨૫ વર્ષ પહોંચ્યો. છેવટે સ્પાર્ટાનો વિજય થયો જેમ ઍથેન્સ પ્રજાસત્તાક રાજ્યોમાં શ્રેષ્ઠ હતું તેમ સ્પાર્ટા કુલીનસત્તાક રાજ્યોમાં સર્વોપરિ હતું. ઍથેન્સમાં રસજ્ઞતા, વિદ્યાવૃદ્ધિ અને કળાકૌશલ્ય પરિસીમા પહોચ્યાં હતાં ત્યારે સ્પાર્ટામાં લોકો કલામાં અને જ્ઞાનમાં ઘણા પાછળ હતા. ત્યાં હમેશ બે રાજા સાથે રાજ્ય કરતા હતા. તેમને પ્રજાની મરજી પ્રમાણે રાજ્ય કરવું પડતું. સ્પાર્ટન લોકો વેપારમાં કુશળ હતા. તેમનાં ખાસ લક્ષણ દ્દઢતા અને આગ્રહ હતાં, પણ તેઓ નિમકહરામ અને લુચ્ચા હતા એમ પણ તેમને માટે કહેવાય છે. સહનશીલતા શિખવવા માટે તેમને થોડો ખોરાક આપતા, વધારે જોઈએ તો તેમને ચોરવો પડતો ને પકડાતા તો ભારે શિક્ષા થતી. ટાઢ સિવાયની ઋતુમાં તેઓ બહારનું વસ્ત્ર પહેરતા નહોતા. કોઈ પણ ઋતુમાં જોડા પહેરતા નહોતા અને તેમને ઘાસની પથારી પર સુવું પડતું. બાલ્યાવસ્થામાં તેમજ તરુણાવસ્થામાં શારીરિક કસરત પર ખાસ ધ્યાન અપાતું. દોડવાની, કૂદવાની, અસ્ત્ર ફેંકવાની, કુસ્તીની, મુષ્ટિયુદ્ધની અને શિકારની કસરત કરવી પડતી. અમુક વાર્ષિક ઉત્સવ (Artemis Orthia) ને દિવસે છોકરાઓને ફટકા મારનો રિવાજ

હતો. આનો હેતુ તેમને સહનશીલ કરવાનો હતો. કેટલીક વખત પ્રાણ જાય એવી સખત રીતે ફટકા મારવામાં આવતા. જેઓ લગાર પણ ડગે નહિ તેમને વખાણતા અને જેઓ સહજ પણ બૂમ પાડે તેની હાંસી થતી. ગ્રીસની એજ પ્રજા વિદ્યાને ધિક્કારતી અને તરુણની કેળવણીમાથી વિદ્યાને બાતલ કરતી. બીજી ગ્રીક સ્ત્રીઓ કરતાં સ્પાર્ટન સ્ત્રીની પણ કેળવણી જુદી હતી. ઍથન્સમાં થતું તેમ ઘેર રહી કાંતવાનુ કામ કરવાને બદલે તેઓ જાહેરમાં નૃત્ય કરતી, દોડવાની સરત કરતી, કુસ્તી લડતી, અસ્ત્ર ફેંકતી અને એવી બીજી કસરત કરતી

આ પ્રમાણે સ્પાર્ટામાં વ્યાયામ પર ખાસ ધ્યાન આપવામા આવતું. જો કોઈ બાળક જન્મે ત્યારે નબળુ માલમ પડે તો તેને ટેગિટસની ટેકરી પરથી ખીણમા ફેંકી દેતા. દરેક સ્ત્રીપુરુષ કે સ્ત્રીને વ્યાયામશાળામાં જઈ કસરત કરવી પડતી અને સહનશીલતા શિખવવા માટે અનેક પ્રકારના અંગકષ્ટ વેઠવા પડતાં. જેમ વિદ્વત્તા અને કળાકૌશલ્યમાં ઍથન્સની તેમ કવાયત અને કસરતમાં સ્પાર્ટાની કોઈ પણ શહેર બરોબરી કરી શકે એમ નહોતું.

મૅસિડોનિયા પ્રથમ ગ્રીક રાજ્ય તરીકે ગણાતું નહોતું; પણ ફિલિપ રાજાના સમયમાં તેની સત્તા વધી તેણે ધીમે ધીમે ગ્રીક લોકોના રાજ્યકારભારમાં માથુ માર્યું અને ઇરાની લોકો જોડે લડવામા એકત્ર થયલાં સર્વ ગ્રીક રાજ્યોનાં લશ્કરનો નાયક બન્યો. તેના પુત્ર મહાન્ એલેકઝાન્ડરે (સિકંદરે) ઇરાની રાજ્ય જીતી લઈ પોતાની સત્તા છેક હિંદુસ્તાન લગણ વધારી. આ મહાન્ ગ્રીક રાજ્યને છેવટે રોમન લોકોએ જીતી લીધુ

---

## ન્યાયશાસ્ત્ર.

(સાધણ પૃ૪ ૧૦ થી)

### હેત્વાભાસ (ચાલુ).

નૈયાયિકો હેત્વાભાસ પાચ છે એમ કહે છે. વૈશેષિકો ત્રણ છે એમં કહે છે. હેત્વાભાસોનાં નામ પણ સર્વ પુસ્તકોમાં સરખાં નથી. ગૌતમ ન્યાયદર્શનમાં સવ્યભિચાર, વિરુદ્ધ, પ્રકરણસમ, સાધ્યસમ અને અતીતકાલ એ પાંચ હેત્વાભાસો આપે છે, અન્નંભટ તર્કસંગ્રહમાં સવ્ય-

સાધ્યના અભાવથી વ્યાપ્ત જે હેતુ તે વિરુદ્ધ કહેવાય છે. 'આ ગોય છે, અશ્વત્વ છે તેથી' એમા અશ્વત્વ હેતુ વિરુદ્ધ છે. 'જ્યાં જ્યાં અશ્વત્વ છે ત્યા ત્યાં ગોત્વનો અભાવ છે' એમ હેતુને સાધ્યની સાથે વ્યાપ્તિ હોવાને બદલે સાધ્યના અભાવની સાથે વ્યાપ્તિ છે. વ્યાપ્તિના નિર્દેશમા વ્યાપ્ય પહેલો આવે છે અને વ્યાપક પછી આવે છે, માટે અશ્વત્વ એ વ્યાપ્ય છે અને ગોત્વાભાવ વ્યાપક છે. આ પ્રમાણે અશ્વત્વ હેતુ સાધ્યના અભાવથી વ્યાપ્ત હોવાથી વિરુદ્ધ છે.

જે હેતુને સાધ્યનો અભાવ સાધનાર અન્ય હેતુ છે તે સત્પ્રતિપક્ષ (વિદ્યમાન છે પ્રતિપક્ષ–સાધ્યાભાવ સાધનાર સામો હેતુ જેને એવો) કહેવાય છે 'પર્વત વહ્નિમાન્ છે, ધૂમવત્વથી, મહાનસની પેઠે' એમા ધૂમવત્ત્વ હેતુ છે, એનો પ્રતિપક્ષી 'પર્વત વહ્ન્યભાવવાન્ છે, પાષાણમય છે તેથી, કુડયની પેઠે' એમા જે પાષાણમયત્વ હેતુ છે તે છે, આથી ધૂમવત્ત્વ હેતુ સત્પ્રતિપક્ષ કહેવાય છે. આમા બને હેતુઓ એક એકના સાધ્યનો અભાવ સાધે છે તેથી પરસ્પર સત્પ્રતિપક્ષ છે આવુ જ્ઞાન સાક્ષાત્ અનુમિતિનુ પ્રતિબન્ધક થાય છે વહ્નિવ્યાપ્ય ધૂમવાન્ પર્વત છે અને વહ્ન્યભાવવ્યાપ્ય પાષાણમયત્વવાન્ પર્વત છે એવા બે પરામર્શ થવાથી એકેગાથી અનુમિતિ થતી નથી, કેમકે એક એકને પ્રતિબન્ધક થાય છે આ હેત્વાભાસને ગૌતમે પ્રકરણસમ કહ્યો છે નિર્ણય માટે નિર્દિષ્ટ કરેલો હેતુ પ્રકરણનો નિર્ણય કરવાને બદલે તેની ચિન્તા–જિજ્ઞાસા–આકાંક્ષા ઉત્પન્ન કરે તે પ્રકરણસમ પ્રકરણનો નિર્ણય થવાને બદલે તે પ્રકરણનીજ સ્થિતિમા રહે છે માટે પ્રકરણસમ કહેવાય છે

વ્યાપ્તિ કે પક્ષવૃત્તિત્વ–પક્ષમા હોવા પણું જેમા નથી તે અસિદ્ધ કહેવાય છે. અસિદ્ધ હેતુ ત્રણ પ્રકારનો છે, આશ્રયાસિદ્ધ, સ્વરૂપાસિદ્ધ અને વ્યાપ્યત્વાસિદ્ધ 'ગગનકમલ સુગન્ધી છે, કમલત્વ છે તેથી, તળાવની પેઠે' એમા કમલત્વ હેતુ આશ્રયાસિદ્ધ કહેવાય છે, કેમકે હેતુનો આશ્રય જે પક્ષ તેને વિષે અસિદ્ધ છે ગગનકમલ જેવો પદાર્થજ નથી. કમલને વિષે અવચ્છેદક ધર્મ ગગનીયત્વ (આકાશને લગતા હોવું તે) અસિદ્ધ છે. આ પ્રમાણે જે હેતુનો આશ્રય પક્ષ અપ્રસિદ્ધ હોય તે આશ્ર-

યાસિદ્ધ કહેવાય છે. જો હેતુ સ્વરૂપે અસિદ્ધ હોય, અર્થાત્ પક્ષધર્મતા પક્ષમાં રહેવાપણું એવો જે તેનો ધર્મ તે તેમાં ન હોય તો સ્વરૂપાસિદ્ધ કહેવાય છે. 'તળાવ દ્રવ્ય છે, ધૂમવત્ છે તેથી' અથવા તો 'તપેલો લોઢાનો ગોળો વહ્નિમાન્ છે, ધૂમવાન્ છે તેથી' એમાં ધૂમવત્ત્વ હેતુ સ્વરૂપાસિદ્ધ છે; કેમકે પક્ષ તળાવ અને તપેલા લોઢાના ગોળાને વિષે ધૂમનો અભાવ છે. વ્યાપ્યત્વાસિદ્ધ એટલે હેતુ સાધ્યનો વ્યાપ્ય હોવો જોઈએ તે નથી. જેમાં વ્યાપ્તિ નથી તે હેતુનું વ્યાપ્યત્વ અસિદ્ધ છે. એવું બે રીતે થઈ શકે; હેતુ જ્યારે સાધ્યનો વ્યાપ્ય ન હોય અને જ્યારે હેતુ ઉપાધિવાળા સાધ્યનો વ્યાપ્ય હોય 'શબ્દ ક્ષણિક છે, સત્ત્વથી' એમાં સત્ત્વ હેતુ સાધ્યનો વ્યાપ્ય નથી. 'પર્વત ધૂમવાન્ છે વહ્નિમાન્ છે તેથી' એમાં વહ્નિમત્ત્વ હેતુ ધૂમવત્ત્વનો વ્યાપ્ય નથી, પણ આર્દ્રેન્ધનસંયોગ (લીલા લાકડાનો સંયોગ) રૂપ ઉપાધિવાળા સાધ્યનો વ્યાપ્ય છે. જ્યાં જ્યાં વહ્નિ છે, ત્યાં ત્યાં ધૂમ છે એવી વ્યાપ્તિ નથી, પણ જ્યાં જ્યાં આર્દ્રેન્ધનસંયોગવાળો વહ્નિ છે ત્યાં ત્યાં ધૂમ છે એવી વ્યાપ્તિ છે. અસિદ્ધ હેત્વાભાસને ગૌતમે સાધ્યસમ કહ્યો છે; કેમકે હેતુ અસિદ્ધ હોવાથી સાધ્યના જેવોજ છે.

અસિદ્ધ અને સવ્યભિચાર બંને હેત્વાભાસ વ્યાપ્તિ ન હોવાથી થાય છે તો એ બેની વચ્ચે તફાવત શો ? હેતુનો વ્યભિચાર એટલે સાધ્યનો અભાવ હોય ત્યાં હોવું તે. વ્યાપ્તિ ખોટી છે એવો જે નિશ્ચય તે વ્યભિચાર, પણ તે ખરી છે એને વિષે જે સંશય તે અસિદ્ધિ.

સાધ્યનો અભાવ અન્ય પ્રમાણથી નિશ્ચિત થયો હોય તો હેતુ બાધિત કહેવાય છે. 'વહ્નિ અનુષ્ણ છે, દ્રવ્યત્વ છે તેથી' એમાં અનુષ્ણત્વનો અભાવ જે ઉષ્ણત્વ તે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ હોવાથી દ્રવ્યત્વ હેતુ બાધિત છે.

હવે પ્રશ્ન એ ઊઠે છે કે આ હેત્વાભાસોની અંદર ન્યાયના બધા દોષોનો સમાવેશ થાય છે કે કેમ ? જેમ હેતુનો દોષ હોવાથી ન્યાય દુષ્ટ થાય છે, તેમજ પક્ષ અને દૃષ્ટાન્તના દોષથી પણ થાય છે. તેટલા માટે કેટલાક નૈયાયિકોએ પક્ષાભાસ અને દૃષ્ટાન્તાભાસનું પણ વિવેચન કર્યું છે. વળી ગૌતમે જાતિ અને નિગ્રહસ્થાનના પ્રકરણમાં ઘણા દોષો આપ્યા છે

અને હેત્વાભાસ તો તેમાંનો એક દોષ છે અન્યોન્યાશ્રય અને અનવસ્થા-થી પણ ન્યાય દુષ્ટ થાય છે. આ પ્રમાણે બીજા પણ દોષો છે પરંતુ એ બધા આભાસો હેત્વાભાસમાંજ લાવી શકાય છે હેતુપદ, નિગમનવાક્યના પક્ષપદ અને સાધ્યપદને જોડનાર છે, તેથી ન્યાયનું બંધારણ તેનાજ પર છે. ન્યાયમાં દોષો કોઈ પણ પ્રકારે હેતુપદના દોષથીજ થાય છે પરામર્શ એ અનુમિતિનું કરણ છે અને વ્યાપ્તિવિશિષ્ટપક્ષવૃત્તિત્વજ્ઞાને તે પરામર્શ છે. અર્થાત્ હેતુ વ્યાપ્તિવિશિષ્ટ છે અને પક્ષવૃત્તિ-પક્ષમાં છે એવું જે જ્ઞાન તે પરામર્શ વહ્નિવ્યાપ્ય ધૂમવાન્ પર્વત છે એ જ્ઞાન તે પરામર્શ છે. આ પ્રમાણે પક્ષતા, પક્ષવૃત્તિત્વ કે વ્યાપ્તિમાં દોષ હોય તો પરામર્શ થાય નહિ અને પરામર્શ થાય નહિ એટલે અનુમિતિ પણ થાય નહિ

---

## કિન્ડરગાર્ટન.

(સાંધણ પુસ્તક ૪૯ પાને ૨૩૮ થી)

### બક્ષીસ ૧૭ મી ચાલુ.

ઉદ્યોગ—પ્રથમ કાતરનો અભ્યાસ કરાવવા માટે બાળકના હાથમાં એક ચાર ઈંચ ચોરસ રંગદાર કાગળ આપવો, અને તેને સામસામી બાજુઓ એક બીજાની ઉપર આવે તેમ બેવડો વાળીને સળ પાડવા કહેવું, વચ્ચે થી ઊભો સળ પડે તે બાળકના સામો આવે તેવી રીતે બાળકના હાથમાં તેની ડાબી બાજુ પકડાવવી તેજ સળ ઉપર કાતર મૂકીને તે કાગળને ઊભો કાપી નાખવા તેમ કહેવું આ કપાયું એટલે બાળકના હાથમાં બે દીર્ઘ ચોરસ કડકાઓ થશે. એ કડકાઓની ટુંકી બાજુઓ એક બીજા ઉપર આવે તેમ વચ્ચેથી વળાવી સળ પડાવવો, અને તેજ પ્રમાણે બીજા કાગળનું પણ કરવું હવે એ બન્ને કાગળના કડકાઓને એક બીજા ઉપર બંધ બેસી રહે તેમ ગોઠવાવો, એટલે નીચેના કાગળનો સળ ઉપરનાની સાથે મળી જશે તેના ઉપર સીધી કાતર ઉપર પ્રમાણે મુકાવો, એટલે બાળકના હાથમાં ચાર ચોરસ કડકા થશે હવે આગળ ચાલ્યા પહેલા તેને થોડું સામાન્ય જ્ઞાન આપવાની જરૂર છે કિન્ડરગાર્ટનના ટેબલ ઉપર એક કડકો મુકાવવો અને તે ટેબલના કેટલા ચોરસ રોકે છે તે

પૂછજો છોકરો તરત મેળવીને કહેશે કે ચાર. બીજો મેળવાવો, એટલે તે-
નો પણ જવાબ ચાર મળશે. એ પ્રમાણે બધા કડકા સરખાવ્યા પછી
બધા કડકાને સાથે જોડી દઈ ચોરસ કાગળ બનાવો. 'તે કેટલા ચોરસ
રોકે છે? સોળ' 'દરેક બાજુ કેટલી લંબાઈ સુધી પહોંચે છે? ૪ ચોર-
સની બાજુઓ સુધી' 'દરેક નાના કડકાની બાજુ કેટલી પહોંચે છે?
બે ખાના સુધી' આવી રીતે પ્રશ્નો પૂછીને એક ચોરસમાંથી તેનાથી
અર્ધી બાજુ હોય તેવા ચાર ચોરસ થાય તેવો બાળકને સારો ખ્યાલ આપો.

ચારે ચોરસને બેવડા વળાવીને વળી સળ એક બીજા ઉપર આવે
તેમ ગોઠવાવો, અને તે સામટા સળ ઉપર કાતર મુકાવીને કપાવો એટલે
તેમના પાસે ૮ દીર્ઘ ચોરસ કડકાઓ થશે. તેને પણ ચોરસ થાય તેમ
બેવડા વળાવો, એક બીજા ઉપર ગોઠવાવો અને આઠે પડ ઉપર સામટી
કાતર મૂકીને કાપવાનું કહો, એટલે એકંદરે તેમની પાસે ૧૬ ચોરસ કડ-
કાઓ થશે આ કડકાઓ બરાબર કપાયા છે કે નહિ તેની ખાતરી કર-
વા સારૂ કિન્ડરગાર્ટનના ટેબલ ઉપરના ચોરસની સાથે મેળવાવો. દરેક
છોકરા કે છોકરીના ચોરસ આ પ્રમાણે શિક્ષકે જાતે જઈને મેળવી જોવા
જોઈએ, અને તે દરેકને પોતાની ખામીઓ સમજાવવી જોઈએ આ સો-
ળ ચોરસ કડકા દરેકની પાસે થયા પછી સાતમી બક્ષીસના સૌંદર્યના
ઘાટને અનુસરીને તેમાંથી સૌંદર્યના ઘાટ ગોઠવવા દરેક બાળક પોતાની
રુચિ અને કલ્પના પ્રમાણે જુદી જુદી રીતે ગોઠવે એ ઇચ્છવા લાયક છે.
ઘણા ઘાટો ગોઠવ્યા પછી જેને જે સારો લાગે તે ઘાટ સચવાય તેવી
રીતે તે કડકાઓને એક સરેશદાર કાગળના પુઠા ઉપર ચોડાવવા, તેમ
કૃતિ કરાવવી તે નીચે પ્રમાણે—

એક અખંડ રદ્દી કાગળ ઉપર તે કડકો મુકાવવો. તેના ઉપર એક
ખૂણા ઉપર બાળક સહજ આંગળી રાખીને ગુંદરની પીંછી એવી રીતે
ફેરવે કે બધે સરખો ગુંદર આવે પછી પોતાની આંગળી ઉપાડી લઈને
તે ખૂણા ઉપર પણ તે પીંછી ફેરવે એટલે આખા કાગળ ઉપર સરખો
ગુંદર પથરાય સામસામા બે ખૂણા પર આંગળીઓ દાબીને બાળક તે ઉં-
ચકે અને ગુંદરવાળી બાજુ નીચે જાય તેમ કડકો આંગળીઓની ટેરવા
ઉપર રાખીને સરેશદાર બાજુ ઉપર લાવે જે પુઠું તૈયાર રાખ્યું હોય તે-

ના ઉપર તે સાચવીને તેની બાજુઓને સમાન્તર તે કડકાની બાજુ રા-
ખીને મૂકે. કાગળના કડકાને મૂકવાની સૌથી સારી રીત એ છે કે આંગ-
ળી ઉપરના એ છેડા ઊંચા રાખીને વચ્ચેથી હોડી કે ઘોડીઆની માફક
ઝોલ્લો ખવરાવી કાગળને નીચો ઉતારવો. આથી કાગળનો વચલો ભાગ
પહેલો પુઠ્ઠાને અડકશે; અને તેટલું થયા પછી આંગળીઓ લઈ લેવી,
અને કાગળને એની મેળે નીચો બેસવા દેવો. નીચો બેસી રહે ત્યારે
શિક્ષકે તે જોવો અને સમાન્તર અને ખરી યોગ્ય જગાએ આવ્યો છે
કે નહિ તેની ખાતરી કરવી; આવ્યો હોય તો તેને રૂમાલ દાબવા કહેવું,
એટલે તે કાગળ પુઠ્ઠાની સાથે સજ્જડ થઈ જશે, અને વધારાનો ગુંદર કે
લાહી બહાર નીકળી જાય તે લુગડા વતીજ બાળક પાસે લોહી લેવડાવવાં
કે ડાઘા રહે નહિ. કદાપિ કડકો યોગ્ય જગાએ બંધ બેસતો ન આવ્યો
હોય તો બીજી આંગળીઓથી હળવેથી તેને ખસેડાવી યોગ્ય સ્થળે લાવ-
વો, અને ત્યાર પછી તેને દાબવાનું કહેવું; કારણ કે એક વખત દબાવ્યા
પછી કાગળની સ્થિતિમાં ફેરફાર કરવો એ ઘણોજ કઠણ પ્રયોગ થઈ પ-
ડશે. પ્રથમ કાગળને આંગળીઓથી ઉપડાવવાનું કારણ એટલુંજ છે કે
બાળકને પહેલાંથી નિરાશા ઉત્પન્ન થાય નહિ, પણ એવી રીતે કાગળ
ઉપાડવાથી લાહી કે ગુંદર બાળકની આંગળીઓનાં ટેરવાં ઉપર વળગે,
અને વારંવાર તેને સાફ કરવાની માથાકૂટમાં તેને પડવું પડે. આંગળીઓ-
થી ઉપડાવવાનો સારો અભ્યાસ થયા પછી સોયા ઉપર કે પાતળી ચી-
પો ઉપર બન્ને તરફથી કાગળ ઉપડાવી પુઠ્ઠા ઉપર સફાઇથી મુકાવવાનો
મહાવરો કરાવવો એટલે તમામ કામ સફાઇથી થશે. કાગળ ચોઢવામાં
લાહી કે ગુંદર જેમ બને તેમ ઓછાં વપરાવવાં, તેમજ પુઠ્ઠા ઉપર કે
કાગળની ઉપલી બાજુએ ડાઘા પાડવા દેવા નહિ, અને કદાપિ ડાઘા પડે
તો તેનો નિકાલ તરત ચોખ્ખા રૂમાલ વતી સાચવીને કરાવવો. જો લા-
હી અથવા ગુંદર ચોખ્ખાં અને પાતળાં હશે તો પડેલા ડાઘા પણ જતા
રહી બેમાલમ થશે; માટે લાહી કે ગુંદર ચોખ્ખાં રખાવવામાં શિક્ષકે બ-
હુજ સાવચેતી રાખવી.

એ કડકાઓને કેટલાક શિક્ષકો મણકાવાળી દોરીઓમાં પણ પરોવી-
ને રાખે છે, પણ સાર્વજનિક રીત તેને ચોઢીને સૌંદર્યના આકાર બનાવ-

વાની છે, આ પુઠાંને કડીઓ અને દોરીઓ પરોવીને ખીલીઓ ઉપર સીધી હારમાં લટકાવવાથી નિશાળનો આખો હૉલ સુશોભિત દેખાય છે, અને બાળકોને, શિક્ષકોને તેમજ નિશાળની મુલાકાત લેનારને આનંદ થાય છે.

આવા ચોરસ કડકાઓ ઉપર બાળકના હાથ જગ આવ્યા એટલે કં-પાવવાની કૃતિમાં આગળ વધવુ.

એક ચાર ઇંચ ચોરસ કાગળ બાળકોના હાથમાં આપવો. તેને ખૂ-ણેથી સામસામો વાળી બેવડો કરી સળ પડાવવો, એટલે તેમના હાથમાં બેવડા કાટખૂણ ત્રિકોણો થશે, તેની બાજુઓ અને ખૂણાઓ બરાબર એક બીજાની સાથે મળી જાય છે કે નહિ તેની ખાતરી બાળક પાસે શિક્ષકે કરાવવી. સળ અને છુટાં છેડા વાળો કાટખૂણો દુભગાય એવી રીતે વળી કાગળ વળાવીને સળ પડાવવો એટલે ત્રિકોણ ચોવડો—ચાર પડ-વાળો થશે. કાટખૂણાવાળો ત્રિકોણનો છેડો મધ્યબિંદુ હોવાથી તે ઠેકાણે-થી છેડો બંધાયલો રહેશે અને બીજા અર્ધા કાટખૂણવાળો ખૂણાઓ આ-ગળ કાગળની ધાર આવી હશે. વળી એ પ્રમાણે વાળેલા કાગળનો કાટ-ખૂણો અને તેના સામેની કર્ણવાળી બાજુ દુભગાય તેવી રીતે તે કાગ-ળને બેવડો વળાવો, એટલે બાળકના હાથમા કાટખૂણ ત્રિકોણ—આઠ પડ-વાળો—થશે, તેની એક તરફ કાટખૂણો થશે અને બીજા બે ખૂણામાંનો દરેક અર્ધો કાટખૂણો હશે અર્ધા કાટખૂણાવાળો એક છેડો બધાયલો અ-ને બીજો ખૂણો કાગળના છૂટા છેડાવાળો થશે. કાગળને કાપવા સારૂ આ મુખ્ય સાધન થયુ. આના ઉપર કાતરથી કાપ પડાવીને તેના અનેક ઘાટ કરાવવાના છે, માટે આ કાગળનો મુખ્ય ઘાટ બાળકો સારી રીતે બનાવી શકે છે કે નહિ તેની શિક્ષકે પકી ખાતરી કરવી. આ બાજુએ જે આકૃતિ આપી છે તે એવી રીતે એક ચોરસને આઠ પુડમાં વાળેલા ત્રિકોણનો આકાર છે. अ આ-ગળ કાટખૂણો છે, અને ब અને क આગળ અર્ધા અર્ધા કાટખૂણા છે. ब આગળ કા-ગળના છેડા છૂટા છે અને फ આગળ કાગળ વાળેલો અને બધાયલો છે, કાપતી વખતે ब સરળતા માટે તેની ઉપર લીટીઓ



દોરાવવી કે સળ પડાવવા. આ આઠ પડવાળા કાગળ ઉપર બીજા સળ પડાવવા ઠીક ન લાગે તે તેવડોજ એક બીજા કાગળનો ત્રિકોણ તૈયાર રાખીને શિક્ષકે તે છૂટા ત્રિકોણ ઉપર સળ પડાવવા. च છેડા ઉપર क છેડો આવે એવી રીતે કાગળને બે વડે વાળીને अड સળ પાડવે. પછી તેવીજ રીતે च અને क એકઠા થયેલા છેડાઓને વાળીને ड ઉપર મૂકીને સળ પડાવો એટલે फ અને इ આગળ સળો ઉભા પડશે. વળી




તેને બેવડો વાળશો એટલે કાટખૂણાની સામી બાજુએ ઊભા બધા મળીને સાત સળો પડશે.

આડા સળો પાડવા માટે अ છેડાને ड ઉપર મૂકીને વચ્ચેથી क्षय આડો સળ પાડો; અને તેને વળી તેવીજ રીતે બેવડો વાળીને સળ પાડો એટલે આડા-બધા મળીને ત્રણ સળો થશે, અને આખરે સળો પડીને બીજી આકૃતિમાં બનાવેલી લીટીઓ પ્રમાણે સળ દેખાશે.

કાગળ કાપવાને માટે આ સળોનો આધાર લઈને કાપ મૂકવાના છે. વાળેલો આઠ પડવાળો ત્રિકોણ સળવાળો હોય તો તે એટલોજ છોકરાને આપવો. પરંતુ તેની સફાઈ બગડવાની દેહેશતથી તેને સળ વગરનો રાખ્યો હોય તો જે બીજા તેવડાજ ત્રિકોણાકાર કડકાઓ સળ પાડેલા રાખ્યા હોય તે એકેક કલાસમાં વહેંચવો, અને છોકરાઓને કહેવું કે પેલા ત્રિકોણની સાથે બરાબર મેળવીને તેને ઉપર રાખીને ડાબા હાથમાં તે બન્ને ત્રિકોણે સાથે પકડે અને બન્ને ઉપર સાથે કાપ મૂકે. આમ કરવાથી ઉપરનો કાગળ પણ કપાશે; પણ તેના કડકા ઉપયોગમાં લેવાના નથી, ફેંકી દેવાના છે; માત્ર નીચેનો વાળેલો કાગળજ ઉપયોગમાં લેવાનો છે.

ડાબા હાથમાં તે કાગળ એવી રીતે પકડાવવો કે ड એટલે કર્ણના મધ્યભાગ બિંદુ ઉપર અંગુઠો આવે અને છૂટા છેડા વાળો च ખૂણો ડાબી તરફ અને क ખૂણો જે કાગળના મધ્યબિંદુવાળો અને બંધાયલો છે તે જમણા હાથ તરફ રહે. કાટખૂણો અંગુઠાની બહાર સામો રહેશે. જ-

મણા હાથમાં કાતર ઝાલવાની છે અને તે ત્રિકોણ ઉપરની લીટીઓને અનુ-
સરીને તેના ઉપર સફાઈથી એવી રીતે કાપ મુકવાના છે કે આઠે પડ
સાથે કપાય. આ કપાયલા કકડાને પછી એકઠા કરી સૌંદર્યના આકાર
બને તેમ પુઠ્ઠા ઉપર ચોઢવાના છે. બને ત્યાંસુધી તમામ કકડા કામમાં
લેવા; પણ જો કદાપિ કેટલાક કકડા બહુ કામમાં આવે તેવા ન હોય
અથવા ધાટની શોભા સારી રીતે વધારતા ન હોય, અથવા મહેનતના પ્ર-
માણમાં તેનું ઘણું સારૂં ફળ ન થતું હોય તો કેટલાક કકડા રદ ગણી
ફેંકી દેવાની અડચણ નથી. શરૂઆતમાં તો સાદા કાપને લીધે બધા કકડા
કામમાં આવે તેવા હોય છે; પરંતુ અટપટા સીધા કે વાંકવાળા કાપ હોય
તો ઘણા કકડા નાંખી દેવા પડે છે, અને કોઈક વખત તો અંદરથી એ-
કજ આખો એવો સારો નમુનો તૈયાર થાય છે કે બીજા કોઈ કકડા
લગાડવાનો બીલકુલ અવકાશ રહેતો નથી.

અપૂર્ણ.

---

## વાચનમાળાના કેટલાક ખુલાસા.

( સાંધણ ૧૭ મા પૃષ્ઠ થી. )

પાઠ.

૨૫ બધા શિક્ષકોએ 'શ્રવણ' ની કથા સાંભળી હશે; તેનો આ ઠેકાણે
ઉપયોગ કરવાનો યોગ્ય અવસર છે. છોકરાંઓ જેને પોતાનાં ધર્મ-
પુસ્તક ગણે છે, તેમાંની કોઈ કથાને ઘણીજ શ્રદ્ધાથી સાંભળે છે,
અને નીતિની છાપ એ વાતોથી જેટલી પડે તેટલી જોડી કાઢેલી
વાતોથી પડતી નથી; માટે એવા પ્રસંગોએ રામાયણ, મહાભારત,
ભાગવત કે બીજાં પુરાણો વગેરેની નીતિ વગેરે સંબંધી ટુંકી વાતો
શિક્ષકો કહે તો તેથી ઘણો લાભ થવાનો સંભવ છે. 'શ્રવણ' ની
વાતનું રૂપાંતર કરીને આ પાઠમાં વાત મૂકેલી જણાય છે.
માત્ર છોકરાઓની ફરજ શિખવવાનો ઉદ્દેશ હોવાથી તેટલા પુરતી
વાર્તાનો સાર લીધો છે. 'શ્રવણની' વાત ટુંકામાં નીચે મુજબ છેઃ—
શ્રવણ એક ગરીબ યુવક હતો. તેનાં માબાપ અપંગ હતાં. તે-
મને કાવડમાં બેસાડી પોતાની ખાંધે ફેરવી તીર્થયાત્રા કરવા નીક-

ર્યો. ઘણાં તીર્થમાં જઈ આવ્યા પછી તે અયોધ્યા તરફ ગયો. માબાપને તરસ લાગવાથી તેને પાણી લેવા તળાવે મોકલ્યો. દશરથ રાજા ( રામચંદ્રજીના પિતા ) તે વખતે વગડામાં મૃગયા માટે ફરતા હશે. શ્રવણે ઘડો તળાવમાં બોળ્યો તે વખતે જે અવાજ થયો તે ઉપરથી દશરથ રાજાએ તેને મૃગ જાણ્યો, અને નજરે જોયા વગરજ જે તરફથી શબ્દ આવતો હતો તે જગા તરફ તાકીને તીર માર્યું. શ્રવણ મુઓ અને દશરથ રાજા ત્યાં ગયા પછી પોતાની મોટી ભૂલ માલમ પડી અને બહુ પસ્તાવો થયો. શ્રવણનાં તરસ્યાં માબાપને પાણી પાવા સારૂ ઘડો ભરીને રાજા તેમની પાસે ગયો અને વગર બોલે પાણી આપ્યું. માબાપ ચેતી ગયાં અને દશરથ રાજાને પૂછીને શ્રવણના મૃત્યુની હકીકત જાણી. તેમના દુઃખનું શું પૂછવું ? દુઃખના આવેશમાં તેમણે દશરથ રાજાને શાપ દીધો કે ' જેવી રીતે છોકરાના વિયોગના દુઃખે અમે ટળવળી મરીએ છીએ તેવીજ રીતે તું મરીશ.' દશરથ રાજાએ આ શાપને આશીર્વચન માન્યું, કારણ કે તેને પુત્ર ન હોવાથી દુઃખી હતો. આ પછી તેને શ્રી રામચંદ્રજી આદિ ચાર પુત્રો થયા. શ્રીરામના વનવાસગમનથી પુત્રવિયોગનું દુઃખ તેનાથી સહન થઈ શક્યું નહિ અને તેણે સ્વર્ગવાસ કર્યો. શ્રવણનાં માબાપનો શાપ આ રીતે ફળ્યો.

પાંઠ.

૨૫ લુલાં—છોકરાંઓને હ્રસ્વ અને દીર્ઘ ઉચ્ચારની બરાબર સમજણ પાડવી અને હ્રસ્વ લખેલો છતાં દીર્ઘ ઉચ્ચાર થાય ત્યારે ઉપર આડી લીટીવાળી નિશાની કરવી પડે છે તે સમજાવવું. આ ધોરણમાંથી હ્રસ્વ અને દીર્ઘના ઉચ્ચાર કરવાનો મહાવરો પડતો જાય તો આગળ ઉપર તેમને એ વિષે પાકું જ્ઞાન થાય.

અમાપ—માપ વિનાની, ઘણીજ.

કુ—કહે ને બદલે છે. કવિતામાં ગાવાની સરળતાને માટે આવા ફેરફાર કરવાની છૂટ છે તે કહેો.

ધન ને આંખો હોત—જો અમારી પાસે પુરતા પૈસા હોત, અને અમે આંધળાં નહોત.

**તીરથ કરવું**—પાણી નજીકની પવિત્ર જગ્યાને તીર્થ કહે છે. હિંદુસ્તાનમાં, આવાં ઘણાં તીર્થ ફરીને ત્યાં સ્નાન કરવાથી પાપનો નાશ થાય છે, એવું હિંદુ લોકોનું માનવું છે. તીર્થ ફરવાની યાત્રા કરવી–એને "તીર્થ કરવું" કહેવાય છે.

**પરખી**—પરીક્ષા કરીને, મનથી જાણીને.

**કાવડ**—એક વાંસ કે લાકડાની લાબી ચીપને બન્ને છેડે સીંકાં વળગાડેલાં હોય છે, અને વચ્ચેથી ખભા ઉપરથી ઉપાડીને ફેરવાય છે. વાદીના કંડીઆની તેવી ગોઠવણ પ્રત્યક્ષ બતાવો.

**ધન ધન**—આવા દીકરાને ધન્ય છે, એમ વાક્ય ગોઠવાવવું.

**આશીશ**—આશીર્વાદ.

**ફરજ**—ઇ. દીકરાઓની માબાપ પ્રત્યે ફરજ અદા કરવાનું આ ઘણુ ઊંચું દૃષ્ટાન્ત છે, અને આ ઉપરથી નીતિ અને માબાપ કે વડીલો પ્રત્યે ભક્તિ વિષે બાળકને મનમાં ઠસે તેમ સારામાં સારી રીતે શિક્ષા અપાશે.

**મેંર**=મહેર=મહેરબાની.

**સુખ**—ઈ. જે દીકરા માબાપની પ્રત્યે પોતાની સારી ફરજ બજાવે છે તેને ઘેર લીલા લહેર—રમત-ગમત અને સુખજ સુખ છે.

૨૬ **કુજો**—જે પ્રાન્તમાં જે વાસણને કુજો કહેતા હોય તે વાસણ પ્રત્યક્ષ બતાવવું, કારણ કે ચિત્રમા આપેલા વાસણને કુજો કહેતા હશે કે નહિ તે સંદિગ્ધ છે.

**નાચતો નાચતો**—પોતાની હોંશીઆરી સફળ થઈ, અને પાણી પીવા મળ્યું એ બે નાચીને હર્ષ બતાવવાનાં કારણ છે.

**'લેવા' કાજ**—'લાવવા' કાજના અર્થમાં

અક્કલ, અને ધીરજથી જેવુ કામ થાય છે તેવું ફાંફાં મારે થતું નથી, એ શિખામણ આપવાની.

( અપૂર્ણ )

## આધુનિક વિમાન ( Airship )

( ચાલુ પૃષ્ઠ ૧૩ મે થી. )

આ પ્રમાણે બલૂનનો ઉપયોગ લોકોએ કરવા માંડયો, પણ જે દિશામાં તેને લઈ જવું હોય તે દિશામાં લઈ જવાતું નહોતું. મરજીમાં આવે તેમ ગાડીની માફક લઈ જઈ શકાય એવું વિમાન અથવા એરશિપ ટિસેન્ડીઅરે પહેલ વહેલું પૅરિસમાં ઇ. સ. ૧૮૮૩ માં બનાવ્યું. બલૂનની કોથળી ફૂલે છે ત્યારે લગભગ ગોળ હોય છે. આ વિમાનની કોથળી લંબગોળ તકીઆની માફક આડા નળા ઘાટની હોય છે. આ વિમાનની કોથળી ૯૧ ફૂટ લાંબી અને ૨૯ ફૂટના વ્યાસની હતી. બલૂનની માફક તે કોથળી પણ હાઈડ્રોજન ગૅસથી ભરવામા આવે છે. અને તે પર જે જાળી હોય છે તે જાળીને છેડે બલૂનની માફક એક હલકા વજનનું હોડકું હોય છે. અમુક દિશામાં લઈ જવાને માટે તેણે વીજળીનો સંચો મુકયો હતો અને વહાણની માફક દિશાઓમાં ફેરવવા એક સુકાન પણ તે પર બનાવવામાં આવ્યો હતો. જર્મનિના એક આદમી કાઉન્ટ વાન ઝોપેલીને ૪૨૦ ફૂટ લાંબો અને ૩૮ ફૂટના વ્યાસનો એક નળો એલ્યુમીનીયમના પાતળા પતરાનો બનાવ્યો અને તેની અંદર એણે ૧૭ બલૂન રાખ્યાં હતાં. ઇ. સ. ૧૯૦૦ માં કોન્સ્ટન્સ સરોવર પર ૧૭ મિનિટમાં તેણે ચાર માઇલ મુસાફરી કરી હતી અને મરજીમાં આવે તેમ ઉપર નીચે એ વિમાન ચલાવ્યું હતું. એન્ટોસ ડુમોન્ટે પૅરિસમાં એક બીજું એવું નવું વહાણ બનાવ્યું હતું અને તે વિમાનને ચલાવવા સારૂ એણે પેટ્રોલીઅમથી ચાલતું એક એનજીન વાપર્યું હતું. અંગ્રેજી પ્રજા પણ આ બાબતમાં કંઈ આળસુ બેસી રહી નથી. હાલ તેઓએ એક એવું વિમાન બનાવ્યું છે અને તે વહાણમાં બેસી કર્નલ કેપર અને મી. કાંડી નામના બે માણસોએ સેપટેંબર માસની આખરમાં મુસાફરી કરી. એ વિમાનની નળાકારની હવા ભરવાની કોથળી ૧૧૦ ફૂટ લાંબી અને ૨૮ ફૂટના વ્યાસની હતી. બલૂનનું કપડું ગોલ્ડ બીટર્સ સ્કિન ( એક જાતનું ઘણું પાતળું અને મજબુત ચામડું ) હતું. તેના ઉપર જાળી ગુંથી લીધેલી હતી અને તેની નીચે ૩૦ ફૂટ લાંબી એક હોડી ટાંગેલી હતી. એ વિમાનની ગતિ કલાકે ૨૪ માઇલ હતી. લંડનમાં એ કેવી રીતે ફરે છે તેની તપાસ સક્કર-

ખાતાના વડાઓએ કરી હતી. એ મુસાફરીથી તેઓએ પોતાનો પુરતો સંતોષ જાહેર કર્યો હતો. બકિંગહૅમ પેલેસ ( મહારાજાધિરાજ શહેનશાહ-નો મહેલ ) અને તેની આજુબાજુની જમીન પર પા કલાક સુધી ઉપર નીચે ફેરવ્યું હતું. એ વિમાન ૧૩૦૦ ફૂટની ઊંચાઈ સુધી ગયું હતું પણ તેની સરાસરી ઊંચાઈ ૭૫૦ ફૂટ સુધી રહી હતી. કેટલીક વખતે એ એ-ટલું નીચું આવ્યું હતું કે નીચે રસ્તામાં ઊભા રહેલા આદમીઓ વિમા-નમાં બેઠેલા આદમીને ઓળખી શકયા હતા. અંગ્રેજ લોકોએ આ વિ-માન બનાવ્યું ખરૂં પણ તેની અંદર જે એનજીન મૂકવામાં આવ્યું તે ફ્રેંચ લોકોની બનાવટનું હતું. હાલ અંગ્રેજ લોકોએ એવું એનજીન બના-વવાને શક્તિમાન્ થયા છે અને થોડા વખતમાં પોતાનુંજ બનાવેલું એન-જીન વિમાનમાં મુકી ઊડવા માંગે છે. જેવી રીતે એનજીનથી પાણીમાં આગબોટ ચાલે છે, લગભગ તેવાજ એનજીનની મદદથી આ વિમાન પ-ણ ચાલે છે.

હાલ ફ્રાંસ પાસે એવાં બે વિમાન છે અને બીજા પાંચ ત્યાં હાલ બનાવવામાં આવે છે. જર્મનિ પાસે પણ એવાં બે વિમાન છે અને તેમાં ઉપર લખેલું ઝેપેલીનનું વિમાન ઘણું મજબુત ગણાય છે. એ વિમાને ગયા ઑક્ટોબર માસની પહેલી તારીખે ૨૨૦ માઇલ મુસાફરી કરી હતી. એવું કહેવામાં આવે છે કે આજે પૃથ્વી પર એના જેવું મજબુત, એના જેટલી ઝડપથી મુસાફરી કરનારૂં, એના જેટલી મુસાફરી કરેલું અને લ-ડાઇના કામમાં એના જેટલું ઉપયોગી બીજું કોઈ પણ વિમાન નથી. કાઉન્ટ ઝેપેલીન હાલ એવું સિદ્ધ કરી આપવા માગે છે કે એનું વિમાન ૮૦૦ માઇલ સુધી એકી વખતે નીચે ઊતર્યા વગર મુસાફરી કરી શકે એવું છે. એ વિમાન આટલું મજબુત છે તે છતાં ઇંગ્લંડનું વિમાન એના કરતાં હવામાં વધારે વખત રહ્યું હતું.

લડાઈમાં એનો ઉપયોગ ઘણો થઈ શકશે પણ તે કેવી રીતે થશે તે નક્કી કરી શકાતું નથી. કેટલાકો કહે છે કે હવે પછી લડાઈ ઊંચે આ-કાશમાં થશે. કેટલાક કહે છે કે એવાં વિમાનો ઊંચે જઈ ઉપરથી દુશ્મ-નના લશ્કરમાં દારૂગોળો નાંખશે, પણ આપણે કંઈ તે સવાલ વિચારવા-નો નથી. આપણે તો સાધારણ રીતે મનુષ્યજાતિને કેટલું ઉપયોગી થઈ

પડશે તે જોવાનું છે. ઉત્તર અથવા દક્ષિણ ધ્રુવની બરાબર ખોળ કરવાને ઘણા વિદ્વાનો ધ્રુવ તરફ જાય છે અને તેમાંના કેટલાક કમનસીબનો તો ગયા પછી પત્તો પણ લાગતો નથી. અતિશય ઠંડી અને બરફના મુલકમાં મુસાફરી કરતાં તેઓને એટલી તો અડચણ ભોગવવી પડે છે કે તેનો આપણને જરાએ ખ્યાલ નથી. મી. વૉલ્ટર વેલમન નામના એક અમેરિકને ઉત્તરધ્રુવ પર આવા વિમાનમાં બેસી જવાનો ગયા મહિનામાં યત્ન કર્યો હતો પણ તેમાં તે નિષ્ફળ થયો હતો. આવતે વર્ષે વળી પાછો એ ઉત્તરધ્રુવ તરફ વિમાનમાં બેસી જવાનો વિચાર રાખે છે અને આશા રાખવામાં આવે છે કે તે ફતેહમંદ નીવડ્યા વગર રહેશે નહિ. મિ. શંકલટન નામનો એક આદમી દક્ષિણધ્રુવ તરફ મોટાર ગાડીની મદદથી મુસાફરી કરે છે. અને તે પણ વિમાનમાં બેસી દક્ષિણધ્રુવ તરફ જવાનો ઇરાદો રાખે છે. ધ્રુવના પ્રદેશની શોધખોળમાં વિમાનો ઘણાંજ ઉપયોગી થઈ પડશે. પહાડો પર ચઢી જવાની મુશ્કેલી પણ રહેશે નહિ. મુસાફરોને પહાડો પર ચઢી જવાની મુશ્કેલી પણ રહેશે નહિ. મુસાફરોને પહાડોની શોધખોળ કરતી વખતે રસ્તામાં જનાવરોનો ભય અને જંગલમાં વાસો કરવાની જરૂર એ બધી વાતો તો જુના જમાનાનીજ હવે થઈ પડશે. હિમાલયના છેક ઊંચા શિખર એવેરેસ્ટ સુધી કોઈ જઈ શક્યું નથી. પણ જર્મનિના બે પ્રોફેસરો છ વર્ષ પર સાધારણ બલૂનમાં ૩૫,૦૦૦ ફૂટની ઊંચાઈ સુધી ગયા હતા તો હિમાલય કે જે ૨૯,૦૦૦ ફૂટ કરતાં સહેજ વધારે ઊંચો છે ત્યાં જતાં એવા લોકોને શી મુશીબતી નડવાની છે? યુરોપ ખંડમાં માઉન્ટ બ્લૅંક ઊંચામાં ઊંચો પર્વત છે ( આપણા હિમાલયથી તે અડધોજ ઊંચો છે ) તે પર્વતના શિખર પર ઇટાલીના બે ગૃહસ્થોએ સાધારણ બલૂનમાં બેસી મુસાફરી કરી હતી. તો જ્યારે બલૂનથી આટલી ઊંચાઈએ જઈ શકાય છે તો વિમાનની મદદથી ત્યાં જવાય એ કંઈ નવાઈ જેવું નથી. પૃથ્વી પરના કેટલાક ભાગોની હજુ સુધી શોધખોળ થઈ નથી તેની શોધખોળમાં આગળ જતાં વિમાનો મોટો ભાગ લેશે એમાં કાંઈ સંદેહ નથી.

બલૂન અને વિમાનની કોથળીમાં હાઇડ્રોજન કે કોલગૅસ ભરવામાં આવે છે, પણ પશ્ચિમની પ્રજા એક બીજું યંત્ર ( ફ્લાઈંગ મશીન ) શો-

થવા માગે છે કે જેમા હવાની ગરજ કંઈ પણ પડે નહિ કેટલેક અંશે તેમા તેઓ ફતેહમંદ નીવડયા છે પણ જેટલો ભરોસો એરશિપ અથવા વિમાન પર રાખવામા આવે છે તેટલો તે પર રાખવામા આવતો નથી. પણ એ પ્રજાઓ એટલી ખંતીલી છે કે જેમ બલૂન પરથી વિમાન શોધી કહાડયુ તેમ એ ઉડવાનો સંચો પાચ દશ વર્ષમા શોધી કહાડયા વગર રહેશે નહિ એ પ્રજાઓ જે કામ એક વખત હાથમા પકડે છે તે કામ ખંતથી કરે છે અને ઇશ્વર તેમને તે કામમા જશ આપે છેજ.

---

## ગુર્જર ભાષાની પ્રૌઢતા. *

( લખનાર—ભગવાનદાસ ભુખણદાસ, ઓરપાડ )

ગુર્જર ભાષામા કેવુ પ્રૌઢત્વ રહેલુ છે, તે યથાર્થ સમજનાર બહુ થોડા વિદ્વાનો છે સાધારણ માણસોને ગુજરાતી ભાષાના વિસ્તૃતત્વનો કંઈક ખ્યાલ આવવાને, હમેશના સાધારણ વાપરવામા આવતા થોડા ક્રિયાવાચક શબ્દોના અર્થ બતાવવાની જરૂર લાગે છે વળી એવા શબ્દો સાથે બીજો શબ્દ કે પ્રત્યય યોજવાથી જે અર્થાતર થઈ જાય છે, તે જોવાથી પણ ભાષાગૌરવ લક્ષમા આવશે

ઉતરવું ( ઊતર ધાતુ )

( ૧ ) તે મેડેથી ઉતર્યો. ( ઉપરથી નીચે આવ્યો )

( ૨ ) તેનું નામ આ માસમા ચાર નંબર ઉતર્યું. | માન કે પદવીમાં તે કસુર બદલ એક પાયરી ઉતર્યો. | ઘટયો

( ૩ ) તે વરસ દહાડો નોકરી કરીને ઉતરી ગયો ( નોકરીએ ચડવાથી ઉલટુ—સબંધ છોડયો )

( ૪ ) હવે તે ખાવામા બહુ ઉતરી ગયો છે. ( ઓછુ થવુ )

( ૫ ) સોદાથી ઉતરતું ગીનુ નીકળે છે } બીજે નંબરે ગ્ગુનથી ઉતરતું મુસલમીન બદર છે }

---

* નીચે આપેલા શબ્દોના અર્થમા કેટલેક ઠેકાણે અભિપ્રાય ફેર હશે તેમ કેટલાક એક સામાન્ય અર્થમા સમાઈ જતા હશે, તોપણ હાલ તે ન જોતા આ જાતના પ્રયાસને ઉત્તેજન મળે એ હેતુથી આ લેખ જેવો મળ્યો છે તેવો છાપ્યો છે

( ૧૦ ) હીંચકા **ખાવા.** (લહેજત લેવી.)
( ૧૧ ) તે તારૂં સમાંગ **ખાઇ જશે.** ( પચાવી પડશે. )
( ૧૨ ) બાપદાદાનું રળેલું છે તે બેઠાબેઠા **ખાય છે.** (વાપરે છે)
( ૧૩ ) તેણે બહુ આકરા કસમ **ખાધા.** (બોલવું.)
( ૧૪ ) તે તો જાણે **ખાવા ધાય છે.** (ચીડીઆં કરવાં કે બીવડાવવું)
( ૧૫ ) તેણે દીકરી પરણાવવામાં રૂપીઆ **ખાવા** લીધા. ( જાતના ઉપયોગ માટે. )
( ૧૬ ) એ છોકરાઓ તમારો ધાક **ખાઈ ગયા છે.** ( પારખવું કે નિડર થવું.

## ૪ **ચડવું** (ચડ ધાતુ)

( ૧ ) ઝાડે **ચડયો;** અગાસીપર **ચડયો** છે. (નીચેથી ઉપર જવું)
( ૨ ) વરસ ઉપર ત્રણ માસ **ચડયા.** (વધ્યા.)
( ૩ ) તેણે **ચડીને** માગણી કરી. (કિંમતમાં વધવું.)
( ૪ ) તે પોતાના પરાક્રમથી **ચડયો.** (સારી હાલતમાં આવ્યો)
( ૫ ) દારૂ **ચડયો;** ભાંગ **ચડી;** ક્રોધ **ચડયો** મમતે **ચડયો;** મદ **ચડયો;** શૂર **ચડયું** } જોશ વધવો
( ૬ ) માથું **ચડયું.** ( દુખવું. )
( ૭ ) પેટ **ચડયું;** સોજા **ચડયા.** ( ફૂલવું )
( ૮ ) વાત કરતામાં શેનો **ચડી જાય છે.** (મદમાં આવવું.)
( ૯ ) કાટ **ચડયો;** રંગ **ચડયો;** ફૂગ ચડી. (વળગવુ)
( ૧૦ ) મગચણા સારા **ચડયા** છે. (બફાવું.)
( ૧૧ ) લાખ માણસનું લસ્કર **ચડયું.** (કુચ કરી.)
( ૧૨ ) પોરટઑનો નોકરીએ **ચડયા** (હાજર થવું.)
( ૧૩ ) શિવને બીલી, ધંતુરો, ને જળ ચડે છે. વિષ્ણુને તુલસી ને પુષ્પમાળા ચડે છે, } પસંદ પડવું
( ૧૪ ) કામઠું **ચડયું.** (વાંકુ વળવું.)
( ૧૫ ) તે મારા ઉપર **ચડી** આવે છે. (હુમલો કરે છે)
( ૧૬ ) હવે તે છેક માથે **ચડી** ગયો છે. (ઉલટું ચાલવું)
( ૧૭ ) બહુ મહેનતે કવિતા **મોઢે ચડી.** (યાદ થઈ)

ચડ ધાતુ એ ઉતર ધાતુથી ઉલટા અર્થમાં પ્રવર્તે છે, પણ કેટલાક પ્રસંગમાં તેના ઉલટા અર્થમાં પ્રયોગ થતો નથી. જેમકે ફળ ઉતરી ગયું તેનાથી ઉલટા અર્થમાં એ ધાતુ બોલાતો નથી.

૫ ચાલવું (ચાલ ધાતુ.)

( ૧ ) પ્રાણી ચાલે છે. (ગતિમાં આવે.)
( ૨ ) હાલમાં પરીક્ષાનું કામ ચાલે છે (થાય.)
( ૩ ) પાંચ શેર ચોખા હશે તો બધાને ચાલશે. (બસ થવું.)
( ૪ ) કલમ બહુ ઝડપથી ચાલે છે. (લખવું.)
( ૫ ) ચપ્પુ કે તરવાર ઠીક ચાલે છે. (કાપવું)
( ૬ ) તેનું મોં કે જીભ બહુ ચાલે છે. (બબડવું)
( ૭ ) આખો દહાડો તેનું મોં ચાલ્યા કરે છે. (ખાવાનું કામ.)
( ૮ ) એના હાથ ચાલે છે. (મારવું)
( ૯ ) આ બૂટ બાર મહિના ચાલશે. (નીભવું.)
( ૧૦ ) આખું વરસ ચાલ્યું ગયું. (વીતી જવું.)
( ૧૧ ) આ સિક્કો આખા બ્રિટિશ રાજ્યમાં ચાલે છે. } માન્ય થવું.
તે શાહુકારની હુંડી કાશી સુધી ચાલે છે. }
( ૧૨ ) સાર પછી એ કાયદો ચાલ્યો. (અમલમાં આવ્યો.)
( ૧૩ ) એ બાબતમાં મારૂં કંઈ ચાલતું નથી. (સત્તા હોવી.)
( ૧૪ ) ઉપરીના હુકમ પ્રમાણે ચાલવું. (વર્તવું.)

૬ ભરવું (ભર ધાતુ )

( ૧ ) ચોખા વાસણમાં ભર્યા. (નાંખ્યા.)
( ૨ ) તે કોઠી ભરી. (ગળા સુધી નાખવું.)
( ૩ ) સો રૂ. પોસ્ટલ સેવિંગબેંકમાં ભર્યા. (જમા કરાવ્યા)
( ૪ ) ભાડુ, ગણોત, કે વ્યાજ ભરવું. (આપવું)
( ૫ ) ઓરડાની લંબાઈ પહોળાઈ મેં ભરી છે. (માપવું.)
( ૬ ) તે ઘઉં, ગોળ, ઘાસ. કેરી કે ગોતર ભરવા ગયો છે. (આણવું.)
( ૭ ) કાશીબાઈ ઉત્તમ ભરત ભરે છે. (કાઢે છે.)
( ૮ ) ટીપમાં પાંચ રૂ. ભર્યા; પત્રક ભર્યું; } લખવું.
મજુરની હાજરી ભરી છે. }
( ૯ ) બંદૂક કે તોપ ભરી. ( દારૂગોળો નાખીને તૈયાર રાખવી. )

( ૧૦ ) ચોપડી ગુમાવશે તો ભરી લઇશ (કિંમત.)
( ૧૧ ) સમજીને ડગલું ભરવું. (આગળ વધવું.)
( ૧૨ ) ઘરમાં **ભરી** મૂકયું નથી. (સંચય કરવો.)
( ૧૩ ) છોકરીને વાડી **ભરી** હતી. (માથાના વાળ ઉપર ફૂલ ગુંથવાં.)
( ૧૪ ) સુવાનો પલંગ ભરવાનો છે. (પાટી વિંટાળવી.)
( ૧૫ ) સભા કે મીજલસ ભરવી. (ભેગું કરવું.)

---

ક્રિયાવાચક શબ્દો અનેકાર્થમાં વપરાય તેના કરતાં, નામરૂપી શબ્દો પોતાના સ્વરૂપમાં અથવા સહજ વધારાથી અનેકાર્થમાં વપરાય, એ વધારે ખુબીભરેલું હોવાથી હવે થોડા નામરૂપી શબ્દોના અર્થનું દર્શન કરીશું.

૧ કલમ.

( ૧ ) મારી **કલમ** કયાં મૂકી છે? (બરૂની લેખણ.)
( ૨ ) તેની **કલમ** પાછી ફરે એમ નથી. (લખાણ.)
( ૩ ) મોતીલાલ ચાર **કલમ** જાણે છે, (લિપિ કે ભાષા.)
( ૪ ) ૭ મી **કલમ**માં એનો ખુલાસો છે. (પ્રકરણનો વિભાગ.)
( ૫ ) આંબાની **કલમ** રોપવી. (કલમના જેવો આકાર કરેલી ડાળી.)
( ૬ ) ગુન્હામાં આવવાથી તેની **કલમ** કપાઈ ગઈ. (બરતરફ થવું.)
( ૭ ) એ ચિતારાની **કલમ** આબેહુબ છે. (ચિત્રની છટા.)
( ૮ ) નાનપણથી જે **કલમ**નો મરોડ બેઠો તેજ રહે છે. (અક્ષર.)

૨ ઘર.

( ૧ ) ઘેર બેઠા ભજીએ ગોપાળ. ( ઝુંપડું, હવેલી, બંગલો કે મહેલ ).
( ૨ ) **ઘર** ફૂટે નશીબ ફૂટે. } ઘરનાં માણસ.
**ઘર** પ્રમાણે ગોત્રજ. }
( ૩ ) ન્યાતમાં એનુ ઘર સારૂં ગણાય છે. (કુળ)
( ૪ ) ભમરીનું **ઘર**. (રહેવાનુ સ્થળ.)
( ૫ ) વાને ઘેર ગયો; સનેપાતને ઘેર ગયો. (સ્થિતિ)
( ૬ ) આ સોક્રટી ક્રિયા **ઘરની** છે? (સ્થાન)
( ૭ ) પિત્તના ઘરનું દરદ છે. (કારણ)
( ૮ ) તે સાધારણ રીતે રાગનાં ઘર સમજે છે. (જાત.)

( ૯ ) ઘર જોઈને માગવું. (શક્તિ.)
( ૧૦ ) ઘર રાખીને વાત કરવી. (બચાવ.)
( ૧૧ ) ચશ્માનું ઘર. (રાખવાનું સ્થળ.)
( ૧૨ ) ઘર ભાગ્યું. (જેના વડે ઘર ચાલતું હોય તેનું મરણ થવું.)
( ૧૩ ) કોઈનું ઘર મારવું. (ભારે નુકશાન પહોંચાડવું)
( ૧૪ ) રોગે શરીરમાં ઘર કીધું. (જાથુનો વાસ.)
( ૧૫ ) તે બાઈએ મોટી વયે ઘર માંડ્યું<br>હું ગરીબાઇથી મારૂં ઘર ચલાવું છું } સંસારસ્થિતિ.
( ૧૬ ) રામો તો એને ઘરના જેવો છે (પોતીકો-વિશ્વાસુ)
( ૧૭ ) ઝો ઘરનો સુખી કે સાધારણ છે. (સ્થિતિ)
( ૧૮ ) અમારા ઘરનાને ભરૂચમાં સરકારી ચાકરી છે. (ધણી કે વર.)
( ૧૯ ) પાણી પીને ઘર પૂછવું. (જાત-કૂળ)
( ૨૦ ) સ્લેટ કે તખ્તાનું ઘર જુદુ પડી ગયું છે. (ચોકઠું.)

૩ છાતી.

( ૧ ) પોલીસ ખાતામાં પહોળી છાતી વાળાને પસંદ કરે છે. ( પેટની ઉપરનો ભાગ.)
( ૨ ) પોતાની છાતીમાંથી મીઠું દૂધ કોણ પાતું ? (સ્તન.)
( ૩ ) એ સાંભળી તેની છાતી પીગળી. (હૃદય.)
( ૪ ) દરીઆ ખેડવામાં ને વેપારમાં છાતીનું કામ છે. (હિમત.)
( ૫ ) છાતી કાઢીને બોલવું, બેસવું, કે ચાલવું. (મરદાઈથી.)
( ૬ ) છાતી ભરાઈ આવવી. (રડી દેવાય તેવી સ્થિતિ.)
( ૭ ) છાતી ઠોકીને કહું છું કે તારૂં કામ થશે. (ખાતરીથી.)
( ૮ ) હાલ તો છાતીએ હાથ દીધો છે. (ધીરજ કે ભરોસો.)
( ૯ ) પાસ થયાની વધામણી જાણી ચાર આંગળ છાતી ઊંચી આવી. (સંતોષ થવો.)

૪ જીવ.

( ૧ ) જીવ ગયા પછી શબળું વ્યર્થ છે. (ચૈતન્ય.)
( ૨ ) જીવની દયા એ મુખ્ય છે, (પ્રાણી.)
( ૩ ) લડાઈ બંધ રહેવાથી હજારો જીવ ઉગર્યા. (માણસ.)
( ૪ ) એ ધંધામાં હવે ઝાઝો જીવ રહ્યો નથી. (લાભ.)

( ૫ ) તેની પાસે પાંચદશ હજારનો જીવ હોય એમ લાગે છે. (મુડી.)
( ૬ ) તારો જીવ દેવપૂજામાં હોય એમં જણાતું નથી.<br>જીવ ઘાલીને વાંચવાથી સમજાશે. } ધ્યાન કે લક્ષ.
( ૭ ) તે મારો જીવ લેવા બેઠો છે. (કાયર કરવું.)
( ૮ ) એ વાત સાંભળીને તેનો જીવ ઉડી ગયો. (ફાળ પડવી.)
( ૯ ) કાગળ આવ્યા પછી જીવ હેઠે બેઠો. (નિરાંત થવી.)
( ૧૦ ) ઓ, છોકરાં, ને પૈસામાં તારો જીવ રહી જશે. (પ્રીતિ કે વાસના.)
( ૧૧ ) તેનો જીવ બહુ ટુંકો છે.<br>આથી મારો જીવ ખાટો થયો. } મન.

૫ પદ.

( ૧ ) પદ્‌પદ. (પગ.)
( ૨ ) ગુરૂપદને પાત્ર થવું જોઈએ.<br>તે રાજ્ય પદ પામ્યો. } પદવી.
( ૩ ) બધાં પદ ભણી રહેશે, ત્યારે ચોપડી ઝટ વંચાશે. (બારાખડી.)
( ૪ ) તેની પાછળ પદ આપ્યુ છે. (થાળી-વાડકાનું અનાજ સાથે દાન.)
( ૫ ) કોઈ સામાસિક શબ્દમાં પૂર્વ પદ ને ઉત્તર પદ સમાન હોય છે. (શબ્દનો ભાગ.)
( ૬ ) વાકયમાં ક્રિયાવાચક પદ મુખ્ય છે. (શબ્દ.)
( ૭ ) ગુજરાતીમાં દયારામભાઈનાં પદ બહુ પ્રસિદ્ધ છે. (દેશી-કવિતા)
( ૮ ) તે શ્લોકનું પહેલું પદ મને યાદ નથી. (ચરણ કે ચોથો ભાગ)
( ૯ ) ત્રિરાશિમાં ત્રણ પદ ઉપરથી ચોથુ નીકળે છે. (સંખ્યાંક.)

૬ હાથ.

( ૧ ) માણસને બે હાથ હોય છે. (આપવા લેવાનો અવયવ.)
( ૨ ) તેને હાથે દરદ થયું છે. (ખભાથી આંગળા સુધીનો કોઈ ભાગ.)
( ૩ ) પહેરવાનું ધોતીઉં દશ હાથ બહુ છે. ( કોણીથી વચલી આંગળીના છેડા સુધીનું માપ.)
( ૪ ) ત્યાંથી જમણે હાથે જવું. (બાજુએ.)
( ૫ ) જગ્યા આપવાનું મારા હાથમાં નથી. (સત્તા.)
( ૬ ) હું મારે હાથે દાન આપીશ. (જાતે.)
( ૭ ) નકશીના કામમાં તેનો હાથ વખણાય છે. (કિસબ,)

( ૮ ) એમાં તેનો હાથ હતો. (શામેલગીરી)

( ૯ ) ઝાઝા હાથ દુશ્મનને મારે. } માણસ.
ઝાઝા હાથ રળીઆમણા. }

( ૧૦ ) કાકાના તો મારા ઉપર ચારે હાથ છે (સંપૂર્ણ કૃપા, મહેર.)

( ૧૧ ) તેને શેઠનો સબળ હાથ રહેલો છે. (સહાયતા)

( ૧૨ ) હું એના ઉપરથી મારો હાથ ઉઠાવું છું (હક.)

( ૧૩ ) એકાદ જણ તો મારી પાસે હાથ લાકડી જોઈએ (મદદગાર)

( ૧૪ ) બીજીવારનો હાથ ગારેથી ભભક સારી નીકળશે. (આછું ચોપડવું.)

( ૧૫ ) એકવાર હાથ પકડયો તેને તરછોડે એમ નથી. (આશરો આપ્યો.)

( ૧૬ ) સૌ દેખતાં હાથ ઝાલ્યો છે (પરણવું)

( ૧૭ ) ઘેરથી નીકળતી વેળાએ માતાએ માથે હાથ મૂકયો ( આ-શીર્વાદ દેવો.)

( ૧૮ ) એના કાકાએ એને માથે હાથ મુકેલો છે ( પોતાનો સ્વભા-વ કે ગુણ આપવા.)

( ૧૯ ) એ કામમાં હું હાથ ઘાલતો નથી. (દાખલ થવું)

( ૨૦ ) પ્રથમ પોતાના હાથ કાપી આપીને હવે પસ્તાય છે. ( લેખી કબુલત.)

( ૨૧ ) તે લુચ્ચા માણસોને હાથ પર રાખે છે. (કહ્યાગર)

( ૨૨ ) હાથ નીચેના માણસોને આશ્રિત સમજવા. (તાબાના)

( ૨૩ ) તે ચાકર હાથનો ચોખ્ખો છે. (પ્રામાણિક)

( ૨૪ ) હમણા જમનાના હાથ ચોખ્ખા નથી (ઋતુ પ્રાપ્ત છે.)

( ૨૫ ) સામા પક્ષવાળાએ કંઈ હાથ દાબેલો જણાય છે (લાંચ આપવી.)

( ૨૬ ) ઝટ લઈને કોઈના ઉપર હાથ ચલાવવો નહિ. (મારવું.)

( ૨૭ ) નહિ માને તો આખરે હાથ દેખાડવો. (બળ; પરાક્રમ.)

( ૨૮ ) હવે જરા હાથ ચલાવો તો ઠીક. (ઝડપ કરવી)

( ૨૯ ) એ સાંભળી તેણે પોતાનો હાથ ઠોકયો. (ગુસ્સો બતાવ્યો.)

( ૩૦ ) રજા થી હાથ ઠોકયો છે. (માલનુ સારૂં નક્કી થયું)

( ૩૧ ) તે શેઠના ઘરમાં હાથ મારી આવ્યો છે ( દાગીના કે પૈસા ઉઠાવી લાવવા.)

( ૩૨ ) ઘણી મહેનતે એ નગ મારે હાથ આવ્યું છે. (મળ્યું કે જડયું)

( ૩૩ ) જમવાને માટે તો હાથ જોડું છું. (માફી માગવી)
( ૩૪ ) એના તરફથી હુ હાથ જોડુ છું. (નમસ્કાર કે વિનતિ કરવી.)
( ૩૫ ) રવિવાર-મંગળવારે હાથ વાળતા નથી. (મરનારને માટે સ્રી-
ઓને રોવાની એક રીત.)
( ૩૬ ) પાછલા હાથની વાત કંઈક સભળાય છે ખરી.
( લાંચ લેવાની. )
( નર્મકોપને આધારે. )

---

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

### વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા.

( થર્ડગ્રેડ પબ્લિક સર્વિસને ઠેકાણે છે તે. )

ઇ. સ. ૧૯૦૭ ના જુલાઈ માસની તારીખ ૧૬ મીના ગવન્મેન્ટ ગેઝેટના પહેલા ભાગમાં પ્રસિદ્ધ થયલા નિયમોને અનુસરીને ઇ સ. ૧૯૦૮ ની વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા માટે નીચેની ચોપડીઓ પસંદ કરવામાં આવી છે

(૨) ગુજરાત.

ગુજરાતી સરકારી કેળવણીખાતાની વાચનમાળાની ૭ મી ચોપડી; ૩, ૭, ૧૧, ૧૫, ૧૯, ૨૪, ૨૮, અને ૩૨ મા પાઠમા આવેલી કવિતાની ૩૦૦ લીટીઓનાં મુખપાઠ અને સમજુતી સહિત.

ટીપ—મધ્યપ્રાન્ત માટે જે પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે તેજ થાણા મધ્યસ્થળના ઉમેદવારો માટે ઠરાવવાનાં આવ્યાં છે.

અમદાવાદ.
તા. ૧૨ મી ડીસેમ્બર ૧૯૦૭

P Lory.
એડયુકેશનલ ઇન્સ્પેક્ટર
ઉ. વિભાગ.

---

# નિશાળોનાં ઇનામપત્રક.

**સઈદપુરા**—પટેલ પરભુદાસ દ્વારકાદાસ પટેલ સોમાભાઇ ગલાભાઇ રૂ. ૧૦-૦-૦ **ભુરેલ**—પટેલ શકરભાઇ ઓતમભાઇ રૂ. ૨૦-૦-૦ **સુગકુવા**—પા. નાગર બહેચરભાઇ તથા ભા. રામદાસ દયાળજી રૂ. ૮-૦-૦ **રંગાઈપુરા**—શંકરભાઇ જેસંગભાઇ રૂ. ૧૧-૭-૦ **દાવોલ**—ગામલોકો તરફથી રૂ. ૧૫-૮-૦ **એજન**—ગીરધરભાઇ પુંજાભાઇ રૂ. ૧૮-૮-૦ **કંજરી**—પટેલ હરજીવન બહેચર રૂ. ૮-૧૪-૦ **રૂદણ**—શાહ ભોગીલાલ દીપચંદ રૂ. ૧૫-૦-૦ **કરમસદ કન્યાશાળા**—પટેલ નરશીભાઇ ગોવીંદભાઇ રૂ. ૧૭-૦-૦.

કચ્છ વિભાગ—

**ભુજ નં. ૧**—રા. ગ. ગીરજાશંકર મુળજી રૂ. ૪-૮-૦ મહારાજ કુમારશ્રી વિજયગયજી સાહેબના લગ્ન પ્રસંગ શ્રીકચ્છ દરબાર રૂ.૩૩૯-૪-૬ ભુજની તમામ નિશાળોમાં વકીલ રેવાશંકર ખીમજી રૂ.૧૩-૧૨-૦ **માંડવી નં. ૨**—શેઠ અનોપચંદ શામજી તરફથી રૂ. ૭-૧૩-૦ શેઠ ગોવરધનદાસ ખેતશી રૂ.૯-૦-૦ દોશી હસરાજ કચરા રૂ.૧૪-૦-૦ **માંડવી એ.વ.**—શા. નેમીદાસ હેમરાજ રૂ. ૮-૮-૦ શેઠ ગોરધનદાસ ખેતશી રૂ.૮-૮-૦ શેઠ દામોદર આણંદજી રૂ. ૪-૦-૦ **અંજાર**—શેઠ ગોકલદાસ જેઠાણી રૂ. ૪૭-૧૩-૦ **ભચાઉ**—ઠકર હંસરાજ વલભજી રૂ. ૫-૦-૦ માંડી સુંદરજી લાધા રૂ ૫-૦-૦ **અંગીઆ**—ઠકર કરશનદાસ પારીયા રૂ. ૧૦-૦-૦ વાર્ષિક પરીક્ષા વખત રૂ. ૭-૧૪-૩. **આસંબીઆ**—શા. ખીમરાજ ખેતશી રૂ ૫૩-૦-૦ **કપાયા**—વાર્ષિક પરીક્ષા વખત રૂ. ૭-૮-૭ ગૃહસ્થો રૂ ૬-૦-૦ **કુંભારીઆ**—મી. રામજી ગાંગજી રૂ. ૫-૦-૦ **કોઠારા**—શેઠ. ગો તે રૂ. ૩૦-૦-૦ **કોઠાય**—વાર્ષિક પરીક્ષા વખત રૂ. ૧૧-૧૨-૧ પટેલ લાલજી કુંવરજી રૂ. ૧૦-૦-૦ મહાજન રૂ. ૨-૧૨-૦ **ખારીરોહર**—એજ રૂ. ૨-૧૫-૨ **ગઢસીસા**—એજ રૂ. ૧૦-૩-૦ પંડિત કૃષ્ણ મોહનજી શર્મા રૂ. ૫૬-૧૨-૦ શેઠ આવજી ખેરાજ રૂ ૧-૪-૦ **ગાગોદર**-એજ રૂ.૪-૯-૬ **ગુંદાલા**-એજ રૂ ૫-૧૦-૬ રૈયતના રૂ.૨-૬-૦ **ગુદીઆલી**-શેઠ હરીદાસ વિસનજી રૂ.૨-૮-૦ ગૃહસ્થો રૂ.૬-૪-૦ કોઠારી મુળજી મેઘજી રૂ.૩-૧૨-૦ પટેલ મુળજી ગોવાણી રૂ.

## સૂચના

આ પત્રસંબંધી સર્વે લખાણુ એડિટર તરફ મોકલવુ નોટપેડ કાગળ લેવામા નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન આપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણુ ચોખ્ખે અક્ષર કાગળની એકજ બાજુએ લખવુ તે અમુક માસમા છાપવા અથવા નાપસંદ પડેલુ લખાણુ પાછુ મોકલવા બધાતા નથી જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મગાવી લેવું

શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલશે તો તે પણ યોગ્ય અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશુ.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોખ્ખે અક્ષરે લખવુ તે વિના ભૂલ થવાનો સભવ છે પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આના વધારે મોકલવો, પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામા આવશે નહિ

આ પત્રની કિંમત અગાઉથાજ વરસ એકનો રૂ ૧—૦—૦ રાખી છે, પોસ્ટેજ માફ છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના, પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલ ખર્ચ સાથે રૂ ૦—૧૨—૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવુ લિખિત પસદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ સુધી આપવામા આવશે ચર્ચાપત્રનો એમા સમાસ થશે નહિ

☞ જાહેર ખબરોના ભાવમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો છે, તે તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ—

— જાહેર ખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| ૧ — લીટી | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછી |
| ૧... ... ... ... —.. ૨ | ના અગીઆર માસ સુધી દર મહિને |
| દસથી વધારે લીટીઓ માટે રૂ ૧)— | કે ગયો ચાર્જ પડશે ૭ માસ માટે |
| ની લીટીઓ નવુ પ્રમાણે | પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી |
| બાર માસ સુધી લાગલાગટ હશે | દરેક માસે ફ ચાર્જ લેવાશે |

શાળાપત્રની સાથે કોઈ પણ હૅન્ડબિલ વહેંચવામાં આવશે નહિ.

ર. આનંદજી મૂળજી પાંચી તરફથી ભેટ.
REGISTERED NO. B, 49.
અંક ૩ જો. પુસ્તક ૪૭ મું.

# The Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

માર્ચ ૧૯૦૮.

## અનુક્રમણિકા.



(કેળવણીખાતાના હુકમથી.)

અમદાવાદ.
"યુનાઇટેડ" પ્રિન્ટિંગ પ્રેસ.

ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૭ મું. માર્ચ, ૧૯૦૮. અંક ૩.

## પ્રાચીન રોમન લોકો.

હાલ ઇટલિ કહેવાય છે તેનો દક્ષિણ ભાગજ પ્રથમ એ નામથી પ્રખ્યાત હતો. પાછળથી ઉત્તરનો ભાગ તેમાં દાખલ થયો. ગ્રીસ અને ઇટલિની કુદરતી ભિન્ન સ્થિતિ અને સ્વરૂપથી બંનેના ઇતિહાસમાં ફેર થયો. ગ્રીસની માફક ઇટલિ દ્વીપકલ્પ છે અને લંબાઈ કરતાં પહોળાઈ ઘણી ઓછી હોવાથી તેનો દરિઆકિનારો લાંબો છે, તોપણ જેટલા સમુદ્રના ફાંટા, અખાત અને ઉપસાગર ગ્રીસમાં છે અને જેટલા ટાપુઓ ગ્રીસની આસપાસ છે તેટલા ઇટલિમાં ન હોવાથી ઇટાલિયન લોકો ગ્રીક લોકોના જેટલા નૌકાશાસ્ત્રમાં પ્રવીણ થયા નહિ, તેમજ તેમણે તેટલાં સંસ્થાનો પણ સ્થાપ્યાં નહિ અને ગ્રીસના જેટલાં ઇટલિમાં મોટાં શહેરો થયાં નહિ. વળી ગ્રીસના જેટલા ડુંગરો અને ખીણો ન હોવાને લીધે ઇટલિમાં જુદાં જુદાં શહેરના લોકો પોતપોતાની સ્વતન્ત્રતાનું સંરક્ષણ કરવામાં તેમના જેટલા અત્યુત્સુક જણાયા નહિ, તેમજ નાના શહેરો સંપ કરી એકત્ર થવા વિશેષ તત્પર માલમ પડ્યાં.

ગ્રીક પ્રજાની પેઠે ઇટાલિયન પ્રજા પણ આર્યન જાતિનીજ શાખા હતી. તેમના ઑસ્કન અને લૅટિન નામના બે વર્ગ હતા. તેમાંના ઑસ્કન લોકો વાયવ્ય કોણમાં અને લૅટિન લોકો નૈર્ઋત્ય કોણમાં રહેતા હતા અને જે પ્રાન્તમાં તેઓ રહેતા હતા તે લેશિયમ કહેવાતો હતો. લૅટિન લોકોનાં ત્રીસ શહેરો વચ્ચે ઐકય હતું, પણ તે સર્વેમાં શ્રેષ્ઠ રોમ હતું. રૉમ્યુલસે એ શહેર સ્થાપ્યું એમ કહેવાય છે. ગ્રીક શહેરોની માફક એમાં પણ પ્રથમ સર્વોપરિ સત્તા રાજાના હાથમાં હતી, પણ ગ્રીસની માફક રોમમાં રાજપદ વંશપરંપરાથી પ્રાપ્ત થતું નહોતું. તે-

મજ અમુક કુળમાંથી પણ રાજાઓને પસંદ કરવામાં આવતા નહોતા. એ રાજાઓને સેનેટ (વૃદ્ધસભા) અને લોકસભાની સંમતિ લેવી પડતી હતી. રોમમાં સાત રાજાઓએ એક પછી એક રાજ્ય કર્યું એવી દન્તકથા છે. એમાંના બે કે ત્રણ છેલ્લા તો ઐતિહાસિક પુરુષો હશે એમ લાગે છે. એ ટાર્કિનના વંશજો હતા. એમના સમયમાં રોમની સત્તા વધી અને સર્વ લૅટિન શહેરોમાં તે મુખ્ય થયું. છેલ્લા રાજા મગરૂર ટાર્કિનને ક્રૂરતાથી રાજ્ય કર્યું તેથી તેને સહકુટુંબ કાઢી મૂક્યો (ઇ. સ. પૂ. ૫૧૦). ત્યાર પછી રાજપદ કાઢી નાંખી રોમન લોકોએ મુખ્ય સત્તા બે અધિકારીઓને આપી. તેમને પ્રથમ 'પ્રીટર' અને પાછળથી 'કૉન્સલ' કહેતા હતા. એ અધિકારીઓ વરસે વરસે નવા નીમાતા હતા. એમને પણ વૃદ્ધસભા અને લોકસભાની સલાહ લેવી પડતી. રાજાની સત્તાનો નાશ થયા પછી તરત રોમન લોકોમાં ભારે કજીઓ થયો. ઉમરાવ લોકો 'પૅટ્રિશિયન' અને સામાન્ય લોકો 'પ્લીબિયન' કહેવાતા હતા. ઘણો વખત સુધી મુખ્ય અધિકાર 'પૅટ્રિશિયન' લોકોના હાથમાં હતો. એ લોકો જૂના રહેવાસીઓના વંશજો હતા, અને પ્લીબિયન લોકો મદદગાર કે તાબે કરેલી પ્રજાના વંશજો હતા. પ્રથમ કૉન્સલો પૅટ્રિશિયન લોકોમાંથી ચુંટી કાઢવામાં આવતા; પણ તેને માટે મત આપવાનો પ્લીબિયન લોકોનો હક હતો. પૅટ્રિશિયન લોકોના વિશેષ અધિકારને લીધે પ્લીબિયન લોકોને તેમના પર અદેખાઈ આવી અને તેમની પાસેથી એ અયોગ્ય સત્તા છીનવી લેવા તેમની સાથે લડ્યા. પરિણામે પ્લીબિયન લોકોને પણ કૉન્સલ તરીકે પસંદ કરાવાનો તેમજ બીજી સત્તા મેળવવાનો હક મળ્યો. ઇ. સ. પૂ. ૩૬૬માં પહેલો પ્લીબિયન કૉન્સલ થયો. પર રાજ્ય સાથે વિગ્રહ કે બીજા ખાસ સંજોગોને સમયે 'ડિક્ટેટર' નામનો સર્વોપરિ અધિકારી નીમાતો અને તેના હાથમાં છ માસ સુધી કૉન્સલ કરતાં પણ વિશેષ સત્તા મૂકવામાં આવતી.

ધીમે ધીમે રોમની સત્તા આખા ઇટલિ પર પ્રસરી. રોમન લોકોએ ઇટલિની બધી પ્રજાને રોમનાં શહેરીઓનો હક આપ્યો. જ્યાંસુધી એ હક મળ્યો ન હોય ત્યાંસુધી તેમને રાજ્યતન્ત્રમાં કંઈ પણ અધિકાર મળતો નહોતો. તેમને કૉન્સલ પસંદ કરવાનો કે સંધિવિગ્રહસંબંધી અભિ-

પ્રાય આપવાનો હક નહોતો. રોમન શહેરીનો હક મળ્યા પછી પણ એ અધિકારનો લાભ લેવો હોય તો તેમને રોમ જઈ રોમન લોકસભામાં બેસવું પડતું. આ વાત બહુ લક્ષમાં લેવા જેવી છે; કેમકે રોમન સામ્રાજ્યમાં સર્વ સત્તા રોમન શહેરમાંજ એકત્ર થઈ હતી. સ્થાનિક બાબતોમાં ઇટલિનાં બધાં શહેરોને સ્વતન્ત્ર વહીવટ ચલાવવાનો અધિકાર હતો; પરંતુ અગત્યની રાજકીય બાબતમાં રોમની સત્તાજ તેમને માન્ય કરવી પડતી. આ પ્રમાણે ઇટલિમાં રોમન રાજ્ય માત્ર એક શહેરનું બીજાં સર્વ શહેરો પરના રાજ્ય જેવું હતું.

હવે રોમન લોકોએ પોતાની સત્તા પરદેશ ફેલાવવા માંડી. તેને પ્રથમ કાર્થેજ નામના આફ્રિકાને ઉત્તર કિનારે આવેલા ફિનિશિયન લોકોએ વસાવેલા મોટા શહેરના લોકો સાથે લડાઈ થઈ. આ વિગ્રહ 'પ્યૂનિક' વિગ્રહના નામથી પ્રસિદ્ધ છે; કારણ કે રોમન લોકો ફિનિશિયન લોકોને પ્યૂનિક કહેતા હતા. એવા ત્રણ મહાન્ વિગ્રહ થયા. તેમાં પહેલો ઇ. સ. પૂ. ૨૬૪ થી ૨૪ વર્ષ પહોંચ્યો. એના પરિણામમાં કાર્થેજના રાજ્યનો કેટલોક પ્રાન્ત રોમન લોકોના હાથમાં ગયો, પણ કાર્થેજ તો સ્વતન્ત્રજ રહ્યું. બીજા વિગ્રહનું પરિણામ એ આવ્યું કે કાર્થેજને રોમને તાબે થવુ પડ્યું; પણ સ્થાનિક વહીવટમાં તે સ્વતન્ત્ર રહ્યું. આ વિગ્રહમાં કાર્થેજમાં હૅનિબૉલ નામના મહાન્ સેનાધિપતિએ રોમને બહુ હંફાવ્યું. દુનીઆના અતિમહાન્ સેનાધિપતિમાંનો એ એક હતો. ત્રીજા વિગ્રહના પરિણામે કાર્થેજનો નાશ થયો અને આખો દેશ રોમન લોકોના તાબામાં આવ્યો. પછી રોમન લોકોએ મૅસિડોનિઆ, ગ્રીસ અને સીરિયા જીતી લીધાં.

ઇટલિનાં રાજ્યો મદદગાર રાજ્ય અને પર રાજ્યો તાબાનાં રાજ્ય ગણાતાં. મદદગાર રાજ્યોના લોકોને રોમન લશ્કરમાં નોકરી કરવી પડતી અને પરરાજ્ય સાથે સંધિ કે વિગ્રહના અભિપ્રાયમાં રોમન લોકોને અનુસરવું પડતું; પરંતુ સ્થાનિક કારભાર તેઓ પોતાની મરજી મુજબ ચલાવતા અને તેમા રોમના લોકો વચ્ચે પડતા નહોતા; પણ પરરાજ્યો તાબે થતાં તેઓ રોમન પ્રૉવિન્સ કે પ્રાન્ત ગણાતાં; અને તેમના પર રાજ્ય કરવા રોમ તરફથી ગવર્નરો મોકલવામાં આવતા તેમજ તેમને ખંડણી પણ આપવી પડતી. યૂરોપમાં પણ ગૉલ, સ્પેન, અને છેવટે બ્રિટન રો-

મન લોકોની સત્તામાં આવ્યાં. આલ્પ્સની બંને બાજુના દેશને તે વખતે ગૉલ કહેતો હતા. ઇટલિ તરફનો ભાગ સિસ આલ્પાઈન ગૉલ (આલ્પ્સની આ તરફનો ગૉલ) અને જેને હાલ ફ્રાન્સ કહે છે તેને ટ્રાન્સ આલ્પાઈન ગૉલ (આલ્પ્સની પેલી તરફનો ગૉલ) કહેતા. આ બંને પ્રાન્તો રોમના તાબામાં ગયા. બહુધા આર્યન પ્રજાની શાખા ન હોય એવો યૂરોપના મોટા દેશોમાં માત્ર એકજ હતો અને તે સ્પેન હતો. તેમાં ઘણો ભાગ આઇબીરીઅન પ્રજાના હાથમાં હતો. એ આઇબીરીઅન પ્રજા ઉપરથી સ્પેન આઇબીરીઅન દ્વીપકલ્પ કહેવાતો. એમના વંશજો બાસ્ક લોકો હાલમાં થોડા ભાગમાં જોવામાં આવે છે. સ્પેન પણ રોમન રાજ્યનો પ્રાન્ત બન્યો. ભૂમધ્ય સમુદ્રના આસપાસના સર્વ દેશો પર રોમની સત્તા જામી. યૂરોપમાં સર્વથી છેલ્લો દેશ બ્રિટન રોમન સત્તા તળે આવ્યો.

હવે રોમનું રાજ્ય અતિવિશાળ થયું, પણ એજ તેના વિનાશનું કારણ થઈ પડયું. એક શહેર અને તેના તાબાના થોડા મુલકને માટે જે રાજ્યતન્ત્ર અનુકૂળ હતું તે આવા સામ્રાજ્યને અનુકૂળ થાયજ નહિ એ તો સ્પષ્ટ છે. બધી સત્તા રોમન લોકોના હાથમાં હતી. મદદગાર રાજ્યો કે તાબાનાં રાજ્યો રોમન સામ્રાજ્યના અંશો હતા તોપણ તેમના હાથમાં લવ માત્ર પણ સત્તા નહોતી. રોમમાં રાજ્ય પ્રજાસત્તાક થયું હતું; કેમકે પ્લીબિયન લોકોને પણ મોટા મોટા અધિકારો મેળવવાનો હક મળ્યો હતો. પરંતુ ક્રમક્રમે અધિકારિવર્ગ બંધાતો ગયો અને તેના વંશજો એમ સમજવા લાગ્યા કે અધિકાર વંશપરંપરાથીજ પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે ઉમરાવ અને સામાન્ય લોકો વચ્ચે તકરાર જાગી. કેટલાક મહાન્ પુરુષોએ નિઃસ્વાર્થે અને કેટલાકે સ્વાર્થબુદ્ધિથી ગરીબ લોકોનો પક્ષ લીધો. સીઝર છેલ્લા પ્રકારનો હતો. એણે પોતાની સત્તા ઘણી વધારી. રોમન લોકોએ એને મરણપર્યન્ત ડિક્ટેટર નીમ્યો. વળી 'ઇમ્પેરેટર' જેનું સંક્ષિપ્ત રૂપ 'એમ્પરર' થાય છે તે પદવી પણ તેને ધારણ કરવા દીધી. પણ તેનો વિચાર રાજા, થઈ મુકુટ ધારણ કરવાનો હતો. પણ વૃદ્ધસભાના ઘણા સભાસદો તેના જુલમને લીધે તેની સામા થયા. કૅશિયસ અને બ્રૂટસ તેમાં મુખ્ય હતા. તેમણે તરકટ કરી વૃદ્ધસભામાં ઈ. સ. પૂ. ૪૪ ની ૧૫ મી માર્ચે તેનું ખૂન કર્યું. ત્યાર પછી થોડો વખત સીઝરે દત્તક

કરેલા ભત્રીજા ક્ટેવિયસ ઑક્ટેવિયસ અને બીજા બે પુરુષો એમ ત્રિપુટી-ના હાથમાં સત્તા રહ્યા પછી ઑક્ટેવિયસ એમ્પરર થયો. એ પહેલો એ-મ્પરર હતો. એની પછી ઘણા એમ્પરરો થયા. ઈ. સ. ૫ મા સૈકામાં જંગલી જર્મન ટોળીઓ રોમન રાજ્યના જુદા જુદા ભાગો પર તૂટી પડી. સુખસંપત્તિ અને મોજશોખને લીધે રોમન લોકો હવે નિર્માલ્ય થઈ ગયા હતા. બધી ટોળીઓની સામા ન થવાયું ત્યારે તેમણે એકની કુમકે બીજીને હાંકી કાઢવા પ્રયાસ કર્યો. આથી રાજ્યની પડતી વહેલી આવી. આ પ્રમાણે રોમન સામ્રાજ્ય તૂટી ગયું. સંપત્તિથી અને તેના પરિણામ-ભૂત વૈભવથી તેમજ રાજ્યતન્ત્રમાં સામાન્ય લોકોને યોગ્ય ભાગ ન આ-પવાથી ગમે તેવા મોટા રાજ્યનો પણ અસ્ત થયા વિના રહે નહિ એવો ઉપદેશ રોમન રાજ્યના ઇતિહાસથી આપણને મળે છે.

રોમન લોકો ઘણા સુધરેલા હતા. તેઓ શિલ્પકળામાં અતિકુશળ હતા, અને જ્યાં જ્યાં તેમની સત્તા પ્રસરી ત્યાં ત્યાં તેમણે મોટાં જંગી અને ભવ્ય મકાનો ઊભાં કર્યાં તથા સડકો બાંધી. વળી તેઓએ અનેક વિદ્યાઓ કેળવી હતી અને કાયદા રચવામાં તેઓ ઘણા કુશળ હતા. લૅટિન ભાષા ઘણી ખેડાઈ હતી. તેઓએ જ્યાં રાજ્ય કર્યું ત્યાંના લોકોએ લૅટિન ભાષા સ્વીકારી. માત્ર છેલ્લા જીતાયલા પણ પહેલા છોડી દેવાયલા બ્રિટન દેશમાંજ લૅટિન ભાષા લોકોમાં પ્રસરી નહિ. ત્યાં પણ ભાષામાં થોડાક શબ્દો દાખલ થયા વિના રહ્યા નહિ. ફ્રેંચ, ઇટાલિયન વગેરે ભાષા લૅટિ-ન ભાષા ઉપરથીજ થઈ છે. બ્રિટનમાં ખ્રિસ્તિ ધર્મ સ્થપાયો ત્યારે, નૉર્મન લોકો ઇંગ્લંડ જીત્યા ત્યારે, તેમજ સોળમા સૈકામાં વિદ્યાનું પુનરુજ્જીવન થયું ત્યારે અંગ્રેજી ભાષામાં ઘણા લૅટિન શબ્દો દાખલ થયા અને વિદ્યાને લ-ગતા નવા શબ્દો લૅટિન અને ગ્રીક ભાષામાંથી બનાવવામાં આવે છે.

---

**શિક્ષકોને સૂચના**—શિક્ષણશાસ્ત્રના કેટલાક આધારભૂત નિય-મોને અનુસરવાથીજ શિક્ષકનું કામ સફળ થાય છે. જાણતાં કે અજાણ-તાં એ નિયમો અનુસરાય તોજ શિક્ષણ ફળીભૂત થાય. આ કારણથી શિક્ષકે એ નિયમો જાણવા જોઈએ. શિક્ષણશાસ્ત્રનાં પુસ્તકોમાં તે આ-પેલા હોય છે; પણ મુખ્ય બાબતો જેમ મન પર વધારે ઠસાવાય તેમ

ફળદાયક થાય. આ હેતુથી કેટલીક હકીકત નીચે આપી છે. એમાંની કેટલીક ઘણી સામાન્ય લાગશે; પરંતુ તે એવી અગત્યની છે કે જેમ તેનો સંસ્કાર મન પર ઊંડો પડે તેમ લાભકારક થાય. શિક્ષકોએ પોતાના દરરોજના કામમાં તે પર લક્ષ આપવું જોઈએ.

**૧ સ્વચ્છ શરીર અને પહેરવેશ**—શિક્ષકે જાતે સ્વચ્છ રહેવું જોઈએ અને પોતાનો પહેરવેશ સ્વચ્છ અને પરિપૂર્ણ રાખવો જોઈએ. તોછડો અને અપૂર્ણ પહેરવેશ પ્રતિષ્ઠામાં હાનિ કરે છે. ઘણા નવા ગ્રૅજ્યુએટ શિક્ષકો ટોપી પહેરીને નોકરી પર જાય છે એથી તેમનું ગૌરવ ઘટે છે ને જોઈએ એવો દાબ પડી શકતો નથી. વર્ગમાં ટોપી પહેરીને જવું કે બદન પહેરીને જવું એ મોટી ભૂલ છે. એથી શિક્ષકની તોછડાઈ જણાઈ આવે છે; ને તેનામાં સ્વાભિમાનની ખામી જણાય છે. તમને તમારે પોતાને માટે માન નથી તો બીજાઓને તમારે માટે માનબુદ્ધિ ક્યાંથી ઉત્પન્ન થશે? શિષ્યવર્ગ શિક્ષકવર્ગ તરફ અગાઉ જેવી પૂજ્ય બુદ્ધિ ધરાવતો નથી એવી ફરિયાદ આજકાલ સાધારણ થઈ પડી છે. તેનાં ઘણાં કારણો છે; તેમાં એક કારણ આ પણ છે. જુવાન શિક્ષકો તોછડે પહેરવેશે વર્ગમાં શિક્ષણ આપવા જાય છે. આથી તેમની પ્રતિષ્ઠા જોઈએ તેવી પડતી નથી તેમાં કંઈ પણ આશ્ચર્ય પામવા જેવું નથી. એવા શિક્ષકની પ્રતિષ્ઠા પડે તો નવાઈ જેવું થાય, ન પડે તેમાં તો કંઈ પણ નવાઈ જેવું નથી. શિક્ષક પોતાના શારીરિક અને માનસિક તેમજ હૃદયના ગુણો વડે શિષ્યવર્ગ પર દાબ પાડે છે. સ્વચ્છ શરીર અને પહેરવેશથી તેની પ્રતિષ્ઠામાં વધારો થયા વિના રહેતો નથી. વળી તેનું બાહ્ય સ્વરૂપ, તેમજ આન્તર સ્વરૂપ દરેક પ્રકારે અનુકરણીય હોવાં જોઈએ એ નિર્વિવાદ છે. તે જાતે સ્વચ્છ હશે ને તેનો પહેરવેશ સ્વચ્છ અને તોછડાઈ વગરનો, પરિપૂર્ણ હશે, તેનું આચરણ નીતિને અનુસરતું હશે અને તે જાતે ઉદ્યોગી, નિયમિત, સત્યશીલ અને ન્યાયી હશે તોજ તેના ઉપદેશો શિષ્યના મન પર અસર કરશે. છોકરાંમાં સ્વચ્છતાની કે પહેરવેશની ખામી દૂર કરતી વખતે શિક્ષક પોતાનો દાખલો આપી બોધને વિશેષ બળવાન્ કરશે તો તે ફળદાયક થયા વિના રહેશે નહિ. હમેશાં ઉપદેશ કરતાં દાખલો વધારે અસરકારક છે. જો પોતાનું વર્તન અને આચાર ઉપદેશને

અનુસારી નહિ હોય તો ઉપદેશ વ્યર્થ જશે એટલુંજ નહિ, પણ તેથી ઘણુંજ અનિષ્ટ પરિણામ નીપજશે: શિક્ષકની વાણી અને આચારમાં પ-રસ્પર વિરોધ જોઈ શિષ્ય પણ તેવીજ રીતે વર્તતાં શીખશે. જેમનાં વ-ચન અને વર્તન વિરુદ્ધ હોય છે તેઓ વિશ્વાસપાત્ર થતા નથી કે પ્રતિષ્ઠા પામતા નથી.

૨ ચાલાકી અને દૃઢતા—શિક્ષકે પોતાના દરેક કામમાં ચપળતા અને સ્ફૂર્તિ રાખવી જોઈએ. શિક્ષક ચપળ હશે તો શિષ્યવર્ગ પણ ચપળ થયા વિના રહેશે નહિ. પરન્તુ શિક્ષકમાં મન્દતા અને સુસ્તી હશે તો શિ-ષ્યમાં પણ તે દોષો આવ્યા વિના રહેશે નહિ. શિક્ષકના વર્તનની અસર શિષ્ય પર થયા વિના રહેતી નથી. શિક્ષકની ચપળતા વિદ્યુતની પેઠે શિ-ષ્યનાં લક્ષણમાં તેવોજ ગુણ પ્રેર્યા વિના રહેતી નથી. મન્દ શિક્ષક શિષ્યોને સુસ્ત બનાવે છે. એવા શિક્ષકનું શિક્ષણ જોનારને પણ ઊંઘ આવે છે ને તે પણ સુસ્ત બને છે, તો બાળકનાં મન જે વિશેષ સંસ્કારગ્રાહી છે તે-મના પર ખરાબ અસર થયા વિના કેમ રહે ? ચપળતાને માટે કંઈ ઘાંટા પાડવાની કે બુમરાણ કરવાની જરૂર નથી. જરૂર જેટલા મોટા અવાજે પણ શાન્ત રીતે ચાલાકી અને સ્ફૂર્તિથી શિક્ષક કામ કરે તો શિષ્યવર્ગ પણ ચાલાક થયા વિના રહેતો નથી. મોટા પિટ માટે તેના સમયના એક યોદ્ધાએ એવું કહ્યું છે કે જે કોઈ એના ખાનગી ઓરડામાં એની સાથે સંભાષણ કરવા જતો તે પાછો આવતો ત્યારે અગાઉ હતો તેથી વધારે શૂરો ને હિંમતવાન્ થયા વિના રહેતો નહિ. અર્થાત્, મહાન્ પુરુષોનાં ચારિત્ર્ય આકર્ષકજ હોય છે. તેમના સસ્કાર અતિપ્રબળ અને ઊંડા પડે છે, અને તેથી પ્રેરક અને ઉત્તેજક થયા વિના રહેતા નથી. શિક્ષકોએ પોતાનું વર્તન ચપળ રાખવું જોઈએ. તેમણે દરેક કામ ચાલાકીથી કરવું જોઈએ. લખવામાં, બોલવામાં, અને અન્ય કામમાં તેમણે સ્ફૂર્તિ દર્શાવવી જોઈએ. ઘણા શિક્ષકો છોકરાઓને પ્રશ્ન પૂછતી વખતે 'ઊભા થાઓ' 'બેસી જાઓ' એવા નકામા શબ્દો બોલી કાલક્ષેપ કરે છે. વળી કેટલીક વખત પ્રશ્ન પૂછવા ઊભા કરે છે ત્યારે જોઈએ તેથી વધારે વખત આપી તેમને સુસ્ત બનાવે છે. વળી કાળા પાટીઆ પર લખવામાં પણ સુસ્તી બતાવે

છે. આ બધાની અસર અનિષ્ટ થયા વિના રહેતી નથી. ઘણી બાબતો આપણને નાની અને નજીવી લાગે છે; પણ એવી બાબતોની અસર કંઈ નાની અને નજીવી થતી નથી. વળી ઘણી અસર અદૃશ્ય થાય છે ને તેનું પરિણામ લાંબે સમયેજ જણાય છે; માટે શિક્ષકે દરેક રીતે ચપળ થવું જોઈએ. મન્દ અને સુસ્ત શિક્ષણ નિઃસાર છે; અને જે શાળામાં એવું શિક્ષણ અપાય છે તે શાળા સત્ત્વહીન, શબતુલ્ય છે.

નિશાળ એ પણ એક નાનું સરખું રાજ્ય છે અને રાજ્યતન્ત્રમાં જેમ દૃઢતા આવશ્યક છે, તેમ શિક્ષકમાં પણ છે. જેમ ધાંટા પાડવામાં કે ધાંધાટ કરવામાં ચાલાકી રહેલી નથી, તેમ અધિકારનું ડોળ કરવામાં કે સખ્તાઈ વાપરવામાં દૃઢતા સમાતી નથી. એથી તો માત્ર નબળાઈ જ-ણાઈ આવે છે. પોતાની શક્તિ અને યોગ્યતા વિષે યોગ્ય વિશ્વાસ રાખી પળાવાય એવા નિયમો બાંધી તેમાંથી લવમાત્ર પણ પ્રચલિત ન થવા દેવું એનું નામ દૃઢતા. નિયમનો ભંગ થાય કે તે તરત પકડી પાડવો ને તેનું યોગ્ય શાસન કરવું એ દૃઢતાનું કામ છે. શિક્ષક કેટલે દરજ્જે નિયમો પળાવે છે તે બાળકો પણ તરત જાણી જાય છે અને શિક્ષકમાં નબળાઈ દેખે કે તેનો લાભ લીધા વગર રહેતાં નથી. દૃઢતા વગર વ્યવસ્થા જાળ-વી શકાતી નથી અને વ્યવસ્થા વગર ગમે તેવું સારૂં શિક્ષણ પણ નિષ્ફ-ળ થાય છે. દૃઢતા વિના અધિકારીનું કામ ઘણું અઘરૂં થઈ પડે છે. પ-વનચક્કીની પેઠે વારંવાર ચલાયમાન થતો અધિકારી પોતાનું કામ ઘણું દુર્ઘટ કરે છે ને પ્રતિષ્ઠાનો નાશ કરે છે.

**૩ બોલવામાં સ્પષ્ટતા કેળવો અને વિચારશીલ થાઓ—** શિક્ષકનું દરેક વાક્ય અને દરેક આજ્ઞા વર્ગનાં તમામ છોકરાંએ સાંભળવાં જોઈએ. વાક્ય સરળ અને શુદ્ધ હોવાં જોઈએ અને તે સ્પષ્ટતાથી બોલવાં જોઈએ. દ્વયર્થક અને ક્લિષ્ટ શબ્દો ને વાક્યો કદી પણ પ્રયોજવાં નહિ. જે બોલો તે ફરીથી બોલવાની જરૂર પડે તો તેથી બેમાંથી એક સમ-જાય છેઃ—તમે જાતે બોલવામાં જોઈએ એટલા સ્પષ્ટ નહિ હો કે તમારા બોલવા પર છોકરાંએ લક્ષ આપ્યું નહિ હોય. વર્ગની યોગ્યતાનો વિચાર કરી તેનાથી સમજાય એવી ભાષા વાપરવી ને તે સ્પષ્ટતાથી બોલવી.

સ્પષ્ટ ભાષણ અને વિવેચન કરવાની શક્તિ એ શિક્ષકમાં ઘણાં આવશ્યક લક્ષણો છે ને તે પ્રાપ્ત કરવા તેમણે પ્રયાસ કરવો જોઈએ.

૪ **ધમકીનો ક્વચિતજ ઉપયોગ કરો અને કદાપિ પણ અપશબ્દ વાપરો નહિ**—જે શિક્ષક પોતાના વર્તનમાં દ્દઢતા દર્શાવે છે તેને ધમકી આપવાની જરૂર પડશે નહિ; કેમકે તેની રીતભાતથી છોકરાંને ખાતરી થશે કે આજ્ઞાભંગ તે કદી સહન કરનાર નથી કે તેમને દુર્લક્ષ દેખી તેના ઘટિત ઉપાય લીધા વગર રહેનાર નથી. ધમકી આપવાથી આપણી પોતાની શક્તિમાં આપણને અવિશ્વાસ છે એમ જણાઈ આવે છે. નિયમ બનાવતી વખતે એ કહેવું જરૂરનું છે કે તેનો ભંગ કરવાથી શિક્ષાપાત્ર થવાશે; પણ એવું એકજ વાર કહેવું બસ થવું જોઈએ. વારંવાર ધમકી આપવાથી ધમકીની અસર થતી નથી.

અપશબ્દ કે હલકી તોછડી ભાષા શિક્ષકે કદી પણ વાપરવી નહિ. એથી તેને કે શિષ્યને કોઇને લાભ થતો નથી; પણ બંનેને નુકસાન થવાનો સંભવ છે; કેમકે તેથી શિક્ષકનું ગૌરવ ઘટે છે અને શિષ્યની વૃત્તિ ઉશ્કેરાય છે ને તેનામાં વૈરભાવ ઉત્પન્ન થાય છે. છોકરાંમાં સ્વાભિમાનનાં બીજ રોપવાં એ શિક્ષકનું કામ છે અને અશિષ્ટ ભાષાથી એ બીજનો સમૂળો નાશ થાય છે. જે દોષ માટે શિષ્યવર્ગ પ્રતિ અયોગ્ય શબ્દ ઉચ્ચારવામાં આવે છે તેમાંના ઘણાખરાને માટે તેમનાં માબાપ કે તેમની ઘરકેળવણી જવાબદાર છે અને યુક્તિ અને દિલસોજીથી શિક્ષક તે દોષો દૂર કરી શકશે. હલકા શબ્દથી શિક્ષક પોતાની તોછડાઈ અને કેળવણીની ન્યૂનતા દર્શાવે છે. એવી રાક્ષસી વાણીથી શિષ્ય અને શિક્ષક બંનેને અનિષ્ટ પરિણામ નીપજ્યાં વિના રહેતાં નથી. સુનૃત–સત્ય અને પ્રિય–વાણીને વિદ્વાનોએ કામદુધા કહી છે તે સત્ય છે. એવી વાણી મનોરથને સફળ કરે છે, અલક્ષ્મીને દૂર કરે છે, કીર્ત્તિને પ્રસવે છે અને દુષ્કૃતનો નાશ કરે છે. તે સર્વ મંગળને આપનારી છે. એથી ઉલટું અપ્રિય નિષ્ઠુર વાણી સર્વ કલ્યાણનો નાશ કરે છે; માટે શિક્ષકે કદી પણ વાણીમાં તોછડાઈ કે અવિવેક દર્શાવવાં નહિ.

૫ **શાંત સ્વભાવ**—શિષ્યને આજ્ઞાભંગ કરતા કે જક્કી થયેલા

દેખે તે સમયે ક્રોધને વશ થઈ તેના આવેશમાં કંઈ અયુક્ત કરશે માં. શિક્ષકને સારો અનુભવ મળશે તે પહેલાં આવા સંજોગો ક્વચિત્ ક્વચિત્ આવશે ખરા. અધિકાર જાળવવાની ઉત્સુકતાથી શિક્ષકને આજ્ઞાભંગ માટે એકદમ ઉપલકીઓ વિચાર કરી શિક્ષા કરવાનું મન થાય છે, પણ એ ઉતાવળ કરવામાં કદાચ એવું પણ બને કે એ ઉપાય પરિણામે વિશેષ હાનિકારક નીવડે. એવે પ્રસંગે ઉત્તમ યુક્તિ એજ સમજવી કે એવા બનાવને બહુ મહત્ત્વ ન આપવું, પણ સહજ ઠપકાથી તેનો તિરસ્કાર કરવો. પછી અવકાશે તે વિષે વિચાર કરવો અને આજ્ઞાભંગ કરનાર છોકરા પર તેમજ આખા વર્ગ પર અસર કરવા તેમજ પોતાનો અધિકાર બરોબર પ્રતિષ્ઠાપન કરવા શું કરવું તે શોધી કાઢવું. આથી ફરી એવો બનાવ બનશે તે પ્રસંગે શિક્ષક તેવા શિષ્યને યોગ્ય નસીયત પહોંચાડી શકશે અને પોતાનું ગૌરવ બરોબર જાળવી શકશે. આ પ્રમાણે શિક્ષક શાન્ત પ્રકૃતિવાળો હશે અને તેનામાં પહોંચ અને દેશકાળને અનુસરીને વર્તવાની શક્તિ હશે તો આવા સંજોગમાં તેને કંઈ હરકત પડશે નહિ. એવા પ્રસંગે કેવી રીતે વર્તવું તે કોઇ પણ શિક્ષણશાસ્ત્રનું પુસ્તક શિખવશે નહિ. પરંતુ શિક્ષકની બુદ્ધિ કેળવાયલી હશે અને શાન્ત પ્રકૃતિથી કામ કરવાની તેને ટેવ પડી હશે તો પ્રસંગને અનુસરતા ઉપાય યોજવામાં તેને કંઇ પણ હરકત પડશે નહિ.

**૬ ન્યાય, સભ્યતા અને દિલસોજી**—શિક્ષકને બાળકો પર ઘણો અધિકાર હોય છે અને તે આપવો જરૂરનો પણ છે. પરંતુ એ અધિકારનો ઉપયોગ તેમનું કલ્યાણ કરવામાંજ થવો જોઇએ; માત્ર પોતાના કામમાં સુગમતા કરવામાં નહિ. મોટી ઉમ્મરના છોકરાની પેઠે બાળકની સાથે પણ ન્યાયથીજ વર્તવું જોઇએ; કેમકે મોટા છોકરાઓ તો અન્યાયની સામા ફરિયાદ કરી શકે છે; પણ બાળક તેમ કરી શકતાં નથી.

સભ્યતાથી વર્તવું એ શિક્ષકનો ધર્મ છે. તેના વર્તનની અસર શિષ્યવર્ગ પર થયા વિના રહેતી નથી. તે જો અવિનયી કે તોછરો થશે તો તેના શિષ્યો પણ તેવાજ થશે, માટે શિક્ષકે પોતાના આચરણથી સારો દાખલો આપવા ચૂકવું નહિ.

શિષ્ય પ્રત્યે દિલસોજી રાખવાથી બંનેનાં મન એક અન્યથી નિકટ

છે. શિષ્ય અને શિક્ષક એક વિચાર અને એક દીલથી કામ કરે તો તે શાળા ઉત્તમ પ્રકારની થયા વિના રહે નહિ. જે નિશાળમાં શિષ્ય અને શિક્ષક વચ્ચે એકભાવ હોય છે તેમાં બંને ઘણા ખંતથી કામ કરે છે અને તેનું પરિણામ ઉત્તમ આવ્યા વિના રહેતું નથી. બાળક પર પ્રેમ રાખવો અને તેમનાં કામમાં મન ઘાલવું અને આનંદ પામવો એજ દિલસોજી. એવો સમાનભાવ કેળવવો એ શિક્ષકનો ધર્મ છે.

**૭ પોતાના કામની પરિપૂર્ણ તૈયારી**—શિક્ષક પોતાનું કામ માત્ર સારી રીતે નહિ પણ પરિપૂર્ણ રીતે કરવા ઇચ્છતો હોય તો તેણે શિખવવાના બધા પાઠ બરોબર સંભાળથી કરવા જોઈએ. તેણે યાદ રાખવું કે શિષ્યવર્ગ તરફ તેમજ ઉપરિ અધિકારી તરફ તેને ફરજ બજાવવાની છે; અને ઉત્તમમાં ઉત્તમ રીતે તે ફરજ બજાવે એવી તેઓ બને આશા રાખે છે. માથા ઉતારનું કામ કરવું એ મોટું અપ્રામાણિકપણું છે. બેફીકરાઇથી કામ કરવાથી તે પોતાના કામમાં બેદીલ બતાવે છે અને એથી તેનામાં સ્વાભિમાનની ખામી જણાય છે; માટે દરરોજના પાઠની બરાબર યોજના કરી દરેક પાઠ પરિપૂર્ણ રીતે તૈયાર કરવો એ શિક્ષકનો ધર્મ છે. જ્ઞાન અપૂર્ણ હશે તો શિક્ષક વ્યવસ્થા રાખી શકશે નહિ કે પોતાની પ્રતિષ્ઠા જાળવી શકશે નહિ. આ ઉપરથી સમજાશે કે શિક્ષકે શિખવવાના દરેક વિષયમાં પ્રાવીણ્ય મેળવવા પ્રયત્ન કરવો અને પાઠ બરોબર તૈયાર કર્યા વિના કદી પણ વર્ગમાં જવું નહિ. જો એમ નિશ્ચય કરી વર્તશે તો તે શિષ્યવર્ગનો પ્રેમ સંપાદન કર્યા વિના રહેશે નહિ.

**૮ વર્ત્તમાનપત્ર અને કેળવણીને લગતાં ચોપાનીઆં વાંચો**—શિક્ષકોએ હમેશાં અભ્યાસક રહેવું જોઈએ. તેમ હમેશ પોતાના જ્ઞાનમાં વધારો કરવો જોઈએ. માત્ર શિખવવાના વિષયને લગતાંજ પુસ્તકો વાંચવાં બસ નથી; કેળવણીને લગતાં ચોપાનીઆં તેમજ વર્ત્તમાનપત્રો પણ વાંચવાં જોઈએ. એ વાંચ્યા વગર દુનીઆમાં જે જે જ્ઞાનવૃદ્ધિ થાય છે તેનાથી તેઓ અજ્ઞાત રહેશે. ઇતિહાસ અને ભૂગોળ તેમજ પ્રાકૃતિક જ્ઞાનના શિક્ષણમાં એવું વાચન ઘણું ઉપયોગી થઈ પડશે. પૂર્વના સમયની હકીકતને સાંપ્રત સમયની હકીકત સાથે જોડવામાં એવું જ્ઞાન ઘણું કામનું

થઈ પડશે. જમાનો જ્ઞાનમાં આગળ વધતો જાય અને શિક્ષક પોતાના જ્ઞાનમાં વધારો ન કરે અને દુનીઆમાં જે ચમત્કારિક શોધો થાય તેથી અજાણ્યો રહે એ શોચનીય છે; માટે શિક્ષકે એવી સ્થિતિમાંથી બચવા હમેશ વર્તમાનપત્ર અને કેળવણીના સંબંધનાં ચોપાનીઆં વાંચતાં રહેવું એ તેની ફરજ છે.

**૯ કાર્યમાં સફળ થવાનો નિશ્ચય**—જે શિક્ષક પોતાના કામમાં સફળ થવાનો નિશ્ચય કરે છે તે ઘણું કરીને સફળ થશેજ. ઉદ્યોગથી સર્વ સાધ્ય અને સુગમ થાય છે. જે વિષય કાચો હોય તે વિષય પર વધારે વખત રોકો, તેમાં તમારૂં મન બરોબર લીન કરો એટલે થોડા વખતમાં તે વિષય બરોબર આવડશે. શિખવવાના બધા વિષયમાં શિક્ષકે પ્રવીણ થવું જોઈએ; અને ઉદ્યોગ અને ખંતથી કંઈ પણ ન બની શકે એમ નથી.

ઘણા શિક્ષકોને આરંભમાં ઘણી મુશીબત નડે છે. અમુક વિષય શિખવવામાં જે પદ્ધતિ વાપરી હોય તે પરિણામે અસંતોષકારક માલમ પડે, વિવરણ કરવાની શક્તિ જોઈએ તેવી ન હોય અને વિષયને જોઈએ તેવો રસિક કરવાની શક્તિમાં ખામી હોય. આવા દોષો દરેક શિક્ષક પોતાની મેળેજ જોઈ શકે છે; પરંતુ તે ઉદ્યોગી અને આગ્રહી હશે તો થોડા વખતમાં પોતાની ન્યૂનતા દૂર કરશે અને સર્વ રીતે સંપૂર્ણતા પ્રાપ્ત કરી શકશે.

**૧૦ ઊંચામાં ઊંચું દૃષ્ટિબિન્દુ**—દરેક પુરુષે દૃષ્ટિબિન્દુ ઊંચામાં ઊંચું રાખવું જોઈએ. થોડાથી સંતુષ્ટ થવું એ ઉત્તમ પુરુષનું લક્ષણ નથી. કોઈ પણ કામ પૂરૂં કરવા તરફ લક્ષ રાખી ગમે તેમ પૂરૂં કરી રાજી થવાનું નથી. જ્યાંસુધી ઉત્તમમાં ઉત્તમ રીતે તે કાર્ય થાય નહિ ત્યાંસુધી સંતુષ્ટ થવું જોઈએ નહિ. પુરુષ જેમ પોતાનો આશય ઊંચો રાખે તેમ દરેક પ્રકારે સુધરતો જાય. જે ધંધો હાથમાં લીધો હોય તેમાં પ્રથમ પંક્તિએ પહોંચવા પ્રયત્ન કરવો જોઈએ. સાધારણ પદવીથી રાજી થવું નહિ, પણ છેક શિરોબિન્દુ પહોંચવાનો પ્રયાસ કરવો. તન કસવામાં, બુદ્ધિ કેળવવામાં, અને હૃદયની વૃત્તિઓ પર પ્રાધાન્ય મેળવવામાં એજ સૂત્ર લક્ષમાં રાખવું. જેમ દૃષ્ટિબિન્દુ ઊંચું રાખી પ્રયત્ન કરીશું તેમ સુધારો થયા વિના રહેશે નહિ. ઊંચામાં ઊંચે સ્થળે દરેક પુરુષ પહોંચી શકતો નથી એ ખરી વાત

છે; પરંતુ તેને માટે તેણે પ્રયત્ન પણ ન કરવો એ યુક્ત નથી પ્રયત્ન કરવાથી હમેશ લાભ થાયજ. જેટલે ઊંચે સ્થળે પહોચવા ધારીએ તેટલે ન પહોંચાય તોપણ હોઈએ તેનાથી તો ઊંચે જવાયજ અને એ પણ મોટો લાભજ છે ઘણા છોકરાઓ પરીક્ષામાં પાસ થવા જેટલી તૈયારી કરીજ રાજી થાય છે. જો તેઓ ઊંચી ધારણા રાખી ઉત્તમ રીતે વિષયનું ગ્નાન મેળવવા પ્રયત્ન કરે તો તેમના ઉદ્યોગનું પરિણામ વધારે લાભકારક થયા વિના રહે નહિ; માટે શિક્ષકે ઊંચામા ઊંચો આશય રાખવો અને એવીજ રીતે વર્તવાની ટેવ બાળકમાં પાડવી.

૧૧ શિક્ષકનો શિષ્ય સાથે સંબંધ—શિક્ષકે શિષ્ય જોડે અતિપરિચય રાખવો યુક્ત નથી, તેમજ તેનાથી છેક વેગળા રહેવુ પણ યુક્તુ નથી. અતિપરિચયથી પ્રતિષ્ઠા સાચવી શકાતી નથી અને પ્રતિષ્ઠામા ન્યૂનતા થઈ એટલે વ્યવસ્થામા ખામી આવ્યા વિના રહેતો નથી. શિષ્ય અને શિક્ષક વચ્ચે યોગ્ય અન્તર રહેવુજ જોઈએ. તે ન રહે તો મર્યાદા સચવાય નહિ અતિશય પરિચયથી શિષ્યનું વર્તન અમર્યાદિત થવાનો સંભવ છે. એથી ઉલટુ શિષ્યવર્ગથી વેગળા રહી ભયના પ્રયોગથી પણ તેને કાબુમા રાખવો યુક્ત નથી ભયથી શિષ્યની સદ્વૃત્તિ દબાઈ જાય છે એટલુંજ નહિ, પણ તેથી અસત્ય અને કપટની ટેવ પડે છે અને બાળકો હિચકારા થાય છે, માટે શિક્ષકે હમેશ શિષ્ય પર પ્રેમ રાખવો અને તેમનાથી છેક અતડા પણ ન રહેવુ તેમજ તેમની સાથે અતિગાઢો પરિચય પણ ન રાખવો, પરંતુ હમેશ પ્રતિષ્ઠા સચવાય એટલુ અન્તર રાખવુ.

---

## ન્યાયનિયમો અને પાશ્ચાત્ય હેત્વાભાસો.

આપણે સસ્કૃત પદ્ધતિ પ્રમાણે હેત્વાભાસ તપાસ્યા હવે પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે તપાસીએ. પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે પરામર્શન્યાય ત્રણ વાક્યોથી દર્શાવાય છે—

સર્વ મનુષ્ય મર્ત્ય છે,
હરિ મનુષ્ય છે,
∴ હરિ મર્ત્ય છે.

પ્રથમ બે આધારભૂત વાક્યો ઉપરથી ત્રીજા નિગમનવાક્ય પર અવાય છે. પ્રથમ વાક્ય વ્યાપ્તિવાક્ય, બીજું હેતુવાક્ય અને ત્રીજું નિગમનવાક્ય છે. નિગમનવાક્યનો ઉદ્દેશ્ય 'હરિ' પક્ષપદ છે અને વિધેય 'મર્ત્યત્વ' સાધ્યપદ છે. 'મનુષ્યત્વ' એ હેતુપદ છે. વ્યાપ્તિવાક્યને અંગ્રેજીમાં 'મેજૉર પ્રેમિસ', હેતુવાક્યને 'માઇનૉર પ્રેમિસ' અને નિગમનવાક્યને 'કન્ક્લુઝન' કહે છે. પક્ષપદ તે 'માઇનૉર ટર્મ,' સાધ્યપદ તે 'મેજૉર ટર્મ' અને હેતુપદ તે 'મિડલટર્મ' છે.

પ્રથમ પાશ્ચાત્ય નૈયાયિકો ન્યાયના કેટલાક નિયમો આપે છે તે જાણવા આવશ્યક છે. તે નિયમો નીચે પ્રમાણે છેઃ—

(૧) હેતુપદ એક પણ સ્થળે સર્વદેશી હોવું જોઇએ. ધારો કે 'સર્વે મનુષ્ય પ્રાણી છે' અને 'સર્વે અશ્વ પ્રાણી છે' એવાં બે આધારભૂત વાક્યો હોય તો નિગમનવાક્ય આવી શકેજ નહિ; કારણ કે 'પ્રાણી' જે હેતુપદ છે તે એક પણ આધારભૂત વાક્યમાં સર્વદેશી નથી. 'સર્વે મનુષ્ય પ્રાણી છે' એવાં પ વાક્યમાં ઉદ્દેશ્યજ સર્વદેશી છે, વિધેય નથી એ અગાઉ દર્શાવ્યું છે (શાળાપત્ર પુ. ૪૪ પૃ. ૭૬ જુઓ). પ્રાણિત્વ એ વ્યાપક છે અને 'મનુષ્યત્વ' અને 'અશ્વત્વ' એ વ્યાપ્ય છે. પ્રાણી વર્ગમાંના જેટલા ભાગ સાથે મનુષ્ય એકરૂપ છે તેજ ભાગ સાથે અશ્વ એકરૂપ નથી, તેથી મનુષ્ય અને અશ્વનો સંબંધ જણાય એવું નિગમન વાક્ય થઇ શકતું નથી. આકૃતિથી આ સ્પષ્ટ સમજાશે. 'સર્વે स म છે' 'સર્વે प म છે' આવાં બે આધારભૂત વાક્યો પરથી स અને प નો સંબંધ જણાય એવું નિગમનવાક્ય થઇ શકશે નહિ.



સર્વ મનુષ્ય પ્રાણી છે,
સર્વ અશ્વ પ્રાણી છે,
∴ સર્વ અશ્વ મનુષ્ય છે.

આ અનુમાન દૂષિત છે એ સ્પષ્ટ છે. એમાં હેતુપદ એક પણ સ્થળે સર્વદેશી હોવું જોઈએ એ નિયમનો ભંગ થાય છે આવા હેત્વાભાસને **'હેતુપદનો અનવચ્છેદ એટલે હેતુપદનું કોઈ પણ વાકયમાં સર્વદેશી ન હોવું તે'** ('અનડિસ્ટ્રિબ્યૂટેડ મિડલ ) કહે છે.

( ૨ ) જે પદ નિગમનવાકયમાં સર્વદેશી હોય તે આધારભૂત વાકયમાં સર્વદેશી હોવુંજ જોઈએ.

આપણે આધારભૂત વાકયમાં અમુક પદ એકદેશી વાપર્યું હોય તો નિગમનવાકયમાં તેજ પદને સર્વદેશી કરીએ એ યુક્ત નથી એ સ્પષ્ટ છે.

સર્વ ગુલાબ ફૂલ છે,
કોઈ પણ મોગરો ગુલાબ નથી,
∴ કોઇ પણ મોગરો ફૂલ નથી.

આમાં 'ફૂલ' નિગમનવાકયમા સર્વદેશી છે અને હેતુવાકયમાં એકદેશી છે. આ હેત્વાભાસમાં સાધ્યપદનો અવચ્છેદ ( બંને સ્થળે વ્યાપકતા ) ન હોવાથી એને **સાધ્યપદનો અનવચ્છેદ** કહી શકાય. અંગ્રેજીમાં એને 'ઇલિસિટ પ્રોસેસ ઑવ્ ધ મેજૉર ટર્મ' એટલે સાધ્યપદની અન્યાય્ય રીતિ કહે છે.

બધા ઠગો શિક્ષાપાત્ર છે,
કેટલાક હિંદુઓ ઠગ છે,
∴ સર્વ હિંદુઓ શિક્ષાપાત્ર છે.

આમાં પક્ષપદ હિંદુ નિગમનવાકયમાં સર્વદેશી અને હેતુવાકયમાં એકદેશી છે. આને **પક્ષપદનો અનવચ્છેદ** કહી શકાય. અંગ્રેજીમાં એને 'ઇલિસિટ પ્રોસેસ ઑવ્ ધ માઈનૉર ટર્મ' એટલે પક્ષપદની અન્યાય્ય રીતિ કહે છે.

( ૩ ) બે નિષેધવાકયો કંઈ સિદ્ધ કરી શકતાં નથી.

વ્યાપ્તિવાકય અને હેતુવાકય બંને નિષેધવાકયો હોય તો નિગમનવાકય થઈ શકે નહિ. બંને આધારભૂત વાકયો નિષેધવાચક હોવાથી હે-

હેતુપદનો પક્ષપદ કે સાધ્યપદ સાથે કંઇ પણ સંબંધ દર્શાવતાં નથી; તો પક્ષપદ અને સાધ્યપદ વચ્ચે સંબંધદર્શક નિગમનવાક્ય કેમ હોઈ શકે?

વર્તુલથી આ નીચે પ્રમાણે દર્શાવી શકાય.




એકે प म નથી,
એકે स म નથી,

આ બે ॥ વાક્યો ઉપર એકે નિગમનવાક્ય પર આવશે નહિ. ઉપરની પાંચ આકૃતિઓ ઉપરથી જણાશે કે स અને प દર્શક વર્તુલો પાંચ રીતે હોઈ શકે અને એ પાંચે રીતોમાં એકે प કે એકે स म નથી. આવી સ્થિતિમાં प અને स વચ્ચે સંબંધવાચક નિગમનવાક્ય પર આવી શકાશે નહિ.

(૮) જો બેમાંથી એક આધારભૂત વાક્ય નિષેધવાચક હોય તો નિગમનવાક્ય પણ નિષેધવાક્ય હોવું જોઇએ. ઉપલા નિયમ પ્રમાણે બંને આધારભૂત વાક્યો નિષેધવાક્ય હોય તો કંઈ સિદ્ધ થઈ શકે નહિ; માટે એક આધારભૂત વાક્ય નિષેધવાચક હોય તો બીજું વિધિવાચક હોવુંજ જોઇએ. એક આધારભૂત વાક્યમાં હેતુપદ અને પક્ષપદ કે સાધ્યપદ વચ્ચેના સંબંધનું વિધાન કરીએ છીએ અને બીજા વાક્યમાં સંબંધનો નિષેધ કરીએ છીએ; તેટલા માટે પક્ષપદ અને સાધ્યપદ વચ્ચે કંઈ સંબંધ નજ હોવો જોઈએ; અર્થાત્ નિગમનવાક્ય નિષેધવાચકજ હોવું જોઈએ.

બધાં બોર ફળ છે,
કેટલાંક બોર મીઠાં નથી,

આ પ્રમાણે એક આધારભૂત વાક્ય નિષેધવાચક હોય તો નિગમન-વાક્ય નિષેધવાચકજ હોવું જોઈએ.

બધા હબસી કાળા છે,
એકે અંગ્રેજ કાળો નથી,
∴ એકે અંગ્રેજ હબસી નથી.

આકૃતિથી આ નીચે પ્રમાણે દર્શાવાયઃ—




( ૫ ) જો નિગમનવાક્ય નિષેધવાચક હોય તો ગમે તે એક આધાર-ભૂત વાક્ય નિષેધવાચકજ હોવુંજ જોઈએ.

ઉપલા નિયમથી આ સ્પષ્ટ છે. આપણે પક્ષપદ અને સાધ્યપદ વચ્ચે-ના સંબંધનો નિષેધ કરીએ તો પૂર્વે એ બેમાંથી એક પદ અને હેતુપદનો સંબંધનો નિષેધ કર્યો હોવોજ જોઈએ.

( ૬ ) બે એકદેશી વાક્યો કંઈ સિદ્ધ કરી શકતાં નથી.

એવાં બે વાક્યો બંને નિષેધવાચક ( ઓ ) તો હોયજ નહિ ( નિયમ ૩ પ્રમાણે ); તેમજ તે બંને વિધિવાચક ( આઇ ) પણ હોય નહિ; કેમકે તેમાં હેતુપદ અનવચ્છિન્ન ( એકદેશી ) રહેશે અને ૧ નિયમ પ્રમાણે એ દોષ છે. ત્યારે માત્ર એકજ સ્થિતિ રહે છે. તે એકે એક વાક્ય વિધિ ( આઇ ) અને બીજું નિષેધ ( ઓ ) હોય. નિગમનવાક્ય નિષેધવાચક થઈ શકે નહિ; કેમકે તેમાં સાધ્ય સર્વદેશી થાય, પણ એક આધારભૂત વા-ક્યમાં તે સર્વદેશી હોવું જોઈએ તે નથી. આથી ૨ નિયમનો ભંગ થાય છે. નિગમનવાક્ય વિધિવાક્ય પણ હોઈ શકે નહિ; કેમકે તેમ થાય તો ૪ નિયમનો ભંગ થાય છે.

કેટલાક પુરુષો હોંશીઆર છે,
કેટલીક સ્ત્રીઓ હોંશીઆર છે—કે—
કેટલીક સ્ત્રીઓ હોંશીઆર નથી

આવાં આધારભૂત વાક્યો ઉપરથી કંઈ સિદ્ધ થઈ શકશે નહિ.

(૭) જો એક આધારભૂત વાક્ય એકદેશી હોય તો નિગમનવાક્ય પણ એકદેશી હોવું જોઈએ.

આધારભૂત વાક્યોમાં બંને વિધિવાક્ય હોય કે એક વિધિવાક્ય અને બીજું નિષેધવાક્ય; કેમકે નિયમ ૩ પ્રમાણે બંને નિષેધવાક્ય હોઈ શકે નહિ.

હવે બંને વિધિવાક્ય હોય તો, તેઓ ए અને आइ હોવાં જોઈએ; કેમકે ૬ નિયમ પ્રમાણે બંને आइ હોઈ શકે નહિ. આ વાક્યોમાં એકજ પદ સર્વદેશી છે અને ૧ નિયમ પ્રમાણે હેતુપદ સર્વદેશી હોવુંજ જોઈએ તેથી નિગમનવાક્યમાં એક પદ સર્વદેશી થશે નહિ (૨ નિયમ પ્રમાણે). આ પ્રમાણે નિગમનવાક્ય आइજ થવું જોઈએ.

આધારભૂત વાક્યોમાં એક વિધિ અને બીજું નિષેધવાક્ય હોય તો તેઓ ओ અને ए કે आइ અને इ હોવાં જોઈએ; કેમકે ૬ નિયમ પ્રમાણે आइ અને ओ હોઈ શકે નહિ. બંને સ્થિતિમાં આધારભૂત વાક્યોમાં બે પદ સર્વદેશી થશે અને તેમાંનું એક (૧ નિયમ પ્રમાણે) હેતુપદ હોવુંજ જોઈએ, તેથી નિગમનવાક્યમાં એકજ પદ સર્વદેશી થશે (૨ નિયમ પ્રમાણે). પણ નિગમનવાક્ય નિષેધવાચકજ હોવું જોઈએ (૪ નિયમ પ્રમાણે), તેટલા માટે તે ओજ હોવું જોઈએ.

જો એમાંથી એક આધારભૂત વાક્ય એકદેશને ઉદ્દેશીનેજ કંઈક વિધાન કે નિષેધ કરે તો નિગમનવાક્યમાં સર્વદેશને ઉદ્દેશીને વિધાન કે નિષેધ કરવો એ અશક્ય છે.

---

# भाषावतार.

(આચાર્ય વલ્લભજી હરિદત્ત).

આ લેખની જોડણી લેખકર્ત્તાએ કર્યા પ્રમાણે કાયમ રાખી છે.

હરેક લખનારની એવી શૈલી છે કે, 'અથવા હોવી જોયે કે જે બાબત લખવા બેસવું તેમાં પ્રારંભમા ૧ અધિકારી, ૨ વિષય, ૩ પ્રયોજન, ૪ સંબંધ એ અનુબંધચતુષ્ટય જરૂર સમજાવવાં જોયે કે જેથી વિષયનું સ્પષ્ટીકરણ વાંચનાર અથવા સાંભળનારને તરત થઈ જાય. આ વિષયના અધિકારી વિદ્વન્મંડળ સમગ્ર, વિષય ભાષાશાસ્ત્રનો, પ્રયોજન ગુજરાત સાહિત્યપર્ષત્‌ની સૂચના અને સંબંધ પ્રતિપાદ્યપ્રતિપાદકભાવ (પ્રતિપાદ્ય–

ભાષાવતાર, અને પ્રતિપાદક આ નિબંધ ), આ ચાર બાબતના પેટામાં પ્રથમ પ્રતિપાદ્ય વસ્તુનું નામનિર્વચન કરવું જોયે અને સહું તેમ કરે પણ છે; કેમકે તે વિના વિષયનું સ્પષ્ટીકરણ સમ્યક્ રીતે થાય નહી, અને થાય તો તેમાં રસ આવે નહી, અને રસ આવે તો તેમાં ન્યૂનતા દેખાણા કરે.

લખાણુને મારેજ નહી પણ દરેક પ્રસંગમાં પણ નામ અને તેનું નિર્વચન જાણવાની પહેલે નંબરે જરૂર પડે છે. કોઈ માણસ પણ નવું મળે તો તેનું નામ જાણવાની ઇચ્છા પહેલે દરજ્જે થાય છે; એટલુંજ નહી પણ કોઈ ગામ કે શહેર, કોઈ વૃક્ષ કે પશુ, કોઈ નદી કે તળાવ ઇત્યાદિ નવું જોવામાં આવે છે તો તરત તેના નામની જિજ્ઞાસા થાય છે અને તે ભેગાજ તેનું નિર્વચન જાણવાની ઇચ્છા પણ સ્વાભાવિકી થાય છે. નિર્વચન બધે ઠેકાણે જાણવું બંધ બેસતું થાતું પણ નથી; કેમકે એવાં પણ નામ ઘણાં હોય છે કે તેનો અર્થ તેને લાગુ પડતો નથી. જેમકે નામ ગુણવંતરાય હોય અને કાળા અક્ષરને કૂટી મારતો હોય. નામ કપૂર હોય અને તેમાં વધારણીનો પણ સાહા હોય નહી. ઉલટી એવી ગોબરી હોય કે પાસે પણ ઉભુ રહેવું ગમે નહી. એક પ્રાચીન કાવ્યનું પાદ છે કે "નામ વાઘા અને કુત્તે કાટયા" પણ વખ્તે નામમાંથી સારી ઐતિહાસિક બાબત પણ નીકળી આવે છે—લીંબડી, જાંબુડી, પીપરીયું, મજેવડી (મજ્યેશ્વરી), સનવાળા, સીદ (સિદ્ધ) સર, લાખાપાદર, ભાવનગર વગેરે. ટુંકામાં કહીયે તો નામ અને નામનિર્વચન જાણવાની આબાલવૃદ્ધ સહુને જરૂર રહે છે અને હોવીજ જોયે.

આ વિષયનું નામ તો મથાળે સ્ફુટ લખ્યું છે અને તે સહુને ગોચર થયું છે ત્યારે તેનું નિર્વચન રહ્યું, જે કર્યા વિના આગળ ચલાશે નહી. ભાષા શબ્દ સામાન્ય છે અને તે યોગરૂઢ છે. યોગ એટલા સારૂ કે **भाष्यते अनयेति भाषा** એમ તેની વ્યુત્પત્તિ થાય છે. રૂઢ એટલા સારૂ કે બોલવાનાં સાધન તો—

**आत्मा बुद्ध्या समर्थ्यार्थान् मनो युंक्ते विवक्षया ।**
**मनः कायाग्निमाहंति, स प्रेरयति मारुतम् ॥**

ઇત્યાદિ પાણિન્યાદિના વચન પ્રમાણે આત્મા, બુદ્ધિ, મન, જઠરાગ્નિ, વાયુ ઇત્યાદિ અને છેવટે આભ્યંતર, બાહ્ય પ્રયત્ન, તાલ્વાદિસ્થાન, અને

જીભ વગેરે છે. પણ મહાત્માઓએ ( કહોને કે ખુદ ઈશ્વરે ) સંકેતથી ઠ-રાવેલો અમુક અક્ષરસમુદાય ( શબ્દ ) થી ગુંથાએલો વાક્યવૃંદ તે ભા-ષા. જેનું ગુજરાતી શુદ્ધ નામ બોલી. જોકે ભાષા શબ્દ ગુજરાતી જેવો-જ થઈ ગયો છે અને તે એવાને એવા અપભ્રષ્ટ થયેલાના વર્ગમાં આવે છે તો બોલી તેનો પર્યાય છે. ભાષા અને બોલી સામાન્ય બોલવાના અ-ર્થને લાગુ પડે છે એ અતિવ્યાપ્તિ વારણ માટે સંકેત શબ્દ મુક્યો છે. એ બધુ આગળ સ્ફુટ થાશે.

એ ભાષાનો " અવતાર" તે " ભાષાવતાર." જેમ ભાષા શબ્દ-માં બે અર્થની પ્રતીતિ થાય છે તેમ અવતાર' શબ્દમાં પણ છે. જોકે તાત્પર્યમાં તો બંને એકજ છે, તોપણ બેઓને છુટા પાડીએ તો તેનું સ્પ-ષ્ટીકરણ થાય. " અવતાર " એટલે અવતરવું એ " અવ " ઉપસર્ગ-યુક્ત તૄ ધાતુનું રૂપ છે. उपसर्गेण धात्वर्थो बलादन्यत्र नीयते એ વ-ચન પ્રમાણે તૄ નો તરવું અર્થ છે પણ अव આવવાથી ઉતરવું અર્થ થા-ય છે.. એનો બીજો અર્થ અવતરવું છે ઉતરવું એ अवतरण માંથી घ थुं સંપ્રસારણ થઈને अ ઊડી જઈ થયુ છે. અર્થ દેખાવમાં જુદા છે પણ વાસ્તવિક એકજ છે એક યોનિમાંથી બીજી યોનિમાં ઉતરવું તે अवतरण અથવા अवतार. उत्तरणમાંથી ઉતરવું થવાની ભ્રાંતિ થાય પણ તેનો અર્થ જુદો પડી જાય છે. આંહી આપણને ઉતરવાનો અર્થ ગ્રાહ્ય છે એ-ટલે એક ભાષામાંના શબ્દોનું બીજી ભાષામાં ઉતરવું તે.

અવતાર શબ્દ જન્મના અર્થમા લઈયે તો ભાષા કેમ ઉત્પન્ન થઈ એવો અર્થ થઈ વિષયાંતર થઈ જાય.

મહાત્મા મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણી પોતાના " માનવી ભાષાના નિબંધમાં ( પૃ. ૧૭૨–૧૭૩ માં ) કહે છે કે માત્ર બોલવુંજ એનું નામ ભાષા નથી પણ હસ્તપાદાદિ તેમ નેત્રમુખાદિ ઇતર અંગો વડે થતી સૂચના પણ ભાષાજ છે એમ કહી ભાષાનું સામાન્ય લક્ષણ-" એકના ઇચ્છાદિ મનોભાવ અને વિચારો બીજાને જણાવવા, " એમ કરે છે, અને તેટલા માટે માનવી ભાષાના મુખ્ય ધ્વન્યાત્મક અને સૂચનાત્મક એવા બે ભેદ બતાવી તેના પેટા ભેદો પહેલીના ૫ અને બીજીના ૯ લખી તેનું વિ-

વેચન કરી તેમાં પ્રચુર અને પલ્લવી ( નેત્રપલ્લવી કરપલ્લવી, વગેરે ) નાં ઉદાહરણો, વગેરે બહુ ઉપયોગી અને રમુજી આપ્યાં છે. તે અવશ્ય વાંચવાની ભલામણ કરૂં છું. વિસ્તારભયથી તે વિસ્તારથી આંહી દેખાડી શકતો નથી.

ભાષાનું નિર્વચન એતો સામાન્ય વિષય છે. તેને ગુજરાતી વિશેષણ લગાડી ભિન્ન પાડીયે ત્યારે આપણા વિષયનું મૂળ બંધાય.

ગુજરાતી શબ્દનું નિર્વચન શાસ્ત્રી વ્રજલાલ લખે છે કે—

" गूर्यते रिपुं इति गूर्जरः–( ચોથા ગણના ગૂર્ ધાતુ આગળ જર પ્રત્યય આણીને गूर्जर શબ્દ હૈમ વ્યાકરણમાં સિદ્ધ કર્યો છે. ) गूर्जर લોકો મૂળ પંજાબમાં રહેતા ત્યાંથી આનર્ત ( પૂર્વના સૌરાષ્ટ્રનો અર્ધ ભાગ જે આબુની દક્ષિણે છે ત્યાં આવીને વસ્યા. એ દેશ તેના ( ગૂર્જરના ) નામથી જુદો પડયો. गूर्जरैः त्रायते इति गूर्जरत्रा ( आतोऽनुपसर्गे कः ) " એ गूर्जरत्रा ઉપરથી પ્રાકૃત ગૂર્જરત્તા અને તે ઉપરથી ગુજરાત ( સ્ત્રી લિંગે ) થયું, તેની તે ગુજરાતી.

સંસ્કૃત ભાષા સર્વ ભાષાનું મૂળ છે એમ કહેવામાં બીલકુલ હરકત નથી. કેટલાક કહે છે કે-પ્રથમ એરિયન અને સેમેટિક એમ ૨ ભાષા હતી. અને તે બે બધી ભાષાઓનું મૂળ છે, અને કેટલાક કહે છે કે ૨-જ નહિ, પણ ૧ એરીયન, ૨ તુરાનીયન, ૩ શિરોઅરેબીયન, ૪ આફ્રિકન, ૫ મલાહી, ૬ ચીનાઈ અને ૭ અમેરિકન, એમ ૭ ભાષાઓ હતી, અને તે બધી ભાષાનું મૂળ હતું. એમ સેંકડોમાંથી સાત અને ૭ માંથી બેજ મૂળ ભાષા ઠરે ત્યારે બેની એકજ મૂળ થવાસારૂ ન હોય, અને તે આપણી સંસ્કૃત ભાષાજ ઠરે, કેમકે તેના જેવી જૂની ભાષા હજી સુધી જણાઈ નથી, અને આજ જે જુદી જુદી ભાષાઓ પ્રચલિત છે તેના પણ ઘણા શબ્દો સંસ્કૃતમાંથી થયા હોય એમ દેખાઈ આવે છે, અને તે કેટલાક એના એ અર્થમાં અને કેટલાક સહેજ ફેરફાર થએલા મળે[1] છે.

---

૧. अहुरो=असुरः, जंद=छंद. संदल=चंदन. अस्प=अश्व. मेहेर=मिहिर ( सूर्य ). आव=आप ( પાણી ). दूर=दूर. दस्त=हस्त. कुंजा=कुब्ज. बिरादर=भ्रातर વગેરે તેમ કેટલાક શબ્દો ઘણી ભાષા

તોપણ આપણી ગુજરાતી ભાષા તો સંસ્કૃતમાંથીજ ઉતરી છે એમાં સંદેહ છેજ નહી. તેમાં રમત છે. કેટલાક બારોબાર ઉતરી (ઠેકી પડી) માને છે, અને કેટલાક પગથીયે પગથીયે ઉતરી એમ માને છે. હું અંતિમ મતને અનુસરૂં છું. બીજા પણ ઘણાખરા એમજ માને છે.

એ પગથીયાં કયાં અને તે દ્વારા કેમ ઉતરી એ વિષે માનવી ભાષાનો નિબંધ,[૨] [૩]ઉત્સર્ગમાળા, [૪]અપભ્રષ્ટ શબ્દપ્રકાશ, [૫]વ્યુત્પત્તિપાઠ, [૬]સૌરાષ્ટ્ર દર્પણના અપભ્રંશ શબ્દો, [૭]સમાલોચકનો ઉક્તિ સંગ્રહ, સદરનું [૮]પ્રાચીન ગુર્જર સુભાષિત, નર્મકોશનો [૯]ઉપોદ્ઘાત, [૧૦]પ્રબંધચિંતામણિનું અંકિત પુસ્તક, અને ગુજરાતી [૧૧]ભાષા વિષેનો સંગ્રહ એ બધામાંથી આ વિષયની ચણતર એ પાયા ઉપર ચણવાનો આરંભ કરીએ.

ગ. મ.* મણિશંકર જટાશંકર કીકાણી કહે છે કે ઈશ્વરે કૃપા કરીને બીજાં સાધનો આપ્યાં છે તેમ ભાષાનુ સાધન પણ પ્રત્યેક પ્રાણીને આપ્યું છે. જેવડે તેઓ પોતપોતાના અને એક બીજાના મનોભાવ જાણી જણાવી શકે છે. ખરૂં છે કે એકલા માણસનેજ ભાષા નથી પણ ઇતર, પ્રાણીઓને પણ ભાષા છે, પણ તે સ્પષ્ટાક્ષરની નહિ, તેથી વ્યક્ત નથી. આપણે વાંચ્યું છે કે પ્રોફેસર ગાર્નરે વાંદરાની ભાષાનો અભ્યાસ ક-

---

સાથે મળતા આવે છે જેમકે-सं.-दंत. फा. दंदांन. लाटिन-डेन्स. पोर्टु. देत. गु. दांत. सं. मातर. फा. मादर. युनानि. मिटर. लाटिन. मितर. गाथिक. मिट. लोजर्मन-मौटर. हाइजर्मन. मतर. अं. मधर. स्याटिस-मेट. रुश्यन-मात. फ्रे. मेअर. पोर्टु. माइ. पाली. माता. प्राकृत माआ. गु. मा. ल्युथेनिअन. मेटर. એમ ઘણા શબ્દો છે.

૨ મહાત્મા મણિશંકર જટાશંકર કીકાણી કૃત. ૩ શાસ્ત્રી વ્રજલાલ કાળીદાસકૃત. ૪ શાસ્ત્રી પ્રભાકર રામચંદ્રકૃત. ૫ રાજકોટ ટ્રેનિંગ કૉલેજના મરહુમ માજી પ્રિન્સિપાલ નવલરામ લક્ષ્મીરામકૃત. ૬ આ નિબંધ લખનાર, પાઠક ગોવાભાઈ રામજી, અને વોરા જટાશંકર હરજીવનકૃત. ૭ વ્રજલાલ કાળીદાસ શાસ્ત્રી તથા રા. રા. મનસુખરામ સૂર્યરામકૃત. ૮ તનસુખરામ મનસુખરામ કૃત. ૯ નર્મદાશંકર લાલશંકર કૃત. ૧૦ શાસ્ત્રી રામચંદ્ર દીનાનાથ કૃત. (ભાષાંતર) .૧૧ આ વિષય લખનારનો પોતાનો.

રેવા માંડયો હતો અને તેના કેટલાક મનોભાવદર્શક શબ્દો ગોતી કાઢ્યા હતા, જેમાંના ૨૦૦ શબ્દોનો સંગ્રહ તેણે કર્યો છે. તેની માન્યતા પ્રમાણે ૨૦ કે ૩૦ શબ્દો હજી બાકી રહ્યા છે. તે શબ્દના નમુના તરિકે ૩ શબ્દો નીચે આપ્યા છે.

અચરૂ=સૂર્ય, આતસ, ગરમી ઇત્યાદિ. ગોસ્કુ=ખોરાક, ખાવાનું કામ
કુકચા=વરસાદ, પાણી, ઠંડી ઇત્યાદિ. ( નુરે એલમ. એપ્રીલ. સ. ૧૮૯૩ પૃ. ૨૨૩ )

આપણે ચકલાંના ભયનો કલબલાટ અને પ્રીતિની ચીચીયારી ઓળખી શકીયે છીએ. એમજ બીંદડીને બચ્ચું અને બચ્ચાંને બીંદડી લાધતી નથી ત્યારે તે એવી રીતના સ્વર અને અવ્યક્તાક્ષરો વાપરે છે તેથી આપણે તેનો મનોભાવ સમજીયે છીએ, તેમ તેઓ પરસ્પર પણ એક બીજાના મનોભાવ જાણતાં હશે. એક મહેતાજીએ કાગડાઓનો ઇનસાફ અને ગુનાહિતને થયેલી શિક્ષા વગેરેની હકીકત એક ચોપાનીયામાં છપાવેલી યાદ છે. એમજ ગાય અને વાછડાં આદિના હભારવ વગેરેથી તેમનો મનોભાવ જણાઈ આવે છે. દેશીનામમાળામાં લખે છે કે–देवा दैवीं नरा नारीं शवरा आपि शाबरीं ॥ तिर्यंचोपि हि तैरश्चीं मेनिरे भगवद्गिरं ॥ ( પૃ. ૧. ) આમાં દેવા દૈવીં એ સંસ્કૃત ભાષા માટે છે, કેમકે તેથીજ તેનું નામ ગીર્વાણ ભાષા છે. બીજા ભાગમા બધી પ્રાકૃત ભાષા માટે છે. ઋગ્વેદની શાંખાયની શાખાના બ્રાહ્મણમાં પણ અધ્યાય ૩૦ ના ખંડ ૭ માં એક એવું વાક્ય છે કે-पुरुषः सर्वा वाचो वदत्येकैकामितरे पशवः એટલે બીજાં પશુઓ ( અર્થાત્ પંક્ષીઓ પણ ) એકેક ભાષા બોલે છે. કેમકે અધ્યાય ૧૧ ના ખંડ ૮ માં લખ્યુ છે કે-यत्रैतत्पशवो मनुष्या वयांसीति वाचं व्यालभंते ॥ ઋગ્વેદ સહિતા અધ્યાય ૩ વર્ગ ૨૨ માં ૫ મી ઋકૂનો અંતિમ પાદ છે કે–तुरीयं वाचो मनुष्या वदंति. સાયણ આ મંત્રનો અર્થ બેચાર પ્રકારે કરે છે. ( જુવો ઋગ્વેદ સંહિતા ભાષ્ય બીજી આવૃત્તિ પૃષ્ઠ ૭૧૭ ) પણ આપણને તેમાંનો અનુકૂળ પડતો ઐતિહાસિકોનો મત છે. તેઓએ આ ઋક્માંના चत्वारि वाक् परिमिता पदानि એ પહેલા પાદમાંની ૪ વાણીમાં સર્પોની પક્ષીઓની ક્ષુદ્ર [1]સરીસૃપની

[1]. ૧. સર્પ, વીંછી વગેરે.

અને ૪ થી વ્યાવહારિકી એમ ગણાવી છે. તેમાં વ્યાવહારિકી એજ મનુષ્યોની ભાષા છે.

મનુષ્યભાષા આખી દુનિયાગાં એક હજાર છે; એમ ગ્રા. ભા. ના નિબંધમાં પૃષ્ઠ ૧૦૫ મે લખ્યું છે. ૨ હજાર છે એમ બાબુ શિવપ્રસાદ કહે છે. તા. ૨૮–૨–૦૮ ના કા. ટા. માં પૃષ્ઠ છઠ્ઠે ૨૭૫૦ લખી છે. તેમાં માત્ર એક ગુજરાતીમાંજ ચાલતી ૨૦ પ્રકારની ભાષા છે એમ કવિ નર્મદાશંકર લખે છે; અને સને ૧૮૯૧ ના નુરેઍલમમાં પૃ. ૨૨૦ મે. ૨૬ ગણાવી છે. માનવી ભાષાના નિબંધમાં કહે છે કે ઈશ્વરની બક્ષેલી ભાષાને લીધે માણસ જાત બીજા પ્રાણીઓ ઉપર સરદારી ભોગવે છે, અને તેની પાસે પોતાનાં કામ કરાવે છે; એટલુંજ નહી પણ પંચમહાભૂત જેવા ઇશ્વરકૃસ્ટ સમથ પદાર્થો પાસે પણ પોતાનાં કામ કરાવે છે, એ બધું બીજાં સાધનોની સાથે સહુનાથી ઉત્કૃષ્ટ એવી માનવી ભાષા છે, તેને પણ આભારી છે. ( પૃ. ૧૭ ).

ભાષા એ કાંઈ જેવી તેવી ઈશ્વરી બક્ષીસ નથી કેમકે તેણે મનુષ્યના ગળામાં એવી કોઈ સરસ રચના કરી છે કે તેવી બીજા કોઈ પ્રાણીઓના ગળામાં નથી કરી. પોપટ કાકાકઉઆ વગેરેના ગળાની ગોઠવણ કાંઈક માણસના ગળાની ગોઠવણને મળતી કરી છે ખરી, પણ તેને સાર " હવે આમ બોલવું " એવી વિચારશક્તિ આપી નથી. આજ સુધી એમ અભિમાન હતું કે આધુનિક વિદ્વાનોએ બધી કળાઓ શોધી છે, પણ ઇશ્વરે જે મનુષ્યના ગળામાં રચના મુકી છે તેવી કળા સંપાદન કરી શકયા નથી. પણ તે અભિમાન ફોનોગ્રાફના યંત્રકારે ઉતારી નાંખ્યું. જોકે તેમાં હજી તાદૃશ શબ્દો નીકળતા નથી, અને વખતે અસ્પષ્ટ થઈ જાય છે, તોપણ તેને ૧૨–૧૪ આના ફત્તેહ મળી છે ખરી; અને વધુ કિંમતી યંત્રોમાં કદિ સોળેસોળ આના ફત્તેહ મેળવી હશે અથવા કાળ જતે મળશે.

આ બધી વાતો સામાન્ય ભાષા માટેની છે. આપણને તો સામાન્ય ભાષા પણ નહી અને તેથી વિશેષ વળી માનવી ભાષા માટે પણ નહી, કેમકે આપણો વિષય તો એથી પણ આગળ વધીને વિશેષ રૂપ પામેલી આપણી ગુજરાતી ભાષા છે. એટલે સાધારણ ભાષા વિષે લખા-

ણુ કરવું નકામું છે. છેક નકામું તો નહી, પણ બહુ ટુંકામાં પતાવવુ જોઈએ, તો હવે તેમ કરીને પ્રકૃત વિષયાનુસરણ કરીયે. તે પહેલાં ભેળાભેળુ માનુષી ભાષાની ઉત્પત્તિ વિષે રહી જાય છે તે બે શબ્દ લખી લઈએ.—

આ એક વિવાદાસ્પદ વાત છે કે માનુષી ભાષા ઈશ્વરદત્ત છે કે મનુષ્યકલ્પિત છે. કેટલાક એમ માને છે કે ઈશ્વરદત્ત છે (અને આપણે પણ આગળ એવો ઈસારો કરી ગયા) પણ ઘણા જણ બીજા મતાનુયાયી છે. મ. મ. મ. જ. કી. પણ એમજ કહે છે. જોકે તેમાં આગળ આપેલા "ભાષા ઈશ્વરી બક્ષીસ છે" એ વિચાર સાથે વિરોધ આવે છે પણ એ વિરોધનુ સમાધાન તો આમ થાય છે. "ઈશ્વરી બક્ષીસ" એટલે ઈશ્વરે ભાષા બનાવવાનું સામર્થ્ય આપ્યું. એટલે ગ્નાનશક્તિ ક્રિયાશક્તિ, અને સંકેતશક્તિ આપ્યાં. આપણે જોઈએ છીએ કે જેમ જેમ જરૂર પડતી જાય છે, તેમ તેમ નવા નવા શબ્દો આગગાડી, આગબોટ, તારયત્ર, વૃષ્ટિમાપક યત્ર, વીજળીક દીવા વગેરે ઉમેરાતા જાય છે. બીજો વિરોધ વેદાપૌરુષેયને ધક્કો લાગવાનો આવે છે. તેનો પરિહાર એમ થાય કે બે જાતની સંસ્કૃત ભાષા છેજ ૧ વૈદિક અને ૨ લૌકિક. જેમકે પાણિનિ સૂત્ર ઉપર બહોળુ—**लोके वेदे चैडंतस्य गोरति वा प्रकृतिभावः पदांते.** ઇત્યાદિ. તથા પાણિનિ—**तद्वियाल्लोकवेदयोः** ઇત્યાદિ. તેમાં વૈદિક ભાષાને મહાસંસ્કૃત નામ આપ્યું છે. ત્યારે એ ૧લી ઈશ્વરદત્ત ભલે રહી પણ ૨ જી તો મનુષ્યકૃત છે, એમ કહેવામાં વાંધો આવે એમ નથી. ઈશ્વરદત્ત એટલે ઈશ્વરે (નારાયણે) બ્રહ્માને "આ શબ્દનો આ અર્થ સમજવો" એમ સંકેત રૂપે શીખવી. એમ ઉ. સં.માં લખ્યુ છે.

ગુજરાતી ભાષા સંસ્કૃત મૂળમાંથી થઈ છે, એમ તો આપણે આગળ કહી ગયા અને તે પણ પગથીયે પગથીયે ઉતરીને થઈ છે. મૂળનું નામ **प्रकृति** કહેવાય છે. એટલે પ્રકૃતિમાંથી થયું તે **प्राकृत** કહેવાય. પ્રાકૃત ભાષા લગભગ ૧૮ [1]શાસ્ત્રીય છે અને પ્રચલિત તો ઘણી છે. તે-

---

૧. સંસ્કૃત. ૨ પ્રાકૃત. ૩ ઉદીચી ૪. મહારાષ્ટ્રી ૫ માગધી. ૬ મિશ્રાર્દ્ધમાગધી. ૭ શકાભીરી. ૮ આવંતી. ૯ દ્રાવિડી. ૧૦ ઓડ્રિયા. ૧૧ પાશ્ચાત્યા. ૧૨ પ્રાચ્યા. ૧૩ વાલ્હીકી. ૧૪ રંતીક. ૧૫ દાક્ષિણાત્યા. ૧૬ પૈશાચી. ૧૭ આવંતી. ૧૮ શૌરસેની.

માં આપણી ગુજરાતી ભાષા એક પ્રાકૃત ભાષા છે, પણ આ લખાણમાં-તો પ્રાકૃતભાષા શબ્દ ગુજરાતી સિવાયની તેની પહેલાંની અને ગુજરાતીના મૂળ તરીકેની બીજી ભાષાઓને માટે વપરાશે. પ્રાકૃતનો સાદો અર્થ ચાલતી છે, અને તેથી તે સર્વ પ્રદેશની એક સામાન્ય જેવી વ્યાવહારિક ભાષા હતી, પણ પછે મ્લેચ્છાદિકના સંસર્ગથી જુદા જુદા રૂપમાં બોલાવા લાગી અને પછે જુદી પડી ગઈ. (ન. કોશ. પૃ. અ.)

પ્રાકૃત ગુંફમાંથી આપણા ગુજરાત (પ્રાચીન સૌરાષ્ટ્ર અને હાલના ગુજરાત, કચ્છ અને કાઠીયાવાડ) દેશમાં ચાલતી તે ગુજરાતી ભાષા કહેવાણી. શાસ્ત્રી વ્રજલાલ પણ કહે છે કે ગુજરાતી ભાષા સંસ્કૃત ભાષાનો વિકાર છે, અને તેમ થવાનાં કારણ ઘણાં છે.–ચાર વર્ણમાંના દ્વિજ કહેવાતા ૩ વર્ણ ધર્મ પાળતા તેથી સંસ્કૃત શુદ્ધ બોલી શકતા, અને તેનાં લખાણ પ્રઠાણ આદિ બધો વ્યવહાર સંસ્કૃતમાંજ ચાલતો, તેના ²પડઘા હજી આજ સુધી ચાલતી ભાષામાં દેખાય છે; હવે ધીમે ધીમે તેનો લોપ થતો જાય છે. અતિમ શૂદ્ર વર્ણ ધર્મ ન પાળવાથી સંસ્કૃત શુદ્ધ ઉચ્ચાર કરી ન શકયા તેથી તેનો વ્યવહાર પ્રાકૃત (અપભ્રષ્ટ) ભાષામાં ચાલ્યો. તેઓ ધર્મ ભ્રષ્ટ થયા તેથી જીહ્વા સ્થૂળ થઈ ગઈ. ત્રણ વર્ણમાંથી પણ ધીરે ધીરે સંસ્કૃત ભાષા ઓસરતી ચાલી અને વિકારેલી (અથવા અપભ્રષ્ટ અથવા પ્રાકૃત) ભાષા પેસવા લાગી. તેનું કારણ આર્યો પ્રથમ સિંનદીને કાંઠે વસ્યા ત્યાં પ્રાકૃત ભાષા થઈ; તે પછે જેમ જેમ ભરતખં-

---

૨. ચીઠીમાં જત (यतनुं), શ્રી સરકાર વચનાત્ (वचनात् सं. पंचमी), નામામાં हस्ते (હાથમાં), દીવાન ભાવનગરમાં "મ્હેતા દેવજી हस्ते" એમ પાછળથી हस्ते લખાતું જોયું છે. જે શુદ્ધ સંસ્કૃત રૂપ (અમુકના હાથમાં) છે, તે "હસ્તે અમુક"ના કરતાં સારું છે. દસ્તાવેજમાં જોગ-(योग्य). गृहीत्वा (ग्रहीता) લેનાર પાર્શ્વાત્ પાસેથી વગેરે. કાગળમાં स्वस्तिश्रीથી માંડીને केन જુહાર વાંચજો સુધીમાંના લગભગ બધા શબ્દો સંસ્કૃતના લખાતા હતા. केन એ નામને છેડે લગાડતા હતા. क પ્રત્યયનું તૃતીયાંત રુપ છે. જેમકે लाखाकेन गोपाकेन; आंबाकेन ।

ડના જુદા જુદા ભાગોમાં (દેશોમાં) વસતા ગયા તેમ તેમ દેશ દેશ પરત્વે જુદી જુદી ભાષા મૂળ ભાષા બગડીને થતી ગઈ જેમાં પૂર્વમાં વધતાં મથુરા પ્રદેશમાં શૌરસેની ભાષા થઈ. માગધ (બહાર) તરફ જતાં માગધી, દક્ષિણમાં પૈશાચી અને સિંધ મારવાડ ગુજરાત સૌરાષ્ટ્રમાં જતાં અપભ્રંશ થઈ. તોપણ એ પાંચે ભાષાનું સમગ્રનામ પ્રાકૃતભાષા આગળ કહી ગયા એમ કહેવાણું. એમ સંસ્કૃત સહિત મુખ્ય ૬ [1]ભાષા છે. ભરતખંડની બધી ચાલતી ભાષા એનો વિકાર છે. આપણી ગુજરાતીનું મૂળ પણ એ પ્રાકૃત ભાષા છે, તેમાં પણ વધુ ભાગે માગધીના ઘણા શબ્દો છે. એ પાંચે ભાષાનાં વ્યાકરણ, હેમચંદ્ર, પતંજલિ, વરરુચિ, કાત્યાયન અને કોહલે કર્યાં છે તેથી તેને નિયમમાં આણી દીધી છે. આમાં નથી ગણાવી પણ એ સિવાય બૌદ્ધોની ધર્મભાષા પાલી ભાષા પણ પ્રાકૃત ભાષામાં છે, અને તે સંસ્કૃત અને માગધીની વચમાં છે જેથી સંસ્કૃતને વધુ મળતી છે.

સંસ્કૃતમાંથી પ્રાકૃત અને તેમાંથી ગુજરાતી ભાષા થઈ છે. એ જો કે ખરૂં છે તથાપિ તેનો ખરો ક્રમ આગ જણાય છે—સંસ્કૃતમાંથી પ્રાકૃત અને તેમાંથી જૂની ગુજરાતી અને તેમાંથી ચાલતી ગુજરાતી. ચાલતી ગુજરાતી એ ક્રમે થઈ છે ખરી પણ તેનાં મૂળ બીજાં બધાં ઘણાં છે. સંસ્કૃતમાંથી બારોબાર તેના ૨ પ્રકાર છે—અવિકૃત અને વિકૃત. એજ રીતે પ્રાકૃતમાંથી પણ અને જૂની ગુજરાતીમાંથી પણ અવિકૃત અને વિકૃત. ઉપરાંત પરભાષાઓમાંથી પણ મુસલમાની અમલમાં અરબી, ફારસી અને હાલ અંગ્રેજીમાંથી એ પણ બન્ને પ્રકારે (અવિકૃત અને વિકૃત) થઇ છે. સિવાય અજ્ઞાન, ઉચ્ચારદોષ, દેશપરંપરા, વંશપરંપરા એ બધાં પણ ગુજરાતી ભાષાનાં મૂળ છે. આમાનાં છેલ્લાં ત્રણ સાર્વદેશિક નહી. પણ સંકુચિત ભાગમાં હોય છે. જૂના દેશ્ય શબ્દો પણ બંને પ્રકારે આવ્યા છે. ચાલતી ભા-

---

[1] संस्कृतं प्राकृतं चैव शौरसेनी च मागधी ॥ पैशाची चापभ्रंशश्च षड् भाषाः परिकीर्तिताः ॥ (शा. प्र. का.)

જોમાં આપવા માટે તૈયાર થઈ ગઈ છે, અને ૧૯૦૮ ના ફેબ્રુઆરી મા-
સના અંત પહેલાં જે શિક્ષકો મે. ઉ. વિ. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર
સાહેબ તરફ જૂની નકલો પાછી મોકલી આપશે, તેઓને મે. ઇન્સ્પેક્ટર
સાહેબ તરફથી તે બદલ નવી ચોપડીની નકલો મફત મોકલવામાં આવશે.

તા. ૩-૨-૦૮
અમદાવાદ.

(સહી) P. Lory.
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર,
ઉત્તર વિભાગ.

---

## નિશાળોનાં ઇનામપત્રક.

**દેસલપુર**—શા. ખીમજી ચાંપસી રૂ. ૩૪-૨-૦ **નખત્રાણા**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ ૧૬-૧૫-૪ **નળીઆ**—શા. હીરજી કેશવજી રૂ. ૬-૦-૦ શેઠ વિશનજી ત્રીકમજી જે. પી. રૂ. ૬૩-૦-૦ શેઠ વલ્લભદાસ હીરજી રૂ. ૪૬-૧૨-૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૨૨-૧-૯ શેઠ મુળજી જમનાદાસ તરફથી રૂ. ૫૭-૮-૦ **નારાણસર**—વકીલ શામજી હરીદાસ રૂ. ૧૩-૫-૦ મુળજી હરીરામ રૂ. ૨-૧૨-૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ. રૂ. ૫-૯-૨ ગૃહસ્થો રૂ. ૧-૪-૦ **પત્રી**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૩-૧૩-૦ શા. ગણસી ખીમસી રૂ ૩-૧૨-૦ **પલાંસવા**—જાગીરદારો રૂ. ૨-૪-૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૮-૮-૬ **બલદીઆ**—શેઠ મેઘજીભાઇ કાનજી રૂ. ૧૨૭-૮-૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૭-૭-૬ **બિદડા**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ ૯-૭-૫ વકીલ શામજી હરીરામ રૂ. ૪-૦-૦ રૈયતના રૂ ૫-૧-૪ **બેલા**—એજ રૂ. ૮-૭-૫ રૈયતના રૂ. ૩-૧૨-૦ **ભુજપુર**—એજ રૂ. ૧૫-૧૦-૯ શા. નાનજી રણસી રૂ. ૫-૧૦-૦ શા. શ્રીપાળ દિનાણી રૂ. ૮-૦-૦ શા. વાઘજી વીરા રૂ. ૪-૨-૦ શા. મોનજી રણસી રૂ. ૭-૪-૦ શા. દેવજી પુનસી રૂ.૪-૬-૦ શા. માલસી લાધા રૂ. ૪-૦-૦ શા. વિક્રપાળ ઝાવડ તથા રતનસી નાગજી રૂ. ૮-૪-૦ **મજલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૭-૦-૦ શેઠ કુંવરજી ડોસા રૂ ૧૪-૦-૦ **માધાપર**—એજ રૂ. ૧૧-૦-૦ રૈયતના રૂ. ૧૦-૧૧-૦ ખોજા વાલજી કોરજી રૂ. ૨-૧૨-૦ મી. પેસા નારણ રૂ. ૨-૧૩-૦ મી. દેવરાજ છવા રૂ. ૦-૧૫-૦ સુતાર નારણ જેરામ રૂ.

૧-૬-૬ **માંડવી નં. ૨**—શેઠ અનોપચંદ રામજી રૂા. ૧૬-૮-૦ વાર્ષિક પરીક્ષા વખતે શ્રી દરબાર તરફથી રૂા. ૧૬-૨-૬ શેઠ વિશનજી નંદજી રૂા. ૫-૪-૦ શેઠ કેશવજી હંસરાજ રૂા. ૪-૦-૦ શેઠ રવજી દામોદર રૂા. ૩-૦-૦ શેઠ ગોવરધનદાસ ખેતસી રૂા. ૧૮-૪-૦ લગ્ન પ્રસંગે શેઠ દામોદર આણંદજી રૂા. ૫-૮-૦ **માંડવી ખકાન**—વાર્ષિક પરીક્ષા વખતે માસ્તર ચત્રભુજ શિવજી રૂા. ૩૨-૦-૦ ઠકર હરજીદાસ વિશનજી રૂા. ૧૫-૦-૦ ઠકર ગોકળદાસ ભવાનજી રૂા. ૨૫-૮-૦ **રવસ્કુલ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂા. ૫-૯-૯ **લખપત**—એજ રૂા. ૪-૦-૦ ગૃહસ્થોના રૂા. ૬-૫-૦ **મુદ્રા**—એજ રૂા. ૩૯-૧૨-૦ વસ્તીના રૂા. ૧૧-૬-૦ **નારાણપર**—ઠકર ખીમજી પ્રેમજી રૂા. ૨-૦-૦ ગૃહસ્થોના રૂા. ૨-૫-૦ **માધાપુર નાઇટ**—વાર્ષિક પરીક્ષા વખતે રૂા. ૩-૧૧-૦ રૈયતના રૂા. ૧-૦-૦ મી. ઘેલા નારણ રૂા. ૦-૭-૬ **સાંધાણ સ્કુલ**—શેઠ લધા દેવજી રૂા. ૧૩-૦-૦ **ભુજ નં. ૨ જો**—ગુસાંઇ રિગધરજી પ્રાણગરજી રૂા. ૧૩-૦-૦ **ભદ્રેસર**—ઠકર વલભદાસ રણછોડદાસ રૂા. ૧૬-૪-૦ **ભુજપુર**—સોની ખેંગાર કેસા રૂા. ૬-૦-૦ શા. ગોસર પદુ રૂા. ૨૮-૦-૦ શેઠ નાગસી પુનસી રૂા. ૬-૦-૦ **રાપર**—ગામના ગૃહસ્થો તરફથી રૂા. ૧૦-૦-૦ **માધાપર**—હીરજી ધરમસી રૂા. ૧-૦-૦ **ગોધરા**—શેઠ હંસરાજ રણછોડ રૂા. ૬-૦-૦ **જખૌ કન્યાશાળા**—ઠકર હંસરાજ નથુ રૂા. ૩-૮-૦ **મુંદ્રા કન્યાશાળા**—શેઠ ભાણજી રામજી રૂા. ૧૬-૪-૯ શેઠ ચત્રભુજ વિશનજી રૂા. ૧૦-૮-૦ શેઠ કલ્યાણજી ખીમજી રૂા૭-૧૩-૦ **કપાયા**—શેઠ ખીમજી લવજી રૂા. ૫-૮-૦ શેઠ મુળજી ઉભાયા રૂા. ૧૭-૧૩-૧૧ શેઠ મહમદભાઇ કરીમજી રૂા. ૨-૧૫-૦ **મુંદ્રા**—વસ્તી તરફથી રૂા. ૮-૮-૦ શેઠ કલ્યાણજી ખીમજી રૂા. ૧૦-૧૧-૦ **ખારીરોહર**—વસ્તી તરફથી રૂા. ૩-૮-૦ **આસંબીયા**—ઠકર કરશનદાસ વલભદાસ રૂા. ૪-૧-૦ **ગુંદીઆલી**—વાર્ષિક પરીક્ષા વખતે રૂા. ૬-૧૦-૭ રૈયત તરફથી રૂા. ૨-૦-૦ **સુથરી**—શેઠ વિશનજી ત્રીકમજી રૂા. ૬૫-૧૦-૬ **ભુજ નં. ૧ લો**—ગુસાંઇ રિધગરજી પ્રાણગરજી રૂા. ૨૫) **માંડવી ખકાન**—માસ્તર ચત્રભુજ શિવજી રૂા. ૩૨-૦-૦ શેઠ ગોવરધનદાસ હરિદાસ રૂા. ૨૬-૦-૦ **માંડવી શેઠ ઈ. કન્યાશાળા**—શેઠ

વિશનજી નંદજી રૂ° ૧૩-૧૨-૦ શેઠ નારણજી ઝવેર રૂ. ૨-૧૨-૦ શેઠ કેશવજી હંશરાજ રૂ. ૪-૦-૦ શેઠ દામોદર આણંદજી રૂ. ૭-૦-૦ દરબાર શ્રી તરફથી રૂ. ૧૨-૧૨-૩ ભુજ ધૂ. ભા. પાઠશાળા—ગુસાંઇ રિધગરજી પ્રાણગરજી રૂ. ૧-૧૦-૮ ભુજ એ. વ. સ્કુલ—એજન રૂ. ૧૮-૫-૪ ભુજ નાઈટ—એજ રૂ. ૨-૦-૦ ભુજ મોહમેદન—એજ રૂ. ૩-૦-૦ ભુજ મહોમેદન બ્રાંચ—ગુસાંઇ રિધગરજી પ્રાણગરજી રૂ. ૨૦-૦-૦ ભુજ હાઈસ્કુલ—એજન રૂ. ૬-૧૩-૪ હુબલી—શેઠ દેવજીભાઇ ખેતસી રૂ. ૧૫-૦-૦ રૂમાલ તથા મીઠાઈ તથા રૂ. ૫) હેડમાસ્તરને, શેઠ નારાયણદાસ ભવાનજી રૂ. ૨૫-૦-૦ સ્લેટો તથા મીઠાઈ વગેરે તથા રૂ. ૧૦ ) નુ શેલુ હેડમાસ્તરને, શ્રી હુબલી ગુ. સ્કુલ કમીટી તરફથી રૂ. ૨૧) ના પુસ્તકો, શેઠ વસનજી ત્રીકમજીની કુ રૂ. ૧૪ ) ના પુસ્તકો, શેઠ ભીમજી સામજીની કુ. રૂ. ૫ ) પેડા, જેઠાભાઇ વર્ધમાનની કુ. રૂ. ૧૦) સ્લેટો, દામજી સરજણની કુ. રૂ. ૧૦) રૂમાલો મૂલજીભાઈ આણદજી ખડીયા તથા કલમો શેઠ ચત્રુભુજ તેજમલ રૂ. ૭) પુસ્તકો. બાઇ વેજબાઇ રૂ. ૪૩-૦-૦ કપડાં-મીઠાઈ.

અમદાવાદ વિભાગ—

મ્યુ. સ્કુ. નં. ૧૧ રૂ. ૬૧-૪-૦ પચ કમિટીના મેમ્બરો તથા અન્ય સદ્‌ગૃહસ્થો ઇનામ. મ્યુ. સ્કુ. નં. ૧૨ જુદા જુદા ગૃહસ્થો રૂ. ૪૯-૦-૦ ઇનામ. મ્યુ. સ્કુ. નં. ૬. શેઠ લલ્લુભાઈ રાયજી રૂ. ૧૦) મીઠાઈ તથા મેમ્બર સાહેબો રૂ. ૮-૧૨-૦ પુસ્તકો તથા ગંજીફરાક. મ્યુ. સ્કુ. નં. ૨૪. ડૉ. બેનજામીન રૂ. ૫-૦-૦ પુસ્તકો તથા શેઠ અમરતલાલ દામોદરદાસ રૂ. ૪-૦-૦ મીઠાઈ. મ્યુ. સ્કુ. નં. ૨૩. રૂ. ૧૫-૦-૦ જુદા જુદા ગૃહસ્થોએ મીઠાઈ સારૂ આપ્યા. મ્યુ. સ્કુ. નં. ૭. ઉર્દુ. રૂ. ૧૫-૦-૦ ઇનામ જુદા જુદા ગૃહસ્થો તરફથી. મ્યુ. સ્કુ. નં. ૨૧ તથા ૨૨. અસારવા. રૂ. ૫૪-૮-૦ જુદા જુદા ગૃહસ્થો મીઠાઈ તથા ગંજીફરાક. મ્યુ. સ્કુ. નં. ૯. રૂ. ૩૮-૦-૦ જુદા જુદા ગૃહસ્થોએ ઇનામ સારૂ આપી. મ્યુ. સ્કુ. નં. ૩૧. રૂ. ૭૬-૦-૦ જુદા જુદા ગૃહસ્થોએ ઇનામ આપ્યું.

( અપૂર્ણ. )

## ભારે વખણાયેલી, ખચીત શ્રેષ્ઠ અને સસ્તી.

# આદરજી કાવસજી માસ્તરની

## દસ્કત શિક્ષક કોપીબુકો.

"કમીશનમાં વધારો" આઠ ભાગમાં "કમીશનમાં વધારો."

કેળવણીખાતાના હાલના તથા આગલા ઇન્સ્પેક્ટરો તથા ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો, દેશની કેળવણીમાં અગેવાને જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો, પ્રિન્સિપલો, હેડમાસ્તરો અને શિક્ષકો; મુમ્બઇ તથા ગુજરાતના સર્વે જાહેર છાપા તરફથી એક અવાજે તારીફ કરતા અતિ સંતોષકારક ખાત્રીપત્રકો.

મહેરબાન ડિરેક્ટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઈન્સ્પેક્ટર મો જાઇલ્સ સાહેબે દસ્કત શિક્ષક કોપીબુકોને જ સઘળી મંજુર કરેલા કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુકજ વાપરવાને મગરૂરી ધરાવશે.

☞ મુમ્બઈ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઇન્ટ સ્કૂલ કમિટિના અનુભવી સદ્‌ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કત શિક્ષક કોપીબુકોને જ સર્વ કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વ સ્કૂલોમાં એ જ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.

આ કોપીબુકો માટે જે જે સદ્‌ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટો મળેલાં છે તેમનાં નામ અમારી દરેક કોપી વાંચવાથી જાણી થશે.

### દસ્કત શિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વેપારીઓ જેઓ ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે; પેકિંગ અને રેલ્વેનો ખર્ચ આપવામાં આવશે.

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલ્વે, પેકીંગ, પોસ્ટેજ વગેરેનો સર્વ ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઇ રીતે ખરાબ થાય ત્યા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલ્વે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે સાફ જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઇ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર ગણાશે.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથ આમાએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણો કરી છે. એક વખત ભાગ પાડી જોયાથી ખાત્રી થશે. પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું. નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્કત શિક્ષક કોપીબુકોનાજ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બન્ધ બેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લાન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવીછે. એ **સ્ટીલપેનો ગુજરાતી, મરાઠી, ઉર્દું અને ફારસી લખવાને ઘણી સંગવડ ભરેલી** છે. દરેક બોકસમાં ડઝન ૧૨ કીમત રૂ. ૦ાા, ઓછામાં ઓછા ૮ બોકસ મંગાવનારને ૧૦ ટકા કમીશન મળશે. ને ૨૫ થી તેથી વધુ બોકસ લેનારને ૧૨ાા ટકા મળશે. વેલ્યુપેએબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના ૪ આના વધારે લાગશે. ભૂલી જતા નહી અને પૈસા પહેલાંથી મોકલાવનારને બોકસના ખર્ચના બે આના લાગશે.

નમુનો

આદરજી કાવસજી માસ્તરની

દસ્કત શિક્ષક કોપીબુકોની

સ્ટીલપેનોના




**આદરજી કાવસજી માસ્તર:** દસ્કત શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા અને કમિશન એજન્ટ. **ધોબી તળાવ મુંબઈ.**

## સૂચના.

આ પત્રસંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન આપશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોક્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મગાવી લેવું.

**શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલશે તો તે પણ યોગ્ય અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોક્ખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધા આનો વધારે મોકલવો. પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ ૧-૦-૦ રૂપી છે, પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના, પદરનાં ખર્ચે લેનાર, દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલ ખર્ચ સાથે રૂ ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેણે સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

**☞ જાહેરખબરોના ભાવમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો છે. તે તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ:—**

જાહેર ખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| ૧ ... ... ... ... ... ૧ | લીટી ... ... ના પ્રથમ પૂરો ચાર્જ અને તે પછી |
| ૧... ... ... ... ... ૨ | ના અગીઆર માસ લગી દર માસે |
| દસથી વધારે લીટીઓ માટે રૂ ૧)- | ¼ ગણો ચાર્જ પડશે ૭ માસ માટે |
| ની લીટીઓ ત્રણ પ્રમાણે | પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી |
| બાર માસ લગી લાગલાગટ હશે | દરેક માસે ¼ ચાર્જ લેવાશે |

**શાળાપત્રની સાથે કોઈ પણ હૅંડબિલ વહેંચવામાં આવશે નહિ.**

"ઈનામ તથા લાઇ. માટે મંજુર થએલ વ્યુત્પત્તિગાર ભા ૧, ત્રીજી આ ૦-૫-૦; અને રંજન ઘો.માટે ગણિત, ૦-૩-૦,ક.૨૦૨૪ા જે. બે. ઝવેરી, જુનાગઢ.'

---

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૭ મું.        એપ્રિલ, ૧૯૦૮.        અંક ૪.

N. B. ટ્રેનિંગ કૉલેજનો સુધારેલો ધારાસંગ્રહ છાપવાનો હોવાથી મે તથા જુન માસનાં શાળાપત્રો એકઠાં છાપવાનાં છે અને તે જુન માસમાં બહાર પડશે.

૧૯૦૮ ના માર્ચ માસના શાળાપત્રની અંદર ૯૩ અને ૯૪ મે પાને કેળવણીખાતાની ખબર નીચે આપેલા મહેરબાન ઉ. વિ. ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના હુકમ નં ૮૪૩૫ તા. ૩-૨-૦૮ ના સંબંધમાં જણાવવાનું કે ફૂટી ચોપડી પાછી મોકલવાની મુદત તા. ૩૦ મી એપ્રિલ ૧૯૦૮ સુધી વધારવામાં આવી છે.

એડિટર.

— — — ... નાબૂત શુદ્ધ થયેલા જોવામાં આવે છે. પ્રાચીન થીબ્સ, કાર્નાક વગેરે શહેરોના સ્થળો અહિંજ છે. અહિં ચોખા તથા ખજુરી કરતા પણ જલદી વૃદ્ધિ પામનો 'ધીરા' નામનો ખોરાક થાય છે એ બહુજ થોડી જમીનમાં ઘણાનું પોષણ કરે છે. મૂળ ઉત્તર ઇજિપ્ટમા એની ઉત્પત્તિ થતી દક્ષિણ ઇજિપ્ટમાં લોકો એને જાણતા નહોતા. આ લોકો ખજુર વાપરતા અને નાઈલ નદીના રસાળ કિનારા પર ઊગતા કમળની અમુક પ્રકારની રોટલી બનાવતા આમ કુદરતી કારણોને લીધે ઇજિપ્ટમા દ્રવ્યસંચય જલદી થઈ શક્યો અને તેથી જ્ઞાનવૃદ્ધિ પણ બીજા દેશો કરતા વિશેષ થઇ.

પ્રાચીન સમયમા દેશના ૪ પ્રાન્તમાં વિભાગ કર્યા હતા અને તે દરેકને 'નોમ' કહેતા. એ પ્રાન્તોની સીમા ઠરાવવામાં આવી હતી તથા તેનાં માપ પણ નક્કી કર્યા હતા. દરેકમાં સ્થાનિક અધિકારી હતો. દેશમા વસ્તી ઘણી હતી; કેમકે જમીન રસાળ હોવાથી વસ્તીના વધારાને ક્ષો

ગથી થયેલા તે યૌગિક. તેના ૩ પ્રકાર છે–શબ્દને પ્રત્યય આવી થયો હોય તે તદ્ધિત, ધાતુને પ્રત્યય આવી થયો હોય તે કૃદંત, અને એકથી વધુ શબ્દ ભેળા થઈ થયેલો એક શબ્દ તે સમાસાંત કહેવાય છે. શબ્દને શબ્દ લગાડીને નવો શબ્દ કરવાના ઘણા પ્રકાર હેમચંદ્રે હૈમીનામમાળાની પરિભાષામાં ઉદાહરણો સહિત દેખાડ્યા છે. જે શબ્દનો અર્થ પ્રકૃતિ પ્રત્યય આદિ પ્રમાણે યોગથી નહી પણ સંકેતથી ઠરાવ્યો હોય તેજ હોય તે રૂઢ કહેવાય. અને જેને યોગ તો હોય પણ તે અમુક શબ્દ માટેજ બોલાય એટલે તેના અર્થમાં રૂઢ તે મિશ્ર કહેવાય. સંસ્કૃત કરતાં આપણને ગુજરાતી શબ્દોનું કામ છે માટે થોડા તેના દાખલા દેખાડીયે તો અપ્રાસંગિક નહી થાય. યૌગિક–કાતર, ગુજરાતી, ડુંગરી, દરીઆઈ, રેશમી, લૂટારો, સલાહ, હાથુકું, પાણીચું, ઘોડાગાડી વગેરે; રૂઢ–કોયલા, ગઢ, ચોખા, ઝાડ, ઝુંપડું, ઢૂકડું, ઢૂકવું, પૂરી, બાસુંદી, *હૈદા, ટાહાડચ, તડકો, વગેરે. મિશ્ર ( યોગરૂઢ )–ઓછાડ, કાપણી, કાંસીયો, કોટીયું, ગલચવો, છાણું, તેલ, પંચીયું, સોઢી અને વાંસળી વગેરે, યોગરૂઢની સમજ એમ છે કે–ઓછાડાય તે ઓછાડ પણ તે અમુક આકાર, કદના લુગડાને માટેજ પણ એક પોતીયું કે ધોતીયું ઓછાડયું હોય તેનુ નામ ઓછાડ નહી. કાપે તે કાપણી ખરૂં પણ તે અમુક આકારકદના હથીયાર માટે છે. સુડી અને છરી પણ કાપે પણ તે કાપણી નહી ઇત્યાદિ.

ગુજરાતી ભાષાના શબ્દોમાં જે સેળભેળ થઈ સાત પાંચકી લકડી બની છે તેને માટે ક. ન. લા. કહે છે કે ગુજરાતી ૧૦૦ શબ્દે ૨૩ ટ-

---

*આ હૈદા શબ્દ બહુજ અપ્રસિદ્ધ છે તેથી આમાં નાંખ્યો છે, તે પતિવાચક હોઈને જુનાગઢની નાગરી નાતમાં અધરણીમાં ગવાતાં (બીજી નાતોમાં કે બીજા સ્થળની નાગરી નાતમાં ગવાતાં હશે તો તે મ્હારા જાણવામાં નથી ) ગીતોમાં એ શબ્દ આવે છે. એ ગીતની એક બે કડી આ પ્રમાણે છે–"હૈદા ગામ ન જઈયે, હૈદા ગોઠ ન જઈયે તમને બહલું ગાણુસ કહિયે, તમારો છેડો સાહિ રહીયે; હૈદા હૈદા કરતી સુતી, હૈદા કરતી ઉઠી, આજ સોણામાં હૈદા આવ્યો, ફુલના ચોસર લાવ્યો, હૈદા ગામ ન જઈયે," ઇત્યાદિ.

(૪) જ્યારે એક આધારભૂત વાક્ય નિગમનવાક્યથી પણ વધારે અપ્રસિદ્ધ હોય.

(૩) અને (૪) ખોટું આધારભૂત વાક્ય લેવાના દાખલા છે અને (૧) અને (૨) ન્યાયનિયમોનો ભંગ થવાથી ઉત્પન્ન થાય છે; કેમકે બે આધારભૂત વાક્યો પરથી નિગમનવાક્ય પર આવવાને બદલે આપણે એક આધારભૂત વાક્યનેજ નિગમનવાક્ય બનાવીએ છીએ.

એક સ્ત્રી કહે છે, 'મનુષ્ય તે મનુષ્ય છે', શા માટે એમ પ્રશ્ન પૂછવાથી તે ઉત્તર આપે છે કે 'કેમકે તે મનુષ્ય છે.'

'હવા સૂકી છે' શા માટે? 'કેમકે વાતાવરણ સૂકુંછે.'

'અગ્નિ ગરમ છે, કેમકે તે બાળે છે'

શા માટે અગ્નિ બાળે છે?

કારણ કે 'તે ગરમ છે.'

આ બધા ઉપર વર્ણવેલા ચક્રક દોષના દૃષ્ટાન્તો છે.

૨ પ્રતિપક્ષીનો પરાજય કરવા સારૂ તે સિદ્ધ કરવા ઇચ્છતો હોય તેથી ઉલટું સિદ્ધ કરવાને બદલે કંઈક જુદુંજ સિદ્ધ કરે તો તે હેત્વાભાસને અર્થાન્તર કહે છે. ('ઇગ્નોરેશિઓ ઇલેન્ચિ'=પ્રતિપક્ષીના પરાજય સારૂ જે અનુમાન જોઈએ તેનું અજ્ઞાન) કહે છે. 'ઇગ્નોરેશિઓ ઇલેન્ચિ'નો મૂળ અર્થ ઉપર બતાવ્યો તે છે; પરંતુ તેનો અર્થ વિસ્તૃત થઈ તેમાં નીચે દર્શાવેલાનો પણ સમાવેશ થાય છે. વાદીનો જે ઉદ્દેશ હોય તે ઉદ્દેશની સાથે એવું અનુમાન અસંબદ્ધ હોય તોપણ એજ હેત્વાભાસ થાય છે. દાખલા તરીકે, અમુક કૃત્ય તમારા ફાયદા માટે છે એમ કોઈની ખાતરી કરવી હોય ને આપણે એવું કહીએ કે એ કૃત્ય સર્વના ફાયદાને માટે છે કે એથી ઉલટું અમુક કૃત્ય સર્વના હિતને માટે છે એમ સિદ્ધ કરવાના તે અમુક વ્યક્તિના હિતને માટે છે એમ અનુમાન કરીએ તો એજ હેત્વાભાસ થાય છે. અમુક બાબત સત્ય છે કે નહિ તે સિદ્ધ કરવું હોય તો તેમ કરવાને બદલે એ નવીન છે, એ નવીન પુરુષ તરફથી આવે છે, એનાં પરિણામ સારાં થવાનો સંભવ નથી, અગાઉ એ જાણવામાં હતું અને એ કંઈ એણે શોધી કાઢયું નથી એમ કહેવામાં એજ હેત્વાભાસ થાય છે.

આ હેત્વાભાસ પુસ્તકો કરતાં ભાષણોમાં વિશેષ જોવામાં આવે છે; કેમકે બોલનાર અને સાંભળનારની લાગણી એવે પ્રસંગે વિશેષ ઉશ્કેરાયલી હોય છે ને તેમની વિચારશક્તિ ઓછી સૂક્ષ્મ હોય છે તેથી અનુમાન સંબદ્ધ છે કે અસંબદ્ધ છે તેનો તેઓ વિચાર કરી શકતા નથી. આવે પ્રસંગે શ્રોતાની ન્યાયબુદ્ધિને બદલે તેની લાગણી, મત, હિત, વિચારો વગેરે પર અસર કરવા વક્તા પ્રયાસ કરે છે. પુસ્તકોમાં પણ આવો દોષ જોવામાં આવે છે. 'તમારા તરફથી આવા વિચાર દર્શાવાય એ ઠીક નથી; કેમકે અગાઉ તમે એવા વિચારની વિરુદ્ધ હતા;—અથવા અગાઉ આવા આવા વિચાર દર્શાવ્યા હતા કે આવાં આવાં કૃત્યો કર્યાં હતાં. આવા વિચારો પુસ્તકોમાં જોવામાં આવે છે તેમાં આજ હેત્વાભાસ છે. જેણે અગાઉ અનેક વાર ચોરીનો ગુનો કર્યો હોય તે પાછો પકડાય ત્યારે તે સમયના પુરાવા ઉપરથી અનુમાન બાંધવાને બદલે તેનાં લક્ષણ ઉપરથી બાંધે તોપણ એજ દોષ થાય છે.

૩ કોઈ વર્ગનો ગુણ અમુક કારણથી તેમાંની વ્યક્તિને લાગુ પડી શકતો ન હોય તોપણ તે વ્યક્તિને લાગુ પાડવો એ પણ એક પ્રકારનો આર્થિક હેત્વાભાસ છે. એ સોપાધિક કહેવાય. અંગ્રેજીમાં એને 'ફૅલસી ઑવ્ ઍક્સિડન્ટ' (ઉપાધિનો દોષ) કહે છે.

બોર ખાવામાં સારાં છે,
આ બોર છે,
∴ એ ખાવામાં સારું છે.

પણ એ બોર કાચું હોય તેથી ખાવામાં સારું ન હોય.

એથી ઉલટું એમ અનુમાન કરીએ કે
એ ખાવામાં સારું નથી,
એ બોર છે,
∴ બોર ખાવામાં સારા નથી.

તો એ હેત્વાભાસ ઉપલાથી ઉલટો થાય છે.

અમુક સ્થળે ફરવા જવું એ સુખકારક હોય, પણ વરસાદમાં કે પવનના તોફાનમાં તેમ કરવું તેવું ન હોય. સ્પષ્ટ બોલવું, કરકસર કરવી કે ઉદારતા દર્શાવવી એ બધા સદ્ગુણો છે, પરંતુ દરેક પ્રસંગે તેમ કરવું

એ સદ્‌ગુણ છે એમ કહી શકાય નહિ. અફીણ ખાવું કે શ્રમ ન કરવો એ રોગિષ્ઠ સ્થિતિમાં જરૂરનું હોય, માટે નીરોગ થયા પછી પણ તેમ કરવું એ તેવું કહેવાય નહિ.

૪. ખોટું કારણ—એ હેત્વાભાસ પણ આર્થિક છે એક બનાવની પછી બીજો બને ત્યારે આગલો બનાવ પાછલાનું કારણ માનવું, એક બાબત બીજીની પછી આવે ને એ વચ્ચે કાર્યકારણભાવસંબંધ ન હોય છતાં તે માનવો એ એક પ્રકારનો હેત્વાભાસ છે. અહિં પ્રતિજ્ઞાત અર્થ સાથે સંબંધ નહિ એવી વાત કહેવાય છે માટે નિગ્રહસ્થાન નિરર્થક કહેવાય છે.

રાત્રી દિવસથી ઉત્પન્ન થાય છે; કેમકે તે હમેશ દિવસ પછી આવે છે.

૫. એક પ્રશ્નમાં ઘણા પ્રશ્નનો સમાવેશ કરવો એ પણ આર્થિક હેત્વાભાસ છે. વકીલ કેદીને પૂછે છે કે 'કેટલા દિવસ થયાં તમે ચોરી કરતાં બંધ થયા છો?' તો આવો હેત્વાભાસ થાય છે. એ અપ્રાપ્તકાલ નિગ્રહસ્થાનને મળતો છે. ફાઉલર એને હેત્વાભાસ ગણતો નથી. એના મત પ્રમાણે એ તો વક્તાની યુક્તિ—તદબીર છે.

૬. નિગમનવાક્યને આધારભૂત વાક્યો સાથે ભાગ્યેજ સંબંધ હોય કે કંઈ સંબંધ ન હોય તોપણ એક પ્રકારનો આર્થિક હેત્વાભાસ થાય છે.

લંડન સુંદર શહેર છે, કારણ કે તે મોટું શહેર છે.

અને બધાં મોટાં શહેરોમાં ઘણું દ્રવ્ય હોય છે.

આને 'ધ નૉન સેકિવટર' કહે છે.

---

# ભાષાવતાર.

( ચાલુ પુ. ૪૭ પૃ ૯૩ થી )

આગળ શબ્દના પ્રકાર વિશે દિઙમાત્ર દેખાડયું છે. તેના મુખ્ય ૩ પ્રકાર છે સંસ્કૃત, પ્રાકૃત, અને દેશ્ય; પુનઃ ૩ પ્રકાર છે-યૌગિક, રૂઢ અને મિશ્ર (યોગરૂઢ). પ્રથમના ૩ પ્રકારનું સ્ફોટન આગળ આવી ગયુ છે, બાકીના ૩ નું આ પ્રમાણે છે—योगेन भवः यौगिकः પ્રકૃતિપ્રત્યયના યો-

ગથી થયેલા તે યૌગિક. તેના ૩ પ્રકાર છે-શબ્દને પ્રત્યય આવી થયો હોય તે તદ્ધિત, ધાતુને પ્રત્યય આવી થયો હોય તે કૃદંત, અને એકથી વધુ શબ્દ ભેળા થઈ થયેલો એક શબ્દ તે સમાસાંત કહેવાય છે. શબ્દને શબ્દ લગાડીને નવો શબ્દ કરવાના ઘણા પ્રકાર હેમચંદ્રે હૈમીનામમાળાની પરિભાષામાં ઉદાહરણો સહિત દેખાડ્યા છે. જે શબ્દનો અર્થ પ્રકૃતિ પ્રત્યય આદિ પ્રમાણે યોગથી નહી પણ સંકેતથી ઠરાવ્યો હોય તેજ હોય તે રૂઢ કહેવાય. અને જેને યોગ તો હોય પણ તે અમુક શબ્દ માટેજ બોલાય એટલે તેના અર્થમાં રૂઢ તે મિશ્ર કહેવાય. સંસ્કૃત કરતાં આપણને ગુજરાતી શબ્દોનું કામ છે માટે થોડા તેના દાખલા દેખાડીયે તો અપ્રાસંગિક નહી થાય. યૌગિક–કાતર, ગુજરાતી, ડુંગરી, દરીયાઈ, રેશમી, લુટારો, સત્રાઢ, હાથુકું, પાણીયું, ઘોડાગાડી વગેરે; રૂઢ–કોયલા, ગુઢ, ચોખા, ઝાડ, ઝુંપડું, ઢૂંકડું, ઢૂંકવું, પૂરી, બાસુંદી, ‡હેંદો, ટાહાડય, તડકો, વગેરે. મિશ્ર (યોગરૂઢ)–ઓછાડ, કાપણી, કાંસીયો, કાટીયું, ગલચવો, છાણું, તેલ, પંચીયું, લોઢી અને વાંસળી વગેરે, યોગરૂઢની સમજ એમ છે કે ઓછાડાય તે ઓછાડ પણ તે અમુક આકાર, કદના લુગડાને માટેજ પણ એક પોતીયું કે ધોતીયું ઓછાડયું હોય તેનુ નામ ઓછાડ નહી. કાપે તે કાપણી ખરૂં પણ તે અમુક આકારકદના હથીયાર માટે છે. સુડી અને છરી પણ કાપે પણ તે કાપણી નહી ઇત્યાદિ.

ગુજરાતી ભાષાના શબ્દોમાં જે સેળભેળ થઈ સાત પાંચકી લકડી બની છે તેને માટે ક. ન. લા. કહે છે કે ગુજરાતી ૧૦૦ શબ્દે ૨૩ ટ-

---

‡આ હેંદો શબ્દ બહુજ અપ્રસિદ્ધ છે તેથી આંહા નાંખ્યો છે, તે પતિવાચક હોઈને જુનાગઢની નાગરી નાતમાં અઘરણીમાં ગવાતાં (બીજી નાતોમાં કે *બીજા સ્થળની નાગરી નાતમાં ગવાતાં હશે તો તે મ્હારા જાણવામાં નથી* ) ગીતોમાં એ શબ્દ આવે છે. એ ગીતની એક બે કડી આ પ્રમાણે છે–"હેંદા ગામ ન જઈયે, હેંદા ગોઠ ન જઈયે તમને બલ્લું ગાણુંસ કહિયે, તમારો છેડો સાહિ રહીયે; હેંદો હેંદો કરતી સતી, હેંદો કરતી ઉઠી. આજ સોણામાં હેંદો આવ્યો, ફુલના ચોસર લાવ્યો, હેંદા ગામ ન જઈયે," ઇત્યાદિ.

કા સંસ્કૃત, ૬૬ અપભ્રંશ અને ૧૧ પર ભાષાના શબ્દો મળ્યા છે.

આગળ કહેલા શબ્દોના ભેદોમાં સંસ્કૃત અને પ્રાકૃતમાંથી અવિકૃત અને વિકૃત થયેલા શબ્દો વિશેનો વિષય લંબાણવાળો હોવાથી તે ભાગ પાછળ રાખી તે પછેના ભેદો આંહી દરસાવી લેવા ઠીક પડશે.

જુની ગુજરાતી પણ ચાલતી ગુજરાતી ભાષાના મૂળમાં પરિગણિત થઈ છે. તેના થોડા શબ્દો અવિકૃત અને વિકૃત ચાલતી ગુજરાતીમાં આવ્યા છે તેનાં થોડાં ઉદાહરણ—

| अविकृत संस्कृत. | માગધી. | જુની ગુ. | ચાલતી ગુ. |
|---|---|---|---|
| राक्षस. | રખ્ખસો. | રાખસો. | રાખસો. |
| अस्ति | અથ્થી | છઈ, છી | છે. |
| अन्यत् | અણ્ણઈ | અનઈ | અને |

વિકૃતનાં ઉદાહરણો.

જુની ગુ.—ભમર. દુખઈ. રણઝણઈ. બધઈ. આસ. સંભારઈ. મ્હેલઈ.
ચાલતી ગુ—ભમરો. દૂખે. રણઝણે. બાધે આશ. સંભારે. મ્હેલે.
જુની ગુ.—જીમ. નીસાસ. દેખિ. લૂબિ. પુહુરા. મુઝ. દુધ્ધસ. તરસ. તિમ.
ચાલતી ગુ.—જ્યમ, જેમ. નીસાસા. દેખી. લૂંબ, પૂરા. મૂજ. દૂધની. ત્રેને. સમ. તેમ.

અવિકૃતનાં ઉદાહરણો.

જુની. ગુ.—સડા. ઢીલા. વાતડી. વેધીયા- સોહામણા. મન.
ચાલતી ગુ.—સડા. ઢીલા. વાતડી. વેધીયા. સોહામણા. મન.

જુની { જુની ગુજરાતીની કવિતા } ચાલતી

| જુની | ચાલતી | |
|---|---|---|
| મન જાણઈ મન વાતડી, | મન જાણે મન વાતડી. | સમછંદી નવી કૃતિ. |
| કહિ આગલઈ ન કહિવાય, | કે આગળ ન કે'વાય. | |
| સંભારિય સવિ બોલડા, | સભારી સહુ બોલડા. | |
| હઇડું દુખ ભરાય, | હઇડુ દુખે ભરાય. | |

ઇત્યાદિ ( સમાલોચક પુ. ૧૧ અક ૩. ત્ર મં. ત્રિ. )

જુની ગુજરાતીના દેસ્ય શબ્દો જેનુ મૂળ સંસ્કૃતમાં નથી લાધુ તેવા શબ્દોને દેશી ગણી તેનો સગ્રહ કરી દેશીનામમાલા નામનુ પુસ્તક હેમચંદ્રે બનાવ્યું છે જેની ઉપર—સંસ્કૃત ટીકા છે તેમાંનાં થોડાં ઉદાહરણો—

વિકૃત—

| દેશ્ય. | ગુ. | સં. અર્થ | દેશ્ય. | ગુ. | સં. અર્થ |
|---|---|---|---|---|---|
| पहूणो. | ન્હાંનો | स्तनधारा | अहिल्वो | અલા | ईश्वर |
| परडा | પરડું | सर्प विशेष | अंगुत्थलं | અંગોઠડી | अंगुलीयं |
| पंखुडी | પાંખડી | पत्रं | उज्जागिरं | ઉજાગરો | औन्निद्र्यं |
| भुख्खा | ભૂખ | क्षुध | कंदो | કુંદો | दृढो मत्तश्च |
| अग्घाडो | અંઘેડો ( અઘેડો ) | अपामार्गः | खोलो | ખોલકું | लघुगर्दभः |

અવિકૃત.

| | | | | | |
|---|---|---|---|---|---|
| कोइलो | કોઇલા કોયલા | काष्ठांगार | कोत्थलो | કોથલો | कुशूल |
| गढो | ગઢ | दुर्ग | हेठे | હેઠે | अधः |

ચાલતી ગુજરાતીમાં પરભાષાના શબ્દો આવ્યા છે તેનાં ઉદાહરણો ફારસી અને અરબી શબ્દો જુદા પાડીને દેખાડવા એ જરા વધુ મ્હેનતનું કામ છે તેથી બંનેનાં સેળભેળ ઉદાહરણો લખ્યાં છે.

ફારસી તથા અરબી શબ્દો.

અવિકૃત.

[1]અનાર. કરાર. કદમ. કબુલ. ખબર. ખુદ. ખુશ. ગુલાબ. ગુલદાઉદી. જાહેર. મનાહ. ખેર. રાહ. સફા. ઇત્યાદિ ઘણા છે.

વિકૃત.

| | |
|---|---|
| અમ્લ=અમલ | કૌલ= કોલ |
| અસ્ર=અસર | ખત્ર= ખાતર |
| ઇલ્મ=ઇલમ | ઘફ્લત= ગફલત |
| ઇશ્ક=ઇશક | તાબઅ= તાબે |
| કસ્ર=કસર | [2]તુખ્મેરેહાન= તકમરીયાં |

૧ દાડમ–જુનાગઢમાં જ્યાં કે ચિરકાળથી મુસલમાની અમલ છે ત્યાં આ નામ ફોડવાના ભંભોટીયાને માટે ધોક ચાલે છે.

૨ અપભ્રંષ્ટશબ્દપ્રકાશમાં લખ્યું છે કે–રેહાન નામની એક વનસ્પતિ થાય છે જેનું જાહેર નામ સબજા છે તેનાં તુખ્મે એટલે બ્હી. તકમરીયાનાં ઝાડતો આપણા દેશમાં આડે વગડે થાય છે, અને તેમાં તુળશીના માંજર જેવાં માંજર થાય છે. તેને કદી ફારસીમાં સબજા કહેતા હશે. હું તો તેનું નામ "તુખ્મેહેનાં" જાણું છઉં અને "હેનાનું" એ નામથીજ પ્રખ્યાત અત્તર થાય ... તેના બીજ છે.

## અંગ્રેજી શબ્દોનાં ઉદાહરણ

### અવિકૃત.

પેન-ટ્રેન-પેનસીલ-સ્ટેશન-માસ્તર-ટેબલ, કોટ, માર્ચ, મે, જુન, ડિસેંબર વગેરે.

### વિકૃત.

| | |
|---|---|
| કૅલેજ=કોલીજ. | ઑરલ=ઓરો. |
| ડ્રેસ=દરેશ. | બોકસ=બાકસ. |
| બેટેલિયન=પલટન. | માઇન્યુટ=મીનીટ=મીલીટ. |
| મૅડમ=મડમ. | પોકેટ=પાકીટ. |
| ચૅરિયટ=ચારટ. | રૂપી=રૂપૈયા. |

વગેરે ઘણા છે.

ગુજરાતી શબ્દોમાં કેટલાક શબ્દો ડોં'ડ ડા'પણના અજ્ઞાનથી વિકાર પામે છે. અમે શુદ્ધ બોલિયે છૈએ અને બીજા અશુદ્ધ બોલે છે એમ માની શુદ્ધને ઉલટા અશુદ્ધ કરી નાંખે છે તેનાં ઉદાહરણો.

| અસલ શુદ્ધ | કરાતા અશુદ્ધ | કારણ. |
|---|---|---|
| ગણપતિ | ગુણપતિ | ગણ શબ્દ ખોટો પણ ખરો ગુણ જોયે. |
| જૈન<br>જટા | યૈન<br>યટા | ગુજરાતીમાં ज છે તે બધા સં. य જછે. |
| જગદંબા | યુગદંબા. | |
| પરંતુ<br>નરક<br>ચરણ | પ્રંતુ<br>નર્ક<br>ચર્ણ | र સાથે જોડેલા તે સાચા અને છુટા પડેલા તે ખોટા અર્ક, તર્ક, કર્ણ, વર્ણ વગેરેની પેઠે. |

| અસલ શુદ્ધ | કરાતા અશુદ્ધ | કારણ. |
|---|---|---|
| શરણ<br>મરણ<br>સ્મરણ | શર્ણ<br>મર્ણ<br>સ્મર્ણ | ઉપરના રીમાર્કની પેઠે. |
| જગત્<br>દંડવત્ | જગત<br>દંડવત | આખા જોયે કાંઈ છુટા હોય. |
| સમૃદ્ધિ | સ્મૃદ્ધિ | સ્મૃતિની પેઠે વગેરે. |
| सीमंत | શ્રીમંત. | |

ઉપરના જેવાજ અજ્ઞાનને લીધે પ્રસંગવશાત્ અક્ષર ન બેસારી શકવાથી અર્થને બદલે અનર્થ થવાના દાખલા **पिंडेषु सूत्रदानं** ને બદલે સૂતું ટીંટડું ખવાઈ જવાથી **मूत्रदानं** બેસારી તે પ્રમાણે ક્રિયા કરાવવા તૈયાર થયેલા શાસ્ત્રીની વાત તથા "કાકો અજમેર ગયા અને કાકી કોટે છે" એ ઉપરથી મ્હોકાણ મંડાવનાર મૂર્ખની વાત તથા **द्ध, त** અને **प** ના **द्ध, न** અને **य** વાંચી પોતાને ત્યાં એક "**श्राद्धनी यद्धनी**" નામનું નવું પુસ્તક છે એમ વાત કરી તે કોઈ વિદ્વાનને વંચાવતાં **श्राद्धनी पद्धति** હોવાની વાત ભાવનગરમાં બન્યા વગેરેની વાતો પણ છે.

કઠિન કવિતા કરવાના કારણથી કોઈએ કોશમાંથી કલ્પવૃક્ષ અને કોયલનાં અપ્રસિદ્ધ નામ ગોતતાં **पुंसि वा हरिचंदनं**માંથી **पुंसि वा** અને **कोकिलः पिक इत्यपि**માંથી **इत्यपि** શબ્દ ગોતી કહાડી * **पुंसिवाके वनविषे सदापुकारत इत्यपि** એવી કવિતા કરવાની વાત અમારા ગુરૂજી શાસ્ત્રીજીએ કરેલી યાદ છે. આ લખનાર પોતે બાળકપણમાં કવિતા કરતાં અપ્રસિદ્ધ શબ્દ નાંખવાની હોંશથી હૈમકોશમાંથી મનુષ્યોના શબ્દ માંથી **नाविद्** શબ્દ મૂકી કવિતા કરેલી હતી. જો કે પાછળથી **ना** અને **विद्** એ બે જુદા શબ્દ છે એમ માલુમ પડયું. એમ અજ્ઞાનને લીધે શબ્દો બગડે છે.

જીહ્વાશૈથિલ્યથી તથા વંશપરંપરાથી કેટલાક **छ** નો **स, ण** નો **न, र** નો **ड** તથા **ड** નો **र** વગેરે બોલે છે જેમકે—કરશો, ગોરો, ચારી, મરવું વગેરે તેમજ છાનાં, પાંનિ, શાનું, કાનુ, તેમજ ઘડ, બજાડ બાડી, સાદડી, વગેરે. તેમ પાધરી, ઘોરો, ગારી, વાછરો વગેરે બોલાય છે. એવા શબ્દો પરભાષાવાળો સાંભળે અને તે આખા ટોલાને મ્હોયેથી તો તે સાચા શબ્દ છે એમ માને એમ કર્ણોપકર્ણીથી ભાષામાં પેશી જાય.

આગળ કહ્યા પ્રમાણે ખપજોગા નવા નવા શબ્દો, રૂપ (આકૃતિ), ગુણ, ક્રિયા, ઉપયોગ, અનુકરણ, સંયોગ ઉપરથી, તદ્ધિત, કૃદંત, સમાસાંત વગેરે શબ્દો જે દાખલ થયા છે તેનાં ઉદાહરણો—રૂપ (આકૃતિ) થી–ચિત્ર, રમકડાં વગેરેમાં. આકૃતિને લીધે–ગાય, ઘોડો, ઘોડી, મોર, પોપટ, સુડી, ઝાડ, (આતસબાજીનું) કુંડ, લાલજી, ગણપતિ વગેરે. ગુણ-

થી-દહો, મીઠાઈ, દુરબીન, તીખાં, રેચક વગેરે. ક્રિયાથી-લૈયો, ચીતારો, તારો, રસોયો, સારડી વગેરે. ઉપયોગથી-માપ, તોલું, હીડણગાડી, કાપણી, સોયણીયું વગેરે. અનુકરણથી-ધડાકો, ફડફડાટ, ધુબાકો, ભૂસકો, કડાકો, ધુડ, ચીસ, બફી, વગેરે. સંયોગથી-અંગોઠી, કંકી, હાથો, હાથસો, પગથી, પગી વગેરે. નવીન કલ્પનાથી-આગગાડી વગેરે આગળ ગણાવ્યા છે. એજ રીતે દેશપરત્વે તથા કોમપરત્વે ઘણા શબ્દોના ભિન્ન પ્રકાર સૌરાષ્ટ્ર (હાલનો કાઠીયાવાડ), કચ્છ, ગુજરાત, ચરોતર, વગેરેના તેમજ નાગર, વાણીયા, કાઠી, ભરવાડ વગેરેના ગુજરાતી શબ્દોમાં કાંઈ ને કાંઈ તફાવત છે. સૌરાષ્ટ્રમાં પણ ગ્રામ્ય શબ્દો અને પૌર શબ્દોમાં કોઈ શબ્દોમાં કોઈ કોઈ જુદા પડે છે. પૌરમાં પણ જેના પૂર્વજો ગામડાના રહીશ હતા તેના શબ્દો અર્દ્ધ ગ્રામ્ય અને અર્દ્ધ પૌર છે તેમ ઘોઘા, ભાવનગર, જુનાગઢ, પાટણ, માંગરોળ, હાલાર, ઝાલાવાડ, અને કચ્છના લોકોના શબ્દોમાં પણ તફાવત છે. ઘોઘા ભાવનગર ને ગુજરાત નજીક આવ્યું એટલે તેમાં તેના શબ્દોનો ભેળીસાડો થયો છે; ઉપરાંત ગ્રામ્ય શબ્દો પણ **સ** ના **હ** વગેરેમાં દેખાય છે. હાલાર ને કચ્છ પાસે આવ્યો એટલે તેના શબ્દોનો ભેળીસાડો થયો છે. અને કચ્છ ને સિંધ પાસે આવ્યું એટલે તેના શબ્દોનો અને ઝાલાવાડ ને ચરોતર પાસે આવ્યું એટલે તેના શબ્દોનો ભેળીસાડો થયો છે; ત્યારે શુદ્ધ સૌરાષ્ટ્રી જુનાગઢ પરગણામાં રહી કે જ્યાં ભેળીસાડો થવા પામ્યો નથી. આવા ફેરફાર પડતા શબ્દોનો સંગ્રહ કર્યો છે પણ તે વિસ્તારભયથી લખી શકતો નથી.

---

## ટ્રેનિંગ કૉલેજમાં મંગાવેલા રેશમના કોશેટા.

( લખનાર—ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ. )

ગત માસમાં રેશમ અને તેની બનાવટનું ચોકસ જ્ઞાન આપવા સારૂ બેંગલોર ( માયસોર )માં આવેલી તાતાની રેશમના કીડા ઉછેરવાની સંસ્થામાંથી કેટલાએક રેશમના કોશેટા મંગાવવામાં આવ્યા હતા. ત્યાંથી રેલ્વે પાર્સલ મારફતે ચાર જાતના કોશેટા મોકલવામાં આવ્યા હતા. આ

હતી. નરે એને માદા–ઉત્પત્તિ કરવાનું કાર્ય બજાવી મરણને આધીન થાય છે, એ બિના આ વર્ગમાં કંઈક અચંબો ઉત્પન્ન કરનારી છે. સંયોગ થયા પછી તેઓને ખોરાક આપવાની જરૂર રહેતી નથી.

### ઈંડાં.

માદા ઈંડાં મૂકે છે, તે વખત ઘણું જોવા જેવું હોય છે. જ્યાંસુધી જગાની છુટ હોય છે, ત્યાંસુધી ઈંડાંને છુટાં છુટાં મૂકવામાં આવે છે. સ્થળના સંકોચને લીધે તે એક ઉપર એક એમ ઇંડાંને ખડકે છે. માદા એક ઈંડું મૂકી જરા ખસે છે, અને પ્રથમ મૂકેલા ઇંડાની પાસેજ બીજું ઈંડું મૂકે છે. નવાઈની વાત એ છે કે ઈંડાં ઈંડાં વચ્ચેનું અંતર એક સરખુંજ હોય છે. પહેલાં તો માદા પીળાશ પડતા ગુંદર જેવા ચીકણા રસનું એક ઝીણું ટીપુ મૂકે છે; આ રસ તરતજ ઠરી જાય છે. આ પ્રમાણે એકજ દિવસે ઘણાં ઈંડાં મૂકવામાં આવે છે. એક માદાએ મૂકેલાં ઈંડાંની સંખ્યા ૧૬૫ જેટલી ગણવામાં આવી હતી. આ સંખ્યા વધારે પણ હોઈ શકે છે. ખૂબીની વાત એ હતી કે માદા અમુક આકાર પ્રમાણે ઈંડાંને ગોઠવી મૂકતી હતી. ઘણી માદાઓએ અર્ધગોળ, અને ગોળ આકારમાં ઈંડાં મૂકયાં હતાં.

ઈંડાંનો દેખાવ ખસખસના દાણા જેવોજ દેખાય છે. નર અને માદાને કાગળ ઉપર જાણીજોઈને રાખવામાં આવ્યાં હતાં, અને તેથી માદાએ કાગળ ઉપર ઈંડાં મૂકયાં હતાં.

ઈંડાં મૂકયા પછી દશેક દિવસે તે ઈંડાંનો રંગ બદલાય છે. કાગળ ઉપર પ્રયોગ કરવા ખાતર રાખેલાં ઈંડાંમાંથી કેટલાંક ઈંડાં રાખોડી રંગનાં થયાં છે.

જો આ માસની ઋતુ, વગેરે રાખોડી રંગ ધારણ કરેલાં ઈંડાંને માફક આવશે, તો તેને ઉછેરી તેનાં રૂપાંતર દેખાડવાનો પ્રસંગ મળશે.

ઈંડાં મૂકાયા પછી તેની કેવી રીતે ગાવજત કરવાની જરૂર છે, વગેરે બાબતોનુ સવિસ્તર વિવેચન આગળ ઉપર આપવામાં આવશે.

**બ.** બીજા પ્રકારના કોશેટા સોનેરી પીળા રંગના હતા. પહેલા પ્રકારના કોશેટા કરતાં આ કોશેટા કદમાં નાના હતા.

क. ત્રીજા પ્રકારના વર્ણસંકર કોશેટા (ફ્રાન્સના અને બેંગલોરના કોઠાગોએ બનાવેલા કોશેટા) આ કોશેટા પહેલા પ્રકારના કોશેટા જેવડા પણ રંગે ધોળા હતા. આ કોશેટાનું રેશમ પહેલા પ્રકારના કોશેટાના રેશમ કરતાં વધારે સફેદ અને સુંવાળું જણાતું હતું.

ड. જાપાનીઝ કોશેટા.

આ કોશેટાની લંબાઈ ૧¼ ઈંચ અને જાડાઈ ¾ ઇંચ હતી. જાપાનીઝ કોશેટાનો આકાર કંઈક જુદીજ જાતનો હોય છે તેનો ઘાટ ડમરૂને મળતો આવે છે; એટલે કે મધ્યમાંથી બેસેલો અને બંને છેડેથી ઉપસેલો હોય છે. આ કોશેટાનુ રેશમ ઉપરના ત્રણે પ્રકારના કોશેટાના રેશમ કરતાં ઘણુંજ સફેદ અને સુંવાળું હોય છે.

કોશેટાના નમુના કૉલેજના સંગ્રહસ્થાનમાં રાખી મુકવામાં આવ્યા છે.

---

## શિક્ષકોને એક ચેતવણી.

આપણા લોકોના મનમાં ભણવું તો તે નોકરી કરવા ખાતરજ એવો વિચાર પેસી ગયો છે, અને તે ખસેડવો ઘણો મુસ્કેલ થઈ પડયો છે. ઘાંચી, મોચી, તાઈ, તંબોળી, જે કોઈ નિશાળે જાય છે તેનાં માબાપ તો એમજ સમજે છે કે હવે એતો નોકરીનો ધંધો કરવાનો માટે તેને (અને જો બુદ્ધિશાળી માલમ પડે તો ખાસ કરીને) તેનાં માબાપ અને મહેતાજી ઉત્તેજન આપીને જેમ બને તેમ આગળ ભણાવે છે, પોતાના ઘરનો ધંધો શિખવવા પર લક્ષ આપતા નથી, અને થોડુંક ભણાવ્યા પછી તેની પાસે નોકરી શોધાવે છે. તેઓ વિચાર કરતા નથી કે ભણવું તે કાંઈ નોકરીને માટેજ નથી, પણ મનના, તનના, અને નીતિના સુધારા માટે છે. કેળવણી જરૂરની છે, કેમકે કેળવાયાથીજ છોકરૂં મોટું થતાં પોતાનો ધંધો સારી રીતે-ચોક્કસબંદીથી અને સ્વતત્રપણે-કરી શકે છે અને વ્યવહારમાં પોતાના હક શી રીતે સાચવવા અને પોતાની ફરજ શી રીતે અદા કરવી તે બરોબર-સમજે છે. આ કેળવણીનો ખરો ઉદ્દેશ જો આગલા બે જમાનાના શિક્ષકો સમજ્યા હોત અને તે છોકરાંના માબાપને સમજાવ્યો હોત તો હાલ જે ખેડુત, સુથાર, લુહાર, દરજી, હજામ વગેરે

ધંધાદારી વર્ગનાં છોકરાંઓ પોતાનો બાપીકો ધંધો છોડી નોકરીને ખોટે રસ્તે ચડી ગયલાં અને ચડી જતાં જોવામાં આવે છે તેમ બનત નહિ.

શિક્ષક ગામડામાં સૌથી વધારે ભણેલો માણસ છે અને અભણ લોકોને ખરે રસ્તે દોરવી શકે એવી સ્થિતિમાં છે; માટે તેની ફરજ છે કે પોતાની નિશાળમાં જુદી જુદી જાતનાં છોકરાં જે ભણતાં હોય તે બધાંનેજ એક ગાડરીએ પ્રવાહે ન ચલાવતાં જે જે ધંધાને લાયક હોય અને જેમાં પડવાથી તેની જીંદગી સુધરતી હોય તે તરફ તેને વાળવાં. મારી નિશાળનાં છોકરાં ઉપલાં ધોરણ સુધી પહોંચે અને પછી થર્ડ ગ્રેડ પબ્લિક સર્વિસ પરીક્ષામાં બેસી પાસ થઈ મને શોભા આપે એવી ઇચ્છા શિક્ષકોમાં ઘણી વખત જોવામાં આવે છે અને તે સ્વાભાવિક છે; પણ એવી શુભેચ્છાને હદપાર લઈ બધાં છોકરાંને નોકરી તરફ વાળી તેઓનું હિત હમેશને માટે બગાડવું એ તેમને અને તેમનાં માબાપને કુવામાં ઉતારવા જેવું છે. માટે છોકરાંનું હિત જે રસ્તે થતું હોય તેવી સલાહ આપવી એજ શિક્ષકોનો ધર્મ છે. એ પ્રમાણે સલાહ ન આપવાથી અને પોતાના ધર્મમાં ચૂકવાથી થતાં માઠા અને દયાજનક પરિણામના જે દાખલા મારી જાણમાં આવ્યા છે તેમાનો એક જે માણસના સંબધમાં ~~તે બન્યો~~ છે તેના [illegible] શબ્દમાં નીચે આપું છું:—

"મારૂં ઘર એક [illegible]બ્રાહ્મણની પાસે હતું. તેના છોકરાની સોબતને લીધે સદ્‌ભાગ્યે કહો [illegible] દુર્ભાગ્યે નિશાળે જવાનું સુઝ્યું. પડોશના ગામમાં નિશાળ હતી, ત્યાં હું [illegible] ભણવા જતો. ચૌદ પંદર વર્ષની [illegible] સુધી ભણ્યા પછી મારા બા[illegible]ગેરેની ઇચ્છા મને ધંધો શિખવવાની હતી, પણ મારી ઇચ્છા થર્ડ [illegible] પરીક્ષા આપી નોકરી લેવાની હતી; કેમકે કોટ, પાઘડી પહેરી, [illegible] આંખી, છોકરા પર રોફ મારતા નિશાળના શિક્ષકોની સ્થિતિનો મને [illegible] લાગ્યો હતો. વળી માસ્તર પણ ભણવાનોજ બોધ આપતા હતા. તેથી મેં ભણવું જારી રાખ્યું. મારાં વડીલ કુટુમ્બીઓ મારી ઇચ્છાનો પ્રતિરોધ કરી શક્યાં નહિ. હું થર્ડ ગ્રેડની પરીક્ષામાં પાસ થઈ રૂ. સાતના પગારે એક ગામડાની નિશાળમાં આસિસ્ટન્ટ બન્યો. મારી ગ્નાતિમાં જે ઉમ્મરે છોકરા પરણે છે, તે ઉમ્મર વીતી જવા છતાં

મારો વિવાહ થયો નહોતો, તેથી મારા માબાપ તે સંબંધી ચિંતા અને પ્રયત્ન કરવા લાગ્યાં. મારા પાંચ ભાઇઓમાં હું ત્રીજો એકલોજ ભણેલો હતો. મોટા બેનાં લગ્ન થયાં હતાં. મારાથી અટક્યું હતું. વિવાહનું માગું આવતું, તો આવનાર મારા સંબંધી તપાસ કરી તિરસ્કારથી કહેતો કે ઉહ, સાત રૂપીઆનું મેતુ થવાનું તેમાં ગામેગામ રખડવાનું માટે તેની જોડે તો વિવાહ નહિ કરીએ ! કહેતો એનાથી નાનાની સાથે કરીએ. એમનું કહેવું ગેરવાજબી નહોતું, કેમકે અભણ પણ સાધારણ કામ કરનાર દરજી ઘેર બેઠો પંદરનો પગાર ખુશીથી કમાય છે, તો તેવાને ન દેતાં મારા જેવા સાતના કમાઉ, ને વળી ગામે ગામ ફરનારને છોડી પરણાવે. તો તેમની છોડી ઓછીજ સુખી થાય. આ પ્રમાણે ભણવાને લીધે મારી અવગણના થતી જોઈ મને ઉંડો અતર્દાહ થતો, પણ સહન કર્યા સિવાય બીજો ઉપાય નહોતો. મારાં માબાપ મને ટાળી નાનાનો વિવાહ શી રીતે કરી શકે ? આખરે અકળાઈને ગમે તે ખર્ચ કરી મારો વિવાહ કરવાનું નક્કી કર્યું. સાધારણ રીતે મારી જ્ઞાતના મારા જેવી સ્થિતિવાળા અભણને રૂ. ૧૦૦ થી રૂ. ૧૫૦ સુધી ખર્ચ થાય. પણ હું ભણેલો માટે રૂ. ૭૦૦) ખર્ચ થયા ત્યારેજ જોગ થયો. એ મોટી રકમ મારે નામે દોકડાને વ્યાજે કરજે કાઢવામાં આવી. આથી મારૂં લગ્ન મને જીંદગીનાં તમામ સુખનો નાશ કરનાર વિઘ્નરૂપ નીવડ્યું. ૧૨×૭=૮૪ રૂપીઆ પગારના આવે તેટલા તો વ્યાજમાં તણાઈ જાય તો મુડીનું દેવું ક્યાંથી વાળવું ? ખર્ચ નભાવવાની પણ મોટી આપદા. આથી શરીરમાં ચિન્તાજ્વર ઉત્પન્ન થયો છે, તેથી શરીર સુકાતુંજ રહે છે.

કોટ પાઘડી પહેરી ખેસ નાંખી મે'તા બનવાના કોડ પુરા થયા છે. હવે મારો મૂળ ધંધો કરવાની ઇચ્છા થાય છે. પણ આજુબાજુની સ્થિતિ વિચારી નિરાશ થઈ તે વિચાર પડતા મુકવા પડે છે; કેમકે ધંધો શીખવા લાયક તમામ ઉમ્મર નિશાળમાં રોકાવાથી મને મારૂં કામ આવડતું નથી. અત્યારે મારૂં કામ શીખવા મારા ભાઈ પાસે બેસું તો તે મને, 'માસ્તર, આટલું એ નથી આવડતું !' એમ કહી કહી ચીડાવે, તે તો સહન કરૂં પણ મારા કામમાં વાકેફ થવાને એકાદ વર્ષ ઉમેદવારી કરવી જોઇએ. ત્યાંસુધી ખાધા ખર્ચ જોઇએં, લેણદાર વ્યાજને માટે તાકીદ કરે,

આ બધાને પહોંચી વળવા મારી સ્થિતિ નહિ હોવાથી હવે તો જેમ પડયા તેમાંજ દહાડા કાઢયા વગર છૂટકો નથી હાલ પગારના આઠ મળે છે, વળી ભાઇઓ કાંઇક મદદ કરે છે એમ કરી જેમ તેમ ચલાવું છું.

દ્રવ્ય સંબંધી આવી દયાજનકસ્થિતિ છે, તેના બદલામાં મન કેળવવાથી થતા અન્ય લાભો તો મળે છે, તેમ કહો, તો તે પણ પ્રમાણમાં બહુજ જુજ છે. મૂળે અમારી કેળવણી થોડી, અને ગામડામાં જ્ઞાન વધારવાનાં કશાં સાધન નહિ એટલે માનસિક આનંદ પણ મેળવવાનો નહિ. એટલે એકંદરે જોતાં ભણીને નોકરી લેવાથી મેં મારી જીંદગી સુખી નથી કરી, પણ બીજા અભણભાઇઓ કરતાં દુઃખી કરી છે."

ગયા ડિસેંબર માસમાં સુરત ખાતે ભરાયલી ત્રીજી ઔદ્યોગિક કૉન્ફરસમાં મુબાઈમાં છપાતાં "ધિ ઇન્ડિઅન ટેકસ્ટાઇલ જોરનલ" નામના પ્રસિદ્ધ પત્રના અધિપતિ મિ. વૉલેસે ટીકા કરી હતી તેમાં ઘણું સત્ય છે એમ કહેવુ પડે છે. ' હિંદુસ્તાન દેશને થોડાં વરસ પર જે ખોટો કેળવણી સંબંધી જુસ્સો ચઢયો હતો તે હજુ શમ્યો નથી. વાચન અને લખાણ જે અમુક જાતના લોકોને અમૂલ્ય લાભનાં છે તે કાંઈ બધાને કામનાં નથી; અને જ્યારે તે જુવાનીઆઓને પોતાના હુન્નરની નક્કી કમાઈ છોડાવી કારકુનીના ભરાઈ ગયલા ધંધા તરફ લલચાવી જાય ત્યારે તો ખરેખર તે ઘણુંજ હાનિકારક ગણાય."

K. S. Vakil.

---

## વાચનમાળાના ખુલાસા.

(લખનાર-ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ.)

**પાઠ ૨૭ કાપણી.**

**બેટા.** આ શબ્દ હેત દર્શાવવા માટે છોકરા તેમજ છોકરીને માટે વાપરવામાં આવ્યો છે.

**ભાતું.** ઘણા કામને લીધે ખેડુતો ખેતરમાંથી પાછા ઘેર ખાવા આવી શકતા નથી, તેથી તેઓને રોટલા, વગેરે ખેતરમાંજ પહોં-

ચાડવામા આવે છે આ ખોરાકને ભાથું કહેવામા આવે છે. ભાતું અને ભાત એ શબ્દો પણ આવાજ અર્થમાં વપરાય છે.

**માખણ.** માખણ શામાંથી અને કેવી રીતે બનાવવામાં આવે છે, તે સબંધે ટુંકમાં સમજુતી આપવી.

**વંતાક.** વંતાક-વેંગણ-રીંગણાં.

ખેડુતનો ખોરાક ઘણો સાદો હોય છે, છતાં તેઓ મહેનતુ હોવાથી ઘણા મજબુત હોય છે, એ બાબત તરફ વિદ્યાર્થીઓનું લક્ષ દોરવું.

**દહાડીઆ.** રોજના પૈસા આપવાના કરી કામે લગાડેલા મજુર.

**ભાણ.** ભાનુ—સૂર્ય.

**ભાણ બુડે.** સુરજ આથમે.

**દાતરડાં.** દાતરડું બતાવવું શહેરમા રહેનારાં છોકરાઓએ ઘણી વેળા કેટલીક ગામડાંમાં વારંવાર જેવામા આવતી ચીજો જોએલી હોતી નથી. આ બાબત લક્ષમાં રાખી તેઓને વખતો વખત ખેતીનાં ઓજારો બતાવવા ભૂલવું નહિ.

**ચાસ.** બાળકોને નિરીક્ષા કરાવવા માટે ખેતરમાં લઇ જઈ ચાસ બતાવવા

**ચરચાર.** ચાર ચાર.

પાઠ ૨૮ ખળાં.

**પાથરા.** કુંવળ સાથેના લીલા ઘઉંને સુકાવા માટે છુટા છવાયા ખેતરમાં પાથરી દીધા હોય છે, તેને પાથરા કહે છે આ શબ્દની સમજુતી—પાથરવુ, પથારી (प्र+स्तृ), વગેરે શબ્દો ઉપરથી આપવી.

**ખળી**—ખળું અનાજના ઢગલા કરી મૂકવાની ગામડાં બહારની જગ્યા.

**ભોર**—ઢગલો-ભર. આ શબ્દ ' ભરવુ ' ઉપરથી સમજાવવો.

**હાલરૂં**—ઉબીમાંથી ઘઉં અને છોડાં છુટા પાડવા તેના ઢગલા ઉપર બળદને હારબંધ જોડી ફેરવવામાં આવે છે. બળદના આવા સમૂહને હાલરૂં કહેવામાં આવે છે

**પગર ફેરવતી હતી**—ઉબીમાંથી ઘઉંના દાણા છુટા પાડવા હાલરાને ફેરવતી હતી. બળદને ફેરવી તેના પગ વડે ઉંબો કચરાવતી હતી.

**ઉપણવું**—છોડાં છુટાં પાડી નાંખવા ખાતર ટોપલામાંહેના કચરાએલા અનાજને ધીમે ધીમે નીચે પડવા દેવું. ઉપણવાને માટે 'વાવલવુ'—વામાં ઉડાડવું—શબ્દ પણ કેટલેક સ્થળે વપરાય છે.
**માતો**—સમાતો.

પાઠ ૨૯—૩૦.

આ બને કવિતાનો ઉદ્દેશ, બાળકોના સ્વાભાવિક ચાંચલ્યને યોગ્ય રસ્તે દોરવાનો, તેમજ તેઓને ગમતની સાથે જ્ઞાન આપવાનો છે.
ઉમગે—હોંસથી.
**વાદળીઓ**—તપેલીની અંદર પાણીને ખૂબ તપાવો. તેના ઉપર ઢાંકેલા ઢાંકણાને જરા ખુલ્લું રાખી, તેની અંદરથી નીકળતા વરાળના ગોટેગોટા સાથે વાદળાંનો મુકાબલો કરો.
**પીરસી**—ખાવા માટે આપીને-ખાવા માટે ઉત્પન્ન કરીને-વરસાદ આવવાથી અનાજ પાકે છે, માટે તે અનાજ પીરસી જાય છે, એમ કહ્યું છે.
ફાલ—પાક.
કોળી—નાની નાની પુળીઓ.
કણ—અનાજના દાણા.
**ડુંસાં**—છોડાં-ફોતરાં. 'ઢુંસાં' પણ વપરાય છે. આ બંને શબ્દો બહુવચનમાં વપરાય છે.

---

## ભાગ ૨.

પાઠ ૩૧.

આ ભાગમાં આપેલા પાઠો દ્વારા બાળકોની અવલોકનશક્તિ કેળવવામાં સમજુ અને ઉત્સાહી શિક્ષક ઘણું કરી શકે તેમ છે. બાળકોને નિશાળમાંજ સંપૂર્ણ કેળવણી આપી શકાતી નથી, તેથી નિશાળની બહાર અને શિક્ષકની દેખરેખ નીચે તેઓને નિરીક્ષ

કરાવવા માટે લઈ જવાની જરૂર છે. સાંજે કે સવારે માબાપો પ-ણ પોતપોતાનાં બાળકોને સાથે ફરવા લઈ જતાં હોય, અને કુદરતમાં જોવામાં આવતા સુન્દર દેખાવો અને પદાર્થો તરફ તેઓનું લક્ષ દોરતાં હોય, અને તેઓનું કુતૂહલ સંતોષતાં હોય, તો તેવાં માબાપો બાળકની બુદ્ધિને ખીલવવામાં શિક્ષકને ઘણાં સહાયભૂત થઈ પડે. પદાર્થપાઠ દાખલ કરવાનો ઉદ્દેશ અવલોકનશક્તિની ખીલવણીદ્વારા બીજી શક્તિઓને બળવત્તર કરવાનો છે. જ્યાંસુ-ધી બાળકો સ્વતંત્ર રીતે પદાર્થો જોવા–તપાસવા–અને તે સંબંધે પૂછપરછ કરવા લલચાય નહિ ત્યાંસુધી તેવા પાઠો આપવામાં શિ-ક્ષકે જય મેળવ્યો છે, તેમ પણ કહેવાય નહિ.

ગગન—આકાશ.

થાળી જેવડો ગોળ—સૂર્યોદય અને સૂર્યાસ્ત થતી વેળા બાળકોને સુરજનું અવલોકન કરાવવું.

દહાડે.........દેખાય છે—સુરજના ઘણા તેજ આગળ ચંદ્ર ઝાંખો દેખાય છે.

કોઈ દહાડો......હોય છે—ત્રીજ કે ચોથનો ચંદ્ર બતાવી ખાત્રી કરો કે તે પાતળો અને કામઠા જેવો વળેલો દેખાય છે. કાળાં પા-ટીઆં ઉપર ચાક વડે એક ગોળ પાડો. આ ગોળના અંદરના ભા-ગમાં પણ ચાક પૂરી ઘો. પાટી કે તેવી કોઈ વસ્તુ વડે તે ગોળ-નો થોડો થોડો ભાગ ઢાંકતા જાઓ, અને તે ગોળના ભાગ કેવા દેખાતા જાય છે, તે જોવા વિદ્યાર્થીઓને કહો. અજવાળીઆમાં રાત્રિએ જોએલા ચંદ્રનું ચિત્ર કાઢી લાવવા બાળકોને કહેવું.

## વરસાદ ભાગ ૧.

પાઠ ૩૨.

વરસાદ—પાણીને ગરમ કરવાથી તેની વરાળ બને છે, અને તે વરાળ ટેડા પદાર્થને અડકવાથી ઠરી જાય છે, અને તેનાં પાણીનાં ટીપાં બાઝે છે, એ પ્રયોગ કરી સમજાવો. તડકામાં રાખી મૂકેલું પાણી વરાળ રૂપે ઊંચે ઉડી જાય છે, એ પણ સમજાવો. સુરજ-ના તાપથી નદી, તળાવ, વગેરેના પાણીની વરાળ થઈ ઊંચે જાય છે, અને તે વરાળ ઠરીને વરસાદરૂપે પાછી નીચે પડેછે.

ફોરાં—મોટા છાંટા.

**ફોરાં કહેવા લાગ્યાં,** વગેરે—વરસાદ કેવી રીતે આવે છે, તેમજ તે આવવાથી બી કેવી રીતે ઊગી નીકળે છે, તેનું જ્ઞાન આપવા માટે ફોરાં, બી, વગેરેને જીવ હોય અને તેનામાં બોલવાની શક્તિ હોય તેમ કલ્પી લીધેલું છે. નાનાં બાળકો-ગતિ, અવાજ, વગેરેથી ભૂલમાં પડી નિર્જીવ પદાર્થને સજીવ માની લે છે, અને તેનામાં પોતાના જેવા ગુણ હોય છે તેવું ધારે છે. વરાળયંત્રમાં, ચાલતાં વાદળાંમાં, ચંદ્રમાં, ચીંચીં બોલતી પુતળીઓમાં, જીવ હોય છે તેવી તેઓની માન્યતા હોય છે. બાળકોનાં આવાં સ્વાભાવિક વલણનો લાભ લઈ આ પાઠની ભાષા આવી રાખવામાં આવેલી જણાય છે.

**પાલો**—પાંદડાં-પાંદડાંના ઝુમખા-કુમળાં પાંદડાં (પલ્લવ ઉપરથી).
**બી**—ઘાસ, વગેરેનાં બી એટલાં બધાં ઝીણાં હોય છે કે પવન તેને ચોતરફ વેરી નાંખે છે. આ બી જમીનમાં દટાઇ રહેલાં હોય છે, અને ચોમાસામાં વરસાદ પડે છે, ત્યારે તે ઊગી નીકળે છે, અને બધે લીલુંછમ થઇ રહે છે.
**અમે......હતાં**—તળાવ, નદી અને દરીઆનો છોકરાંઓને બરાબર ખ્યાલ છે કે કેમ તે પ્રશ્ન કરી નક્કી કરો. આપણા પ્રાંતમાંહેના કેટલાક મોટી ઉમરના શિક્ષકોએ પણ દરીઓ જોએલો હોતો નથી એ ખરેખર શોચનીય છે. રજાના દિવસોમાં વધારે તો નહિ પરન્તુ પોતાના ધંધાને લગતી ઉપયોગી બાબતોનું જ્ઞાન મેળવવા કોઇ પણ શિક્ષકે ભૂલવું ન જોઈએ.

**સુરજે......હતાં**—સુરજના તાપથી પાણીની વરાળ બની તે ઊંચે જાય છે, એટલે સુરજ પાણીને ઊંચે ખેંચી લે છે એવું કહ્યું છે.
**ઉપર—બેસાડયાં**—આકાશમાં ખરેખરો રથ હોતો નથી, એ બાબત બાળકોના મન ઉપર બરાબર ઠસાવવી. વરાળનાં જે વાદળાં બધાય છે, તેજ રથ.
**તને—હતો**—જેવી રીતે રથને ઘોડાઓ ખેંચે છે, તેમ વાદળાંને પવન ખેંચી લઈ જાય છે. વાદળાં પવનના જોરથી એક જગ્યાએથી બીજી જગ્યાએ જતાં દેખાય છે.

### વરસાદ ભાગ ૨.

**અમે—કરતાં હતાં**—તપેલીમાંથી જે વરાળ નીકળે છે, તે હવામાં અધર રહે છે, અથવા તરે છે તે બાબત વિદ્યાર્થીના મગજ ઉપર બરાબર ઠસાવો. હવા કરતાં વરાળ હલકી હોવાથી તે આકાશમાં અધર રહે છે. હવામાં વાદળાં તરે છે.

**સહેલ.** મૂળ અર્થ ફરવા જવું તે—મોજમજા.

**રેલમરેલા થઈ રહી.** ચારે તરફ ઘણા રેલા ચાલવા લાગ્યા. સરખાવો—ઠેલમઠેલા, વગેરે.

**બિચારા.** પાણીનો પ્રવાહ કાંકરાને ઘસડી લઈ જતો હતો અને તે નાના હોવાથી, પાણીના જોર સાગે જોર કરી, એક જગ્યાએ સ્થિર રહી શકતા નહતા એક બીજા સાથે પછડાવાથી કાંકરાને દુઃખ થતું હશે એવી કલ્પના કરેલી છે. ઘણાં બાળકો તો કાંકરાને પણ સજીવ માને છે, એવું મીસ ઈન્જીલોનો હેવાલ વાંચવાથી માલમ પડી આવે છે જ્યારે મીસ ઈન્જીલો નાની હતી, ત્યારે રસ્તામાં પડી રહેલા કાંકરાને તે એક જગ્યાએથી બીજી જગ્યાએ ફેરવતી. પોતાને એક જગ્યાએ પડી રહેતાં કંટાળો ઉપજે છે, તો આ કાંકરાને કેમ નહિ ઉપજતો હોય, તેવું ધારી તે તે કાંકરાને એક જગ્યાએથી ઉપાડી બીજી જગ્યાએ મૂકતી.

---

## ઉત્તર વિભાગની મિડલ અને સ્પેશિયલ સ્કૂલોમાંથી સ્કૉલરશિપ મેળવનારા વિદ્યાર્થીઓની યાદી. ૧૯૦૮

| વિદ્યાર્થીઓનાં નામ. | નિશાળોનાં નામ. |
|---|---|
| **અમદાવાદ.** | |
| હરિવદન આણંદલાલ મહેતા. | ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલ—મોડાસા. |
| ડાહ્યાભાઈ માણેકલાલ શાહ. | મ્યુનિસિપલ સ્કૂલ નં. ૧૨. |
| | અમદાવાદ |
| રામપ્રસાદ છગનભાઈ પટેલ. | ,, ,, નં ૯ ,, |
| મોહનલાલ મોતીલાલ પટેલ. | ,, ,, ,, ,, |
| ફેઝમહમદ ગુલામમહમદ મુનશી. | ,, ,, નં. ૮ ,, |

| | |
|---|---|
| ૬. અબ્દુલા ગેબુભાઈ શેખ. | મીશન હાઇસ્કૂલ–અમદાવાદ |

## ખેડા.

| | |
|---|---|
| ૧. બદુભાઈ હરિભાઈ દેશાઈ | વર્નાક્યુલર મેઇન સ્કૂલ–માતર. |
| ૨. સોમાભાઈ મોહનલાલ પરીખ | ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલ–ખેડા. |
| ૩. છોટાભાઈ મોતીભાઈ પટેલ. | નડીઆદ હાઇસ્કૂલ. |
| ૪. ધુળાભાઈ વાઘજીભાઈ પગી. | મ્યુનિસિપલ મેઇન સ્કૂલ નં. ૨ નડીઆદ. |
| ૫. મીઆંસાહેબ જમાલમીઆં સૈયદ. | ,, ,, નં ૧ ,, |
| ૬. રસુલભાઈ મહમદ ગલેફ. | ,, ,, ,, ,, |

## પંચમહાલ.

| | |
|---|---|
| ૧. ભોગીલાલ ચીમનલાલ શાહ. | મ્યુનિસિપલ મેઇન સ્કૂલ–ગોધરા. |
| ૨. ભીખાજી ગણપતરાવ મરાઠા. | ,, ,, ,, |
| ૩. દોલતસીંગ ફુલાભાઈ ઠાકોર. | લોકલબોર્ડ સ્કૂલ–વેજલપુર. |
| ૪. મગન બાપુજી કાછીઆ | મ્યુનિસિપલ મેઇન સ્કૂલ–ગોધરા. |
| ૫. બદ્રુદીન કરીમભાઈ વોરા | ,, ઉર્દુ સ્કૂલ– ,, |
| ૬. અનવરઅલી મહમદદર્વેશ મોલવી | ,, ,, ,, |

## ભરૂચ.

| | |
|---|---|
| ૧. મણિલાલ અમ્રતલાલ શાહ | મ્યુનિસિપલ નવા દેરા વર્નાક્યુલર સ્કૂલ–ભરૂચ |
| ૨. શાંતિલાલ હરજીવન શાહ. | લોકલબોર્ડ મેઇન વર્નાક્યુલર સ્કૂલ–આમોદ |
| ૩. હરિભાઈ કરસન બરડીવાળા. | લોકલબોર્ડ સેન્ટ્રલ સ્કૂલ–દીવા. |
| ૪. જેકિશન હરિલાલ ખોજબળીઆ. | મ્યુનિસિપાલ વેજલપુર વર્નાક્યુલર સ્કૂલ–ભરૂચ. |
| ૫. ગુલામ મુસ્તફા ઉમર અબ્દુર રહીમ | વર્નાક્યુલર મેઇન સ્કૂલ-હાંસોટ. |
| ૬. મુસ્તફા સૈયદમીઆં સૈયદ. | લોક હિતેચ્છુ સભા ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલ–ભરૂચ. |

સુરત.

| | |
|---|---|
| ૧. મણીલાલ રસીકદાસ કાપડીઆ. | મ્યુનિસિપલ સ્કૂલ નં. ૧ સુરત. |
| ૨. કૃષ્ણલાલ જગજીવનદાસ માસ્તર | ” ” ” ” |
| ૩. મનજી અફીણીઆ અરેથવાળા. | ” ” ” ” |
| ૪. ઠાકોરદાસ ડાહ્યાભાઈ રંગરેજ. | ” ” નં. ૩ ” |
| ૫. હાતમભાઈ ઇબ્રાહિમ અત્તરી. | ” ” ” ” |
| ૬. નિઝામુદ્દીન ઈસ્માઈલ મનીઆરવાળા. | મ્યુનિસિપલ ઉર્દુ સ્કૂલ નં. ૫ સુરત. |

થાણા.

| | |
|---|---|
| ૧. મકુંદ ગોવિંદ વૈદ્ય. | લોકલબોર્ડ સ્કૂલ ભાઈન્દર. |
| ૨. ગોપાળ પુરૂષોત્તમ કવળે. | મ્યુનિસિપલ સ્કૂલ નં. ૧ થાણા. |
| ૩. વિષ્ણુ રઘુનાથ મલબારી. | લોકલબોર્ડ મરાઠી સ્કૂલ મુરબાદ. |
| ૪. ગજાનન રામચંદ્ર ખાંબેકર. | મ્યુનિસિપલ સ્કૂલ નં. ૧ થાણા. |

---

## નિશાળોનાં ઇનામપત્રક.

**અમદાવાદ વિભાગ.**

**મખીઆવ**—દરબાર સાહેબ રૂ. ૧૦—૦—૦ મીઠાઈ વહેંચી. અમદાવાદ મ્યુ. સ્કુ. નં. ૨૬ સ્કુલ કમીટીના મેમ્બરો તથા બીજા ગૃહસ્થો રૂ. ૨૦—૮—૦ ઇનામ. **પોલારપુર**—દિવાલગજ રાજગરજી રૂ ૧૫—૦—૦ ચોપડી, રૂમાલ તથા મીઠાઇ વગેરે. **અમદાવાદ મ્યુ. સ્કુ. નં. ૩૦** રૂ. ૧૨૧—૦—૦ ઇનામ વગેરે. **પોલારપુર**—મગનલાલ ગોરધન રૂ.૪—૦—૦ દુધપેંડા—**અમદાવાદ મ્યુ. સ્કુ. નં. ૩** રૂ ૪૫—૭—૦ જુદા જુદા ગૃહસ્થો, ઇનામ.

**સુરત વિભાગ—**

**મ્યુ. સ્કુલ નં ૨૧.** શેઠ હાજી અબદુલ રહેમાન રગુનવાળા રૂ. ૧૭—૩—૩ ઇનામ.

**ખેડા વિભાગ—**

**પીપળાવ**—રા. બાબરભાઈ ભીખાભાઈ રૂ. ૩૫—૦—૦ સ્કુલ જમાડી રા. રણછોડભાઈ દેશાઈભાઈ ૩૧—૦—૦ સ્કુલ જમાડી. **મોગર**—

કન્યાશાળા ઠાકોર સાહેબ અમરસીંહજી ઇંદ્રસીંહજી રૂા. ૪-૦-૦ ઇનામ મોગર ઠાકોર સાહેબ તથા જુદા જુદા ગૃહસ્થો રૂા ૧૭-૦-૦ સ્કુલ જમાડી. ચીખોદ્રા—શેઠ ત્રીભોવન વંદ્રાવન રૂા. ૩૦-૦-૦, પટેલ નાથાભાઇ ગોકળભાઇ રૂા. ૨૫-૦-૦ તથા પટેલ અંબાઇદાસ રણછોડભાઇ રૂા. ૧૫-૦-૦, પટેલ ઝવેરભાઇ કાભાઇ રૂા. ૩૭-૦-૦ સ્કુલ જમાડી રાવળ પ્રતાપસીંગ. રૂા. ૧૦-૦-૦ મીઠાઇ. શેઠ ભોગીલાલ રૂા ૨-૮-૦ ટોપીઓ વહેંચી.

**નાંદોદ રાજપીપળા વિભાગ—**

**નાંદોદ**—મે દિગવજયસિંહજી દાદાસાહેબ રૂા ૧૫- -૦ પતાસાં. મદ્રેસ નંગ ૧ હેડમાસ્તરને તથા રૂા. ૨-૦-૦ રોકડા ક્લાસ માસ્તરને.

**કાઠીઆવાડ વિભાગ—**

વેરાડ—ઠક્કર મેઘજી તથા અન્ય ગૃહસ્થો રૂા. ૫-૦-૦ ઇનામ રૂા ૨૪-૮-૦ અન્ય ગૃહસ્થ તરફથી ઇનામ.

---

## સૂચના.

શાળાપત્રના લવાજમના નાણાં મનીઑર્ડરથી મોકલતી વખતે કૂપનો ઉપર મોકલનારે પોતાનું ઠેકાણું અને શી બાબતના નાણાં છે તે જણાવવા અમોએ પાછળના પૂઠા ઉપર સૂચના કરેલી છે, તેનો અમલ બરાબર થતો જણાતો નથી, અને કેટલીક વાર ગુંચવણ થાય છે માટે આથી ચેતવણી આપવામાં આવે છે કે મનીઑર્ડરથી નાણાં મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું તથા શાળાપત્ર ઉપરના શીરનામાની લેબલ ઉપરનો નંબર તેમજ શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે પૂરેપૂરા લખી જણાવવા. આ પ્રમાણે નહિ કર્યેથી કોઇના નાણાં કોઇને ખાતે જમા થશે અને ભૂલ થશે તેની જોખમદારી તેને શીર રહેશે.

એડિટર.

ગ્રાહકોએ શાળાપત્ર સંબંધી લખાણ કરતી વખતે પોતાના શાળાપત્ર ઉપરના શીરનામાની લેબલ ઉપરનો નંબર હંમેશાં લખી જણાવવો.

એડિટર.

---

ઉપલા ૧૩ પુસ્તકોનો આખો સેટ લેનારને પહોંચડામણી ખર્ચ પડશે નહિ, પણ માત્ર રૂ. ૭-૦-૦ મા મળશે (રૂ ૧૦ થી ૨૫) સામટાં લેનારને સંકડે ૧૦ ટકા લેખે અને પચીસ ઉપરાંતના ખરીદનારને સંકડે ૨૦ ટકા વટાવ આપવામાં આવશે નાચેના સ્થળે મળશે. ૧ ધી ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ, કોટ મુંબઈ. ૨ એન. એમ. ત્રિપાઠીની કાં૦ પ્રિન્સેસ રોડ, કાંનકાદેવી, મુંબઈ ૩ શા. ફગરાનદાસ નારણદાસ, બુકસેલર—નાણાવટ સુરત. ૪ હરિશ્ચન્દ્રની કાં૦ જીતેકરવાડી, ઠાકોરદ્વાર, મું ન ૨

---

## દીલ્લીવાળા લાલા બીશનદયાળ ધરમદાસનો



# શુદ્ધ સાચાં મોતીનો સુરમો.

આખની બળતર, ફળતર, મગજની ગરમી, નજળો, ખીલ, ઝાખ, ખારી, છાયા, ફુલ, પળ, આખમાંથી પાણીનુ ઝગવુ, ચીપડા, પરવાળા વીગેરેને મટાડે છે. આ સુરમો વિદ્યાર્થીઓને તથા નબળી આખવાળાને ઘણોજ ઉપયોગી તથા આશીર્વાદ રૂપ છે.

કીમત નં. ૧-૩ નો કાળો સુરમો તો ૦। ની શીશીનો રૂ. ૦॥
તો ૦॥ ની શીશીનો રૂ. ૧

નં. ૨ નો કાળો સુરમો તો ૦। ની શીશીનો રૂ ૦।
તો ૦॥ ની શીશીનો રૂ ૦॥

નં. ૪ નો પીળો સુરમો તો. ૦। ની શીશીનો રૂ. ૦॥
તો. ૦॥ ની શીશીનો રૂ. ૧ —

નં. ૫ નો ધોળો સુરમો તો ૦। ની શીશીનો રૂ. ૦॥
નં. ૬ નો લાલ સુરમો શીશી ૧ નો રૂ. ૦॥

☞ આંજવાની સળી શીશી સાથે મળશે.

બનાવનાર તથા વેચનાર

**લાલા બીશનદયાળ ધરમદાસ અત્તરવાળા.**

નં. ૩૫૫૩ અમદાવાદ

## સુચના.

આ પત્રસંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નૉટપેડ-કાગળો લેવામાં નહિ આવે. સહી વગરનાં લેખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલશે તો તે પણ યોગ્ય અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકેટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકેટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે; પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના; પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલ ખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે નહિ.

☞ **જાહેર ખબરોના ભાવમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો છે, તે તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ:—**

જાહેર ખબરો છાપવાના ભાવ.

| | | |
|---|---|---|
| રૂ. ૧ | લીટી. | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછી- |
| રૈ... ... ... ... ... | ૨ | ના અગીઆર માસ સુધી દર માસે |
| કેસુથી વધારે લીટીઓ માટે રૂ. ૧) | | ૄ ગણો ચાર્જ પડશે. છ માસ માટે |
| ની લીટીઓ ત્રણ પ્રમાણે. | | પહેલે મહિને પૂરો ચાર્જ અને પછી |
| બાર માસ લગી લાગલાગટ હશે | | દરેક માસે ૄ ચાર્જ લેવાશે. |

શાળાપત્રની સાથે કોઈ પણ હેંડબિલ વહેંચવામાં આવશે નહિ.

REGISTERED NO. B, 48.

અંક ૫ મો. પુસ્તક ૪૭ મું.

# The Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

મે ૧૯૦૮.

## અનુક્રમણિકા.



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ.

" યુનાઈટેડ " પ્રિન્ટિંગ પ્રેસ.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમાએ બીજી કોઇ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુક સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે એક વખત કામ પાડી જોવાથી ખાત્રી થશે. પેકીંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની ગરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું નોટપેડ કાગળ લીધામા આવશે નહિ.

દસ્કત શિક્ષક કોપીબુકોનાજ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બન્ધ બેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લાન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મગાવીછે એ **સ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ અને ફારશી લખવાને ઘણી સગવડ ભરેલી** છે. દરેક બોકસમા ડઝન–૬. કિમ્મત રૂ. ૦॥, ઓછામા ઓછા ૮ બોકસ મંગાવનારને ૬। ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોકસ લેનારને ૧૨॥ ટકા મળશે. વેલ્યુપેએબલથી ૧ થી ૬ બોકસ મગાવનારને ખર્ચના વાજ વધારે લાગશે. **ભૂલી** જતા નહી, અને પૈસા પહેલાથી મોકલાવનારને બોકસના ખર્ચના બે આના લાગશે.

નમુના

આદરજી કાવસજી માસ્તરજી

દસ્કત શિક્ષક કોપી બુકોની

સ્ટીલપેનોના




**આદરજી કાવસજી** માસ્તર. દસ્કત શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા અને કમિશ્નન એજન્ટ. ધોબી તળાવ મુમ્બઇ.

ફર્સ્ટ બેઠ રૂ. ૦-૨-૬..ક્લોરેલાઇડ—સ્લેઇડ વિષે અગાઉ શાળાપત્ર પુ. છેલી ચાર બુકે-૨ જે લખ્યુ છે, તે વાચતા તે શુ છે તે સમજાશે. મ. દર્શા ઉસનહારાજાએ પોતાના રાજ્યમા ઔદ્યોગિક કેળવણી વધારવાના હેતુલેક્ષ.મ. એચ. જે. ભાભા, એમ. એ જે એ રાજ્યના કેળવણીખાતાના

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૭ મું. મે, ૧૯૦૮. અંક ૫.

**જૂન તથા જુલાઈનાં શાળાપત્રો ભેગાં છપાશે; કેમકે તેમાં ટ્રેનિંગ કૉલેજનો સુધારેલો કોડ છપાવાનો છે.**

## પ્રાથમિક શાળાના શિક્ષકોના પગાર વધારવાની યોજના.

અમને સત્તાવાર સ્થળેથી ખબર મળી છે કે પ્રાથમિક શાળાના શિક્ષકોનો પગાર વધારવાની જરૂર મહેરબાન ડિરેક્ટર સાહેબે સરકારને જણાવી છે અને સરકારે જાહેર રીતે એ બાબત પર વિચાર કરવાનો ઇરાદો દર્શાવ્યો છે. આ વરસમાં પગાર વધારવાની શરૂઆત થશે અને જેમ નાણાની છૂટ થશે તેમ સરકાર વધારે રકમ આપશે. સરકાર જેટલો વધારો કરવા ઇચ્છે છે તેટલો બધો વધારો દુકાળને લીધે એક વરસમાં કરી શકશે નહિ એવો સંભવ છે; પણ જેમ બને તેમ ટુંકા વખતમાં પ્રાથમિક શિક્ષકોનું એ અસંતોષનું કારણ દૂર થશે.

---

અમદાવાદમાં મુગાં તથા બહેરાં છોકરાંને કેળવવાની એક શાળા સ્થાપવામાં આવી છે તે વિષે આ અંકમાં જાહેર ખબર પ્રસિદ્ધ થઈ છે, તે તરફ અમે શિક્ષકવર્ગનું ધ્યાન ખેંચીએ છીએ. પોતાના ગામમાં એવાં છોકરાં હોય તેમનાં માબાપોને એ હકીકતથી વાકેફ કરી સમજાવી એ નિશાળમાં મોકલવાં કે તેમનું ભવિષ્ય સુધરે.

---

**હિંદુસ્તાન માટે સ્લોઈડ**—સ્લોઈડ વિષે અગાઉ શાળાપત્ર પુ૦ ૪૨ પૃ૦ ૧૦૧-૨ જે લખ્યું છે, તે વાંચતાં તે શું છે તે સમજાશે. મહીસુરના મહારાજાએ પોતાના રાજ્યમાં ઔદ્યોગિક કેળવણી વધારવાના હેતુથી મિ. એચ. જે. ભાભા, એમ. એ. જે એ રાજ્યના કેળવણીખાતાના

અધ્યક્ષ છે તેમને યૂરોપ અને અમેરિકાની કેળવણીની પદ્ધતિઓનો અભ્યાસ કરવા મોકલ્યા હતા. મહારાજાનો હેતુ એવો હતો કે જુદા જુદા દેશની શિક્ષણસરણિ જોઈ તેમાંથી આપણા દેશને શું અનુકૂળ છે તે મિ. બાબા શોધી કાઢે તો તે દેશમાં દાખલ કરવાથી લાભ થાય. મિ. બાબાએ હજી પોતે મહારાજાને પોતાના અનુભવ અને વિચારનો સવિસ્તર 'રિપોર્ટ' કર્યો નથી; પણ મુસાફરીથી પાછા ફર્યા પછી તરત જ તેમણે મહારાજાને કેટલીક ખાસ ભલામણ કરી છે અને તેમાંની એક એવી છે કે બોસ્ટનના ડૉ. ગુસ્તાફ લાર્સનને છ માસ નોકરીએ રાખી રાજ્યમાં 'સ્લોઈડ' પદ્ધતિ દાખલ કરાવવી અને તેમના ગયા પછી એ પદ્ધતિ જારી રાખે એવા શિક્ષકો કેળવવા. એ ભલામણ પ્રમાણે મહારાજાએ ડૉ. લાર્સનને બોલાવ્યા હતા ને તેમણે સ્લોઈડ પદ્ધતિનું શિક્ષણ આપ્યું છે. મૂળ એ સ્વીડનની પદ્ધતિ છે. 'સ્લોઈડ' શબ્દ સ્વીડિશ ભાષાના 'સ્લોગ' વિશેષણ જેનો અર્થ 'હસ્તલાઘવવાળો,' 'ચપળ હસ્તવાળો' થાય છે તે પરથી વ્યુત્પન્ન થયો છે બાળકની શારીરિક, માનસિક અને નીતિવિષયક શક્તિનો વિકાસ કરવો એ એ પદ્ધતિનો ઉદ્દેશ છે, માત્ર કાર્યદક્ષતા લાવવી એટલો જ ઉદ્દેશ નથી ડૉ. લાર્સન કહે છે કે બાલ્યાવસ્થામાં જ્યારે બધી શક્તિઓ વિકાસ પામે એવી હોય છે તે અવસ્થામાં સર્વ શક્તિઓને કેળવવી અને કેળવણી એકદેશી નહિ, પણ સર્વદેશી બનાવવી એ સ્લોઈડનો ઉદ્દેશ છે. જુદા જુદાં યોજનાના કામનો અભ્યાસક્રમ એવી રીતે ગોઠવવામાં આવે છે કે બાળકને બુદ્ધિપૂર્વક સ્વાશ્રયની ટેવ પડે છે ને તે જીન્દગીમાં ઘણી હિતકારક થાય છે. ડૉ. લાર્સન કહે છે કે સ્લોઈડ પદ્ધતિ પ્રમાણે શિક્ષણ બરોબર અપાયું છે કે નહિ તેને માટે નીચેના પરીક્ષક પ્રશ્નો છેઃ—

૧ કામ કરતી વખતે બાળકની બેસવાની સ્થિતિ અને હીલચાલ તેની શારીરિક વૃદ્ધિને હિતકર છે કે નુકસાનકારક છે ?

૨ શિક્ષકની પ્રેરણા વગર અને તેના અટકાવ્યા વગર ને પોતાની વિચારશક્તિ કામે લગાડે છે કે નહિ ?

૩ એના કામથી સ્વાભિમાનને ઉત્તેજન મળે છે કે મિથ્યાભિમાનને ?

૪ એ પોતાના કામમાં ઉત્કૃષ્ટતા લાવતાં શીખે છે, અને વધારે વધારે સૂક્ષ્મદૃષ્ટિથી પોતાના કાર્યની પોતેજ પરીક્ષા કરતાં શીખે છે કે કેમ ?

૫ એને સુંદર આકારની સમજણ આવી છે કે નહિ અને નકામા આડંબરથી દૂર રહેવાની ટેવ પડી છે કે નહિ ?

૬ બીજાને માટે કામ કરવાથી એને શહેરી તરીકેની પોતાની ફરજ સમજવાનું કંઈ શિક્ષણ મળ્યું છે કે નહિ ?

૭ એની છેવટની કૃતિ એના પોતાનાજ પ્રયત્નનું ફળ છે અને તે સુંદર છે કે એની શક્તિ બહાર હોવાથી એનાથી બરોબર થઈ શક્યું નથી!

આવાં પરિણામ લાવવા માટે ડૉ. લાર્સન નીચેના સામાન્ય નિયમો આપે છેઃ—

૧ શિક્ષકો ઊંચી કેળવણી પામેલા, એ પદ્ધતિથી જાણીતા હોવા જોઈએ, માત્ર કારીગરજ હોય તે બસ નથી.

૨ શિક્ષણ પદ્ધતિસર અને ક્રમિક હોવું જોઈએ; અને આખા વર્ગને બતાવવા જેવા પ્રયોગો સિવાયનું શિક્ષણ પ્રત્યેક શિષ્યને છૂટું છૂટું આપવું જોઇએ.

૩ જેથી સ્વતન્ત્ર, ચાલાક, શારીરિક ચેષ્ટાને ઉત્તેજન મળે અને ઉત્તમ શારીરિક વૃદ્ધિ થાય એવું હસ્તકાર્ય કરાવવાનું પસંદ કરવું જોઈએ.

૪ શિષ્યવર્ગ જે હસ્તકાર્ય કરે તેમાં તેનો પોતાનો પ્રયત્ન પ્રત્યક્ષ હોવો જોઈએ. કામની વહેંચણીથી કે યન્ત્રની મદદથી તે કાર્ય થયલું હોન જોઈએ.

૫ નમુનાઓ સ્વચ્છતા અને ચોકસાઈની બાબતમાં દરેક રીતે પૂર્ણ અને ઉત્કૃષ્ટ પ્રતિના જોઈએ, અને એવા હોવા જોઈએ કે જેથી [illegible]રા કામ પર તે કામની ખાતરજ પ્રેમ ઉત્પન્ન થાય, કંઈ લાભ ખાતર નહિ.

૬ દરેક શિષ્ય જે હસ્તકાર્ય કરે તેની પરીક્ષા તેને પોતાનેજ કરવાની ટેવ પાડવી જોઈએ કે તેમ થવાથી સાવચેતીથી અને સ્વતન્ત્ર વિચાર કરવાની ટેવ પડે.

સ્લોઇડનો શિક્ષક—એ શિક્ષકમાં કંઈક જન્મથીજ અનુકૂળ સંસ્કાર હોવા જોઈએ. તેણે બાળસ્વભાવ અને બાળજીવન સમજવાં જોઈ-

એ. તેને પ્રાકૃતિક વિદ્યાનું સામાન્ય શિક્ષણ મળેલું હોવું જોઈએ અને શિક્ષણશાસ્ત્રથી તે વાકેફ હોવો જોઈએ.

કળાવિજ્ઞાન એ પદ્ધતિના શિક્ષકમાં આવશ્યક છે; પરંતુ શિક્ષક પસંદ કરતી વખતે માત્ર એજ યોગ્યતા ધ્યાનમાં રાખવાની નથી.

સ્લોઈડનાં મૂળતત્વો શીખવા માટે અને તેનું આનુભવિક જ્ઞાન મેળવવા માટે ઓછામાં ઓછા ચાર પાંચ માસ સુધી હસ્તશિક્ષણકેળવણીનું શાસ્ત્રીય અને આનુભવિક જ્ઞાન મેળવવું જરૂરનું છે.

**સ્લોઈડના નમુના માટે સામાન્ય નિયમોઃ—**

( ૧ ) નમુના તૈયાર કરવા માટે કોઈ પ્રકારની તૈયારીનાં મનોયત્ન કરાવવાની જરૂર નથી.

*( ૨ ) દરેક નમુનો સપૂર્ણ પદાર્થ હોવો જોઈએ, તેનો અવયવ નહિ.*

( ૩ ) નમુનાઓમાં વર્તુલાકારની સપાટીવાળા નમુનાની યોગ્ય સંખ્યા જોઈએ.

( ૪ ) નમુનાઓ ઉપયોગી પદાર્થના જોઈએ કે બાળકને તેનો ઉપયોગ સમજાય. દરેક પદાર્થ સાદો, પણ સુંદર આકારનો અને સુશ્લિષ્ટ પ્રમાણવાળો જોઈએ.

( ૫ ) સામાન્ય રીતે કોઈ પણ નમુનામાં પાંચથી વધારે નવી કૃતિ ન આવવી જોઈએ કે પાંચથી વધારે અને એકથી ઓછા ઓજારનો તેમાં ઉપયોગ થવો ન જોઈએ.

( ૬ ) નમુનાઓનો ક્રમ એવો યુક્તિસર ગોઠવેલો હોવો જોઈએ કે બાળક દરેક નમુનો ક્રમે ક્રમે પોતાની મેળેજ અને ઉત્કૃષ્ટ રીતે કરી શકે.

**શારીરિક લાભ**—આરોગ્યને ફાયદો ન કરે એવી તમામ સ્થિતિ અને ચેષ્ટાનો એ પદ્ધતિમાં ત્યાગ કરવામાં આવે છે. હસ્ત, બાહુ, ખભા, પગ, છાતી અને શરીરના કાઠાના તમામ સ્નાયુઓ એથી કેળવાય છે.

**માનસિક લાભ**—એથી બાળકની વિચારશક્તિ બીજી કોઈ પણ પદ્ધતિ કરતાં વિશેષ કેળવાય છે, તેમને ચોકસાઈની વિશેષ ટેવ પડે છે અને તેઓ વિશેષ ચપળ બને છે તથા મનોવૃત્તિઓને દાબમાં રાખતાં શીખે છે. આ ગુણો સંપાદન કરવામાં એ શિક્ષણપદ્ધતિ તેમજ જે હેતુ કંઈક ઉપયોગી અને બનાવવા લાયક વસ્તુ બનાવવા બાળકને પ્રેરે છે તે-

થી મદદ મળે છે. વળી સંકલ્પવૃત્તિ દૃઢ થાય છે અને નીતિની કેળવણીમાં એ અગત્યની બાબત છે. મન કેળવવામાં કયું ઉત્કૃષ્ટ છે એ દૃષ્ટિથી સ્વીડનમાં ઘણી જાતનાં હસ્તકાર્યની પરીક્ષા કરવામાં આવી છે. પણ તેમાં સ્લોઈડ પદ્ધતિ જેવી કોઈ પણ બીજી પદ્ધતિ મન કેળવવામાં ઉત્તમ માલમ પડી નથી.

ગયા દસેરાને દહાડે મહીસુરમા જે ઔદ્યોગિક પ્રદર્શન ભરવામાં આવ્યું હતું તેમાં બોસ્ટનની સ્લોઇડ ટ્રેનિંગ સ્કૂલના નમુનાઓ મૂકવામાં આવ્યા હતા. એ પ્રદર્શનના એક ભાગમાં શિક્ષકો માટે સ્લોઇડ નમુનાનો ટુંકો ક્રમ દર્શાવવામાં આવ્યો હતો અને બેંગલોરમાં શિક્ષકોના ટ્રેનિંગ વર્ગોમાં એવાજ નમુના શિખવવામાં આવે છે. વળી સ્લોઇડ પદ્ધતિના આધારનિયમો દર્શાવનારો એક નકશો પણ એ પ્રદર્શનમાં મૂકયો હતો, તેમજ નમુનાઓ, ગનોયત્નો, ઓજારો અને લાકડાં ક્રમિક અભ્યાસક્રમ સમજાય એવી રીતે ટુંકામાં સમજાવ્યાં હતાં. તેની સાથે બાળકોને માટે ત્રણ વરસના અભ્યાસક્રમ સારૂ નમુનાઓનો સંગ્રહ પણ બતાવ્યો હતો. યુનાઇટેડ સ્ટેટ્સની બધી ગ્રામર સ્કૂલોમાં અનુકૂળ ફેરફાર સાથે એ નમુનાઓ વપરાય છે. અમેરિકામા દરેક બાળક પાસે અઠવાડીઆમાં લાગલગટ બે કલાક એવું કામ લે છે.

અમેરિકામાં એક એવી ચોપડી બાળક પાસે રખાવવામાં આવે છે કે જેમાં તેને પોતાના હસ્તકાર્ય માટે પોતાનોજ અભિપ્રાય લખવો પડે છે. આથી તે પ્રામાણિકપણું શીખે છે અને તેની પરીક્ષકશક્તિ કેળવાયછે.

પ્રદર્શનના એક ભાગમાં કેટલાંક ચિત્રો હતાં, તેમાં કામ કરતી વખતની શરીરની ખરી સ્થિતિ જણાતી હતી તેમજ ઓજારો વડે ઘણી કૃતિઓ કરતી વખતે બાળકો સાધારણ રીતે કેવી ખોટી સ્થિતિમાં બેસે છે ને તેથી શરીરમાં કેવી ખોડ આવે છે તે પણ એ ચિત્રો પરથી માલમ પડતું હતું. આવાં ચિત્રો પંદર હતાં અને તે દરેક સ્લોઇડ સ્કૂલમાં શિક્ષક અને શિષ્યને કામ કરતી વખતની ખરી સ્થિતિનુ ભાન કરાવવા મૂકવાની જરૂર છે.

વળી યુરોપ અને અમેરિકામાં જે ત્રણ હસ્તકાર્યશિક્ષણપદ્ધતિઓ ચાલે છે તેનું દિગ્દર્શન અને તેમાં સ્લોઇડ પદ્ધતિ બીજી પદ્ધતિઓ કરતાં કેવી રીતે ચડીઆતી છે તે પણ એક નકશામાં પ્રદર્શનને એક સ્થળે બતાવ્યું હતું.

ડૉ. લાર્સન મહીસુરમાં સ્લોઈડ પદ્ધતિ દાખલ કરી અમેરિકા પાછો ગયો છે. એની દેખરેખ નીચે જે કામ થયું હતું તેના નમુના દસેરાના પ્રદર્શનમાં મૂકવામાં આવ્યા હતા. નમુનાઓ પરથી બાળકનાં કામમાં ક્રમે ક્રમે કેવો સુધારો થયો હતો તે સ્પષ્ટ જણાતો હતો અને દરેક ક્રમિક કૃતિમાં ચોકસાઈ સંપૂર્ણ જોવામાં આવતી હતી. વળી પ્રત્યક્ષ નમુના (મૉ-ડેલો) પરથી બાળકોએ કાઢેલાં ચિત્રો તેમજ તે ચિત્રોની બીજી નકલો પણ ત્યાં હતાં. એક સાદી તરેહનું ચોપડીઓ મૂકવાનું ફરતું 'સ્ટૅન્ડ' અને ચાહ પીવાનું મેજ એના પણ ઉત્તમ નમુનાઓ પ્રદર્શનમાં જોવામાં આવતા હતા. દરેક નમુનો કોઈક ઉપયોગી પદાર્થનો હતો અને તેમાં શિક્ષકોએ સ્લોઈડ પદ્ધતિનો ડૉ. લાર્સન પાસે અભ્યાસ માત્ર થોડાજ વખત પર (એકાદ માસ પર) કર્યો હતો તેમા તેઓએ કેવી સંપૂર્ણતા પ્રાપ્ત કરી હતી તે દર્શાવી આપતો હતો. એ તરુણ પુરુષોએ ડૉ. લાર્સનના હાથ નીચે એ પદ્ધતિનુ જ્ઞાન મેળવ્યુ હતુ અને પોતાનું જ્ઞાન છોકરાઓને આપવા પણ માંડયું હતું. એ બાળકોનુ કામ જોનારને પણ સ્પષ્ટ માલમ પડતું હતું કે ડૉ. લાર્સનનું શિક્ષણ ઘણું અસરકારણ થયું છે. એણે તરુણ પુરુષોને એવી સારી રીતે કેળવ્યા છે કે તેથી તેઓ એ કામ શીખ્યા છે એટલુંજ નહિ, પણ બાળકોને એ પદ્ધતિનું જ્ઞાન કેવી રીતે આપવું તે પણ તેઓ જાણતા થયા છે. ડૉ. લાર્સનની શિક્ષણસરણિ એવી તો ઉત્કૃષ્ટ હતી કે તેથી માત્ર કારીગરીનુ જ્ઞાન થયું છે એટલુજ નહિ, પણ તેની સાથે માનસિક અને આધ્યાત્મિક કેળવણી પણ તેમને મળી છે. વળી બાળકોને પોતાના કામની પરીક્ષા કરતાં કેવી રીતે શિખવ્યું છે તે તેમની પરીક્ષાપોથી તપાસવાથી કોઇ પણ માણસ તરત સમજી શકે છે. પોતાની કારીગરી ઉત્તમ હોય છે, તોપણ કેટલાંક છોકરાં તે સાધારણ છે એમ તેને માટે પોતાનો અભિપ્રાય લખે છે અને તે અભિપ્રાય સારૂ પોતાનુ કારણ પણ આપેલું હોય છે. આ પ્રમાણે બાળકને પોતાના કામની પરીક્ષા કરવાની ટેવ પડે છે; અને તે ઉત્તમ માલમ પડે છે ત્યારે તેના હર્ષનો પાર રહેતો નથી. આવી આત્મપરીક્ષા દુનીઆના દરેક ધંધામાં ઘણી ઉપયોગી છે અને એ પરીક્ષા અન્ય પુરુષની પરીક્ષા કરતાં પણ ઘણી સખત થાય છે. જે પુરુષ પોતાની પરીક્ષામાં ઉત્તીર્ણ થાય છે

તે અન્યની પરીક્ષામાં સહેલાઈથી ઉત્તીર્ણ થશે એવું ડૉ. જોન્સનનું વચન કેવું સત્ય છે તે આથી તે સમજાતો થાય છે. દરેક કામ ઉત્કૃષ્ટ રીતે કરવું અને તેવું પોતાની પરીક્ષામાં માલમ પડે ત્યારેજ સંતુષ્ટ થવું એ ટેવ આ પદ્ધતિથી કેળવાય છે, એ કંઈ નાનો સુનો લાભ નથી.

---

**'સાયન્ટિફિક અમેરિકન'માં ડૉ. લુન્ડિએ આંખના સંરક્ષણ માટે નીચેના નિયમો આપ્યા છે તે ઉપયોગી હોવાથી અત્ર છાપ્યા છે:—**

( ૧ ) ઝાંખે દીવે વાંચવું કે અભ્યાસ કરવો નહિ.

( ૨ ) પ્રકાશ બાજુ પરથી આવે, પાછળથી કે આગળથી નહિ એવી રીતે દીવો મૂકવો.

( ૩ ) સૂતાં સૂતાં વાંચવું નહિ.

( ૪ ) શરીરને બહુ પરિશ્રમ પડયો હોય ત્યારે વાંચવું નહિ.

( ૫ ) આંખને બહુ નજદીક રાખવી પડે એવી રીતે કોઈ કામ બહુ લાંબો વખત કરવું નહિ.

( ૬ ) મગજ કે ચહેરા પર અમુક સ્થળે લોહીનો જમાવો કરે એવી વાંકા વળીને કામ કરવાની સ્થિતિથી દૂર રહો.

( ૭ ) હમેશ સારાં છાપેલાં (મોટાં બીબાવાળાં) પુસ્તકો વાંચો.

( ૮ ) દારૂ અને તંબાકુના વ્યસનથી દૂર રહો; કેમકે એથી આંખને ઇજા થાય છે.

( ૯ ) ખુલ્લી હવામાં પૂરતી કસરત લો.

( ૧૦ ) મનને કેળવો તેની સાથે શરીરને પણ કસરત આપતા રહો.

( ૧૧ ) પ્રકાશના વક્રીભવનથી થતા દોષોનો યોગ્ય કાચથી ઉપાય કરો.

( ૧૨ ) મેજ પર બેસી વાંચતા હો તો તેના પર લીલા રંગનું ઢાંકણુ રાખો.

( ૧૩ ) દીવા પર 'શેડ' કે લાલ ઢાંકણુ રાખો.

( ૧૪ ) અગ્નિને અજવાળે વાંચવુ નુકસાનકારક છે; કેમકે તેથી કીકી સંકુચિત અને વિસ્તૃત થાય છે.

જ્યારે આંખને પવન કે સૂર્યના પ્રકાશથી ઇજા થઈ હોય ત્યારે તેને ઉધ્ધાયે પાણીએ ધોઈ નાંખવી ને ગુલાબ જળમાં કપૂર ( ૧ : ૮ ના પ્રમાણમાં ) નાખી તેનાં ટીપાં આંખમાં મૂકવાં.

દ્વારકાનો ગુગલી બ્રાહ્મણ કેશવાનંદશિષ્ય મુકુંદ નામનો આજ નામનો એક બીજો કવિ થઇ ગયો છે. તેમણે કબીર ચરિત્ર અને ગોરક્ષ ચરિત્ર નામનાં બે કાવ્ય રચ્યાં છે. તે આ મુકુંદથી ભિન્ન છે, કેમકે ગોરક્ષ ચરિત્રનો કર્તા મુકુંદ સંવત્ ૧૭૦૮ માં થઇ ગયો, ત્યારે પાંડવ અશ્વમેધ વાળો આ મુકુંદ, સંવત ૧૬૪૨ માં હતો. તે જોતાં બંનેના વર્ષમાં લાંબું અંતર જણાય છે. તેમજ પહેલાં મુકુંદના ગુરુનું નામ જગદીશ હતું, ત્યારે બીજાના ગુરુનું નામ કેશવાનંદ જણાય છે.

૬. કવિ વિષ્ણુદાસ—રૂકમાંગદ આખ્યાનના કર્તા—ખંભાતના સાગર તટ ઉપર તાંબાવટમાં રહેનારા આ મચ્છ (માછી) કુળમાં જન્મેલા ઉદ્યોગી કવિએ આખા મહાભારતનું ભાષાંતર કવિતારૂપે કરેલું જણાય છે. તેમાંનું આશ્રમિક પર્વ નામનું મોટું બાંણું કડવાનું કાવ્ય હાથ આવ્યું છે. આ પર્વનો તેમણે સંવત ૧૬૪૭ ના જેઠ માસની પાંચમે આરમ્ભ કર્યો હતો. (પ્રતમાં સુદ કે વદ, તે આપેલું નથી, તેમ પુરૂં ક્યારે કર્યું તે પણ જણાવેલું નથી.) તેના છેવટના ભાગમાં તેઓ પોતાના ગુરુ ભૂધર વ્યાસની સ્તુતિ કરી ઉપકાર માને છે. લખ્યા સાલ સ. ૧૮૬૧ આસો સુદિ ૬.

બીજી પ્રત સંવત્ ૧૯૦૮ ફાગણ વદિ દશમની લખાયેલી હાથ આવી છે. તેમાં વિશેષ હકીકત નીચે પ્રમાણે આવી છે.

તેઓ જાતના માછી હોવાથી તેના માટે તેઓ પોતે, પોતાના કાવ્યમાં આ પ્રમાણે લખે છે.

"કવિ જાતિ મચ્છકુળ માહે"

ને દેટલા જ ઉપરથી તેઓ બ્રાહ્મણને વંદતા જણાય છે.

'મેં વિપ્રને ચરણે વંદી'

તેમણે બાળપણમાં ભારતનો અભ્યાસ કર્યો હતો, પણ સંસ્કૃત ભાષાનું જ્ઞાન તેમને નહિ હોવાથી પોતાના ગુરુ ભૂધર વ્યાસ પાસેથી સંસ્કૃત ભારત સાંભળી તે ઉપરથી તેમણે આ કાવ્ય રચ્યાનું જણાવ્યું છે.

૭. કવિ તુલસીદાસ—ધ્રુવાખ્યાનના કર્તા*—તેમણે તે સિવાય સીતાજી

---

* આજ સુધી ધ્રુવાખ્યાન મોટું, આ કવિનું બનાવેલું મનાય છે. છતાં કરાંચી તાબે નાંદોદમાંથી મળેલી ધ્રુવાખ્યાનની પ્રતમાં કર્તા તરીકે વૈકુંઠ નામ આપેલું છે. ને તે પોતે પોતાને તુલસીસુત જણાવે છે.

**નો સોહલો** નામનું છત્રીસ છંદનું કેદારા રાગનું એક નાનું કાવ્ય રચ્યું છે, તેમાં રચ્યા સાલ નથી. લખ્યા સાલ સંવત્ ૧૮૫૫ જેઠ સુદિ ૧.

૮. કવિ હરદેવરામ—આ કવિએ સંસ્કૃત બ્રહ્મોત્તર ખંડમાંથી **શિવપુરાણ** નામનું એક મોટું સાડત્રીશ કડવાનું કાવ્ય બનાવ્યું છે તેના અંતભાગમાં તેમણે પોતાની આ પ્રમાણે હકીકત આપી છે.

તેમનો જન્મ ખંભાતમાં થયો હતો, તે સિદ્ધપુરમાં તેમનું ઘર દેવની પોળમાં હતું. ઉદ્યમ માટે તેઓ સુરતના ગોપીપુરામાં રહેતા હતા.

તેમના પિતાનું નામ મહાદેવ, માતુશ્રીનું નામ, કૃષ્ણાબાઈ, ને પત્નીનું નામ રૂક્મણિ હતું. તેમ તેમને સહેદેવ, જગ્નેશ્વર, ને જાગેશ્વર નામના ત્રણ ભાઇઓ હતા.

તેઓ ન્યાતે સહસ્ત્ર ઔદિચ્ય, યજુર્વેદ, વાશિષ્ટ ગોત્ર, ને છટ્ઠા પદના હતા. (છટ્ઠા પદના ઠાકર કે દવે તે જણાવેલું નથી.)

સુરત માંડવીમાં સં. ૧૮૦૭ શ્રાવણ વદ ૮ ને દિવસે શરૂ કરી ભાદરવા સુદિ ૧૧, પુરી કરેલી બીજી પ્રત ઉપરથી નીચે પ્રમાણે હકીકત મળી આવે છે

વતન માધવપુર, જન્મભૂમિ ખંભાત, કાશ્યપ ગોત્ર, યજુર્વેદ ને માધ્યંદિની શાખાના ગુજરાતી સહસ્ર ઔદિચ્ય.

ધંધા માટે સુરતમાં આવેલા બેગમપુરાના સોમેશ્વર ફળિયામાં રહેતા હતા. ગુરુનું નામ શ્રીદેહ હતું.

૯. કવિ વછીયો—બૃ. કા. ના ચોથા ભાગમાં આ કવિનો સીતા સંદેશો છપાયો છે. તે વિના તેમણે **રણજંગ** નામનું સત્તર કડવાંનું એક કાવ્ય રચ્યું છે. તેનો વિષય પ્રેમાનંદ કવિના 'રણયજ્ઞ' ને મળતો છે, પણ ભાષા તેના કરતાં વધારે જૂની છે.

આ કાવ્યમાં તેમણે પોતાની હકીકત કે રચ્યા સાલ આપી નથી. લખ્યા સાલ સંવત્ ૧૭૪૦ મહા સુદ ૭ ને રવિવાર.

૧૦. કવિ રામકૃષ્ણ—આ આધુનિક કવિનાં પરચુરણ પદ બૃ. કા. ના ભાગ બીજા તથા ત્રીજામાં આવી ગયાં છે તે સિવાય તેમણે **ગજેંદ્રમોક્ષ** નામનું દશ કડવાંનું એક નાનુ કાવ્ય બનાવ્યું છે. તેનો આધાર તેમણે ભાગવત ઉપરથી લીધેલો જણાય છે. તેનું આઠમું કડવું એટ-

હું તો કરુણરસથી રચાયેલું છે, કે તે સાંભળતાં કોમળ અંતઃકરણના સ્ત્રીછોકરાંવાળા પુરુષની આંખોમાંથી વખતે આંસુ ખરે છે

જે માણસો અંતકાળે સંસ્કૃત ગીતાનો અર્થ સમજી શકતાં નથી, અથવા જેમને તેવા પ્રસંગે ગીતા સંભળાવનાર પુરાણી મળી શકતા નથી, તેવા માણસોને તેવા વખતે આ ભાગમાં આ કાવ્ય ગાઈ બતાવવામાં આવે છે. જે સાંભળતાં સાંભળનાર માણસની સંસાર ઉપરથી કાંઈક આસક્તિ કમી થાય છે. વળી તેનું એક કડવું પ્રભુની પ્રાર્થના રૂપે છે તે સાંભળતાં પણ મન ઉપર સારી અસર થાય છે. રચ્યા સાલ આપી નથી. આ ભાગમા આ રસિક કાવ્ય ઘણીખરી સ્ત્રીઓને મોઢે છે. તેમાંની એક સ્ત્રી પાસેથી ઉતારી લીધુ છે.

૧૧. કવિ નાકર—આ કવિની કવિતા બૃ. કા. ના છઠ્ઠા ભાગમાં છપાઈ છે તે વિના તેમણે આખુ મહાભારત રચ્યાનુ સાંભળ્યું છે તેમાંના **સભા, આર્ણિક, વૈરાટ,** ને **ગદાપર્વ** હાથ આવ્યાં છે તેમાં કવિની હકીકત આપેલી નથી, પણ આપણા સુપ્રસિદ્ધ સાક્ષર કેશવલાલભાઈ ધ્રુવના જણાવ્યા પ્રમાણે તેઓ વડોદરાના રહેનારા ને વણિક જ્ઞાતિના હતા. તે સંવત્ ૧૦૦૨-૪ માં હયાત હતા.

૧૨ કવિ ભાઈશંકર—કૃત **લક્ષ્મીપાર્વતીના સંવાદ** નામનુ એક નાનું પણ રમુજી કાવ્ય હાથ આવ્યુ છે. તેના પચાશ ટાંપ છે. કાવ્યની ખુબી એવી છે, કે કોઈ ચેષ્ટા સાથે છટાબંધ કહેનાર શખ્સ હોય તો તે સાંભળતાંની સાથેજ તે જગોએ થોડીવારમાં પાંચ પચીશ માણસ ભેગાં થઈ જાય છે.

**સકાળશાખ્યાન** નામનું તેવું ટાપનું કાવ્ય જડયું છે. તેનો પાછલો ભાગ જતો રહેવાથી કર્તા કે રચ્યા સાલ જણાતી નથી.

૧૩ કવિ હીમા—નાં કેટલાંક સુબોધક પદ હાથ આવ્યાં છે. ગામડાના લોક જે પદ ઘણું રસિક ને બોધપ્રદ હોય તેને ટંકશાળી પદ કહે છે. આ કવિનાં બધાં પદ તેવાં ટંકશાળી છે. કેટલાંક પદમાં 'હીમદાસ' નામનો કવિ આવે છે. તે અને આ એક કે ભિન્ન તે સમજાતું નથી. મોટા ભક્તનાં રચેલાં કેટલાંક પદ જડયાં છે તે પણ રસિક છે.

૧૪ કવિ માધવ—કૃષ્ણના દ્વાદશ માસ, અને શિખામણનો કક્કો, તેમાં

કર્તાની લખ્યા સાલ સં ૧૮૭૫ આસો વ. ૯ ને મંગળવાર. તે વિના કૃષ્ણનું પારણું અને બીજા છૂટક પદ.

૧૫ આદિ ભક્ત કવિ નરસિંહરામ—ના રચેલા બે જુદા જુદા રાગના દ્વાદશ માસ હાથ આવ્યા છે તેમાંના એક ગયા 'સમાલોચક'માં પ્રસિદ્ધ કર્યા છે. ત્યારે બીજા દ્વાદશ માસ અપ્રસિદ્ધ છે પણ તેનું રૂપાંતર કરી કોઈ માણસે તેના છેડે પોતાનું નામ આપેલું છે. તે વિષે આગળ લખવા વિચાર છે.

૧૬ કલ્યાણજી—તેમણે નરસિંહ મહેતાના પદ જેવાં અસરકારક પદ બનાવ્યાં છે. 'ગુમાનીના ઘેલારે આવરદા તો વહી-ગયો રે' એ અને એને મળતા બીજાં ઘણાં પદ વાચવા અને સાંભળવા લાયક છે.

ભોડાણાખ્યાન—નામનું કાવ્ય પૂરેપૂરૂં લખાયેલું હાથ આવ્યું છે. પણ તેમા કર્તા કે બીજી હકીકત લખેલી નથી.

૧૭ મહાકવિ પ્રેમાનંદકૃત ઓખાહરણ બત્રીશ કડવાનું જડયું છે. પ્રથમ એક નકલ હાથ આવી હતી તેમા ઓગણત્રીશ કડવાંથી કાવ્ય પુરૂં થયેલું હતું વળી છત્રીશ કડવાંથી ૫૬ કડવાં સુધી કરનાર રાજારામ સુત ગોવિંદરામ કૃત ઓખાહરણની નકલો જોવામાં આવે છે. બાકીનો વધારો દયારામભાઇનો કરેલો છે. આ બધામાં ઓગણત્રીશ કડવાનુંજ મૂળ પ્રેમાનંદભાઈનું ઓખાહરણ હોવું જોઈએ. બાકીનાં કડવા ક્ષેપક છે.

૧૮ કવિ નાગર—એમણે શિક્ષાના સુબોધક પદ રચ્યાં છે.

૧૯ કવિ નરભો—(નરભેરામ) આ પ્રખ્યાત કવિ એક પદમા પોતાના ગુરુ તરીકે બેચર ભટની સ્તુતિ કરે છે.

૨૦ મોતિરામ—નાં કેટલાક ભજન હાથ આવ્યા છે. ગોધરા પાસેના સહેરા ગામમાં આજ નામના એક આધુનિક ભક્તકવિ થઈ ગયા છે તે, ને આ એક કે જુદા તે જાણવા જેવું છે.

૨૧ કવિ આધારભટ— સ ૧૭૩૫ ને સં. ૧૭૨૬ ના બેસતા વરસને દહાડે એટલે કાર્તક સુદ ૧ને ભૃગુવારને દિવસે અનુરાધા નક્ષત્ર ને સિદ્ધિ યોગમાં આ કવિએ નરસિંહ મહેતાના દીકરા **શામળ શાહના વિવાહનું** કાવ્ય રચ્યું છે. તેના આરમ્ભનાં ૭ કડવાં

# भाषावतार.

ચાલુ પુ. ૪૭ પૃ ૧૧૩ થી.

ચાલતી ગુજરાતી ભાષામાં આવતા બધા ધાતુઓ અને શબ્દોનું મૂલ ગોતી કહાડવાની ખરેખરી જરૂર છે પણ તે કોશકાર ઉપર રાખી આપણે તો તેના નિયમ ગોતી કહાડવા અથવા કલ્પવા તથા તેના નમુનાનાં થોડાં ઉદાહરણો બતાવવાં એટલુંજ આ પ્રસંગે જરૂરનું છે.

અપભ્રંશ શબ્દોના નિયમો કેટલાક પ્રાકૃત વ્યાકરણને આધારે અને કેટલાક કલ્પિત ઠરાવેલા છે. એવા નિયમો જુદા જુદા ગ્રંથકારોએ આ પ્રમાણેની સખ્યાના લખ્યા છે-સૌરાષ્ટ્રદર્પણ (સને ૧૮૭૯ ના) માં ૮૦, વ્યુત્પત્તિપાઠમાં ૨૯ (પણ તેમાં પેટા વિભાગ છે), ઉત્સર્ગમાળામાં ૧૯૧ અને અપભ્રષ્ટશબ્દપ્રકાશમાં ૪૭ છે. તે બધાનુ દોહન આમા કરવામાં આવશે. એક શબ્દને એક કરતાં વધુ નિયમો લાગુ પડયા છે તે તેના ઉદાહરણોમાં તે તે ગણના અંક લખી જણાવવામાં આવશે. નિયમો એક જાતના બધા શબ્દોને લાગુ પડતા નથી તેથી [1]બાહુલક રીતિએ તથા આકૃતિ [2]ગણ રીતિયે લાગુ પાડી શકાય છે.

અમુક સરખા અમુકને અમુક રીતે થાય છે એ પ્રકારનો નિયમ અમુક શબ્દોને લાગુ પડે છે એમ બતાવવા તેવા શબ્દોના ગણ (જથ્થા) પાડી તે દરેક ગણ તે સાથે તેના નિયમો અને તે નીચે તેનાં ઉદાહરણો દેખાડવામાં આવશે લખેલા નિયમોના ખરાપણા વિશે જેટલા પુરાવા મળ્યા છે તેટલા નિયમ સાથેજ મૂકયા છે. ગણ લખતી વખ્તે આપણી ડાબી બાજુએ સસ્કૃત અસલ શબ્દ અને તેને પડખે તેમાથી થયેલો હાલની ચાલતી ગુજરાતી ભાષામા વપરાતો અપભ્રષ્ટ શબ્દ મુકયો છે. કયાંક સાથે સાથે બીજી પ્રાકૃત ભાષાઓના મળતા આવતા શબ્દો પણ દેખાડયા છે. દરેક ગણનાં વધુમાં વધુ ૧૦ ઉદાહરણો લખ્યાં છે જોકે તેનાં તેથી વધુ ઉદાહરણો ઘણા મળે છે તોપણ

---

१ क्वचित् प्रवृत्तिः क्वचिदप्रवृत्तिः क्वचिद्विभाषा क्वचिदन्यदेव । विधेर्विधानं बहुधा निरीक्ष्य चतुर्विधं बाहुलकं वदन्ति ॥

૨ જે શબ્દમાં જે નિયમ લાગુ પડેલો જોવામા તેને તે નિયમનો અથવા તે ગણનો છે એમ શબ્દની આકૃતિથી ઓળખવો તે.

## સંસ્કૃત પ્રકરણ.

૧ ગણુ ૧ લો—नियम } સંસ્કૃત શબ્દો અવિકૃત ગુજરાતી ભાષામાં આવે છે.

### અવિકૃત.

| | | | |
|---|---|---|---|
| | कर=રાજાનો. | अंक=આંકડો. | एक=સંખ્યા. |
| छिद्र=કાણું. | जीव=જીવ. | तस्कर=ચોર. | पेटी=પેટી. |
| वन=વન. | शिव=શિવજી. | हंस=હંસ. | વગેરે ઘણા છે. |

### વિકૃત.

સંસ્કૃત વિકૃત શબ્દો આગળ જુદા જુદા ગણુમાં આવશે એટલે તેનો જુદો ગણુ કરવાની જરૂર નથી.

## સ્વરપ્રકરણ.

૨ ગણુ ૨ જો—

नियम—અંત્ય अ નો आ થાય છે.

ઉદાહરણ

वणिजः=વાણિયા.

૩ ગણુ ૮ જો—

नियम—સાનુસ્વાર अ નો સાનુનાસિક आ થાય છે.

ઉદાહરણો.

| | | | |
|---|---|---|---|
| दंत=દાંત. | कंकर=કાંકરો. | बंधन=બાંધણું. | दंड=દાંડો. |
| अंगुली=આંગળી. ૨૩ | कंठ=કાંઠો. | वंश=વાંસ ૧૦૮ | વગેરે ઘણા છે. |
| कंकण=કાંકણ. | रंक=રાંક. | मंडित=માંડયું=( માડિયું ) | |

૪ ગણુ ૪ થો—

नियम—अनो ई થાય છે.

ઉદાહરણ.

मरक=मरकी

૫ ગણુ ૫ મો—

नियम—અંત્ય अ નો સાનુનાસિક उं થાય, છે

આ નિયમ સંસ્કૃતના અકારાંત નપુંસક લિંગના એકવચનના ગુજરાતીમાં થતા શબ્દને મુખ્ય લાગુ પડે છે.

| | | | |
|---|---|---|---|
| अच्छ=આછું | छन्न=છાનું | गौर=ગોરૂં | तल=તળું |
| अधिक=અદકું | उच्च=ઊંચું | घन=ઘણું | ઇત્યાદી ઘ- |
| कण=કણું | गल=ગળું | घट्ट=ઘાટું | ણા છે. |

૬ ગણ ૬ ઠ્ઠો નિયમ आ નો ए થાયછે.

ઉદાહરણ.

शय्या=સજ્જા=સેજ

वल्ली=વેલ્લી=વેલ્ય

उत्कर=ઉક્કેરો=ઉકેરો ( ઉકરડો )

कंदुक=ગેંદુઅ=ગેંદ ( દડો ) હીંદીમાં.

૭ ગણ ૭ મો=નિયમ=અનંત્ય अ નો ओ થાય છે.

† સંસ્કૃત ઉપરથી અપભ્રંશ થતાં બધી ભાષામાં અંત્ય अ નો ओ થાય છે તે એટલા સારૂ કે પુલ્લિંગ અકારાંત શબ્દનું પ્રથમા વિભક્તિનું એક વચન अः થાય છે અને તેની આગળ अ અને हश् પ્રત્યાહારનો અક્ષર આવે તો ओ થાય છે. તેને લીધે પ્રાકૃત ભાષાઓમાં તમામ શબ્દના अः નો ओ થઇ ગયો છે. જે ગુજરાતીમાં ચાલુ છે જેમકે સં. घटः નું ગુ૦ ઘડો. एरंडः નું. ગુ: એરંડો. પણ અનંત્ય अ નો ओ થયો જણાણો નથી તે થયાનાં

ઉદાહરણ.

अहो=ઓહો प्रहर=પોહોર बदर=બોર=बदरी=બોરડી ઇત્યાદિ.

ગણ ૮ મો નિયમ=अ નો ओ થાય છે

ઉદાહરણ.

वलय=બલોયું.

૯ ગણ ૯મો નિયમ અંત્ય अ નો ओ થાય છે.

આ નિયમ ૭ મા ગણમાં કરેલા વિવેચન મુજબ સંસ્કૃતના પુલ્લિંગના પ્રથમા વિભક્તિના એકવચનના अः ને માટે છે.

ઉદાહરણો.

| | | | |
|---|---|---|---|
| उंबर=ઊંબરો | घोटः=ઘોડો | आम्रः=આંબો | पिप्पलः=પીપલો |
| कलशः=કલશો | दीपः=દીવો | घटः=ઘડો | ઇત્યાદિ ઘણા છે |
| कूपः=કુવો | देवः=દેવો | संग्रहः=સંઘરો | |

૧૦ ગણ ૧૦ મો નિયમ अय નો ए થાય છે.

આ નિયમ સંસ્કૃત નિયમથી ઉલટો છે. સંસ્કૃતમાં ए નો अय् થાય છે. તેને બદલે ગુજરાતીમાં अय નો ए થયો છે. એમ થવાનુ કારણ ફકત ઉચ્ચારની અનુકૂળતા છે.

| | | | |
|---|---|---|---|
| अतिशय=અતિશે | परिचय=પરિચે | भय=ભે | संशय=સંશે |
| उदय=ઉદે | पराजय=પરાજે | मय=મે | ઇત્યાદિ. |
| जय=જે | प्रलय=પ્રલે | समय=સમે | |

૧૧ ગણુ ૧૧ મો. નિયમ अव નો ओ થાય છે

સંસ્કૃતમાં ओ નો अव् થાય છે પણ આ નિયમ अय ના ए ની પડે ઉલટો થયો છે. તે જુની ગુજરાતીમા પણ છે.

સં. अवसरति પ્રા. અવસરઇ. ગુ ઓસરે છે.

ઉદાહરણો.

| | |
|---|---|
| अवटंक=ઓડક ૬૭ | प्रवण=પરોણો (વાંસનો) ૧૦૮।૧૩૧ |
| धवल=ધોલ ધોળું ૧૦૪।૧૩૧ | नवमी=નોમ ૨૨ ઇત્યાદિ |
| कवल=કોળીયો ૧૨૫,૧૦૪ | अवतार=ઓવારો |
| रसवती=રસોઇ ૧૨૫ | |

૧૨ ગણુ ૧૨ મો— નિયમ— अ નો ह થાય છે.

ઉદાહરણ.

अलर्क=હડકાયલું अद्य=હજી अर्श=હરસ

૧૩ ગણુ ૧૩ મો— નિયમ— આદિ अ નો लोप થાય છે.

ઉદાહરણ.

अलष्टिका=લિયો अरघट्ट=રેહેંટ अश्ववार=સવાર

૧૪ ગણુ ૧૪ મો— નિયમ— आ નો अ થાય છે.

ઉદાહરણ.

आषाढीय=અસાડી=અષાડી आश्चर्य=અચ્ચરિય=અચરજ

૧૫ ગણુ ૧૫ મો— નિયમ— અંત आ નો अ થાય છે.

આ નિયમ પ્રાકૃતમાં પણ એજ રીતે છે. સં. शर्करानु પ્રા. सक्कर થઈ ગુ. માં સાકર થયું છે. હીંદીમાં પણ સક્કર થયું છે.

ઉદાહરણો.

अजमोदा=અજમોદ फणा=ફણ ૧૨૩ रेखा=રેખ सुरंगा=સુરંગ

| | | |
|---|---|---|
| धारा=આસ્ય. ૧૨૩ | माता=માત | लाक्षा=લા- ઇત્યાદિ ખ ૫. |
| छिक्का=છીંક ૪૧ | मुंजा=મુંજ | वेला=વેલ ૧૦૪ |

૧૬ ગણુ ૧૬ મો— नियम— आ નો ए થાય છે.

ઉદાહરણ.

पारावत=પારેવઓ=પારેવો.

૧૭ ગણુ ૧૭ મો— नियम— आ નો ओ થાય છે.

ઉદાહરણ

आलि=ઓલી=ઓળ્ય.

૧૮ ગણુ ૧૮ મો— नियम અંત્ય હ્રસ્વ इ નો अ થાયછે.

આ નિયમ બીજી ભાષાઓમાં જોવામાં નથી આવતો એટલુંજ નહી પણ જુની ગુજરાતીમાં પણ નથી. તેમનો उपरी, परारी વગેરે એવાને એવાજ રહ્યા છે. માત્ર ચાલતી ગુજરાતીમાં अ થયો જોવામાં આવે છે તે સરલોચ્ચારને માટે હશે. અંત્ય ઇકાર બોલતાં જીભને જોર પડે છે અને अ બોલવો સહેલો છે, ઘણા જણ શુદ્ધ બોલનારા गति, मति, गिरि, ज्ञाति, जाति, વગેરે એમના એમ પણ બોલે છે. કેટલા- ક ( સૌરાષ્ટ્રી ઘણાખરા ) તેમાં य જોડીને બોલે છે પણ તે य આખો નહી પણ અર્દ્ધ જેવો હોય છે તે इના પ્રતિનિધિ સંપ્રસારણરૂપે છે, ઉ- દાહરણમાં તેને વ્યંજનજ મૂકયો છે. આમે પણ ગુજરાતીમાં અકારાંત શબ્દો બધા વ્યંજનાંતજ બોલાય છે. લખાતા નથી. राम्, नाम्, देव्, पाक्, शाख्, વગેરે. અને તેને લીધે સંસ્કૃત શબ્દોમાં પણ તે વિકાર પેઠો છે. સેકંડ લેંગ્વેજ સંસ્કૃત વાળા કેટલાક વિદ્યાર્થીઓને हे राम्—हे रामौ—हे रामाः એમ સંબોધનમાં ઉચ્ચારતા જોયા છે (એટલુંજ ન- હી પણ ભાવનગરમાં એક વિદ્વાન ગૃહસ્થને જેને સંસ્કૃતમાં એટલું બ- ધું સરસ જ્ઞાન હતું કે ગીતાજી અને તે સાથે તેનું ભાષ્ય જનસમુદાય- માં વાંચતા હતા તેને પણ ममने ઠેકાણે मम् ઉચ્ચાર કરતા કાનોકાન સાંભળ્યા છે. )

---

## વાચનમાળાના ખુલાસા.

ચાલુ પુ. ૪૭ પૃ. ૧૨૫ થી.

(લખનાર—ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ.)

**પાઠ ૩૩.**

**ઝીણી.....**ચૂસી લેછે. ઝીણી રેતીના કણ વચ્ચે પોલાણ હોય છે, તેમાં (સાહી) ભરાઇ રહે છે. આપણા લોકોમાં સાહી ચૂસી લેવા માટે ઝીણી રેતી વાપરવામાં આવતી અને હજુ પણ વેપારી વર્ગના, તેમજ બીજા લોકો બ્લોટિંગ પેપર—(સાહીચૂસણીઓ કાગળ) ને બદલે રેતીજ વાપરે છે. સાહીચૂસણીઆ કાગળમાં પણ ક્રિયા એક સરખી થાય છે, આ કાગળ જાડો હોય છે, અને તેના ઉપર ઉપસેલા દાણા દાણા જોવામાં આવે છે. આ દાણાઓ વચ્ચેના પોલાણમાં સાહી ભરાઇ રહે છે. સાધારણ કાગળ સાહી ચૂસી લેતો નથી, કારણ કે દાણા દાણા વચ્ચેની જગ્યા આરથી પૂરી દેવામાં આવેલી હોય છે.

**પાઠ ૩૪.**

**સીંચ્યાં** છે. એક પર એક એમ ગોઠવ્યાં છે.

**પાઠ ૩૫.**

આ પાઠ શિખવતી વેળા ધમણ, એરણ, જતરડો, બતાવી તેના ઉપયોગ વિષે સમજુતી આપવી. કલાઇ, સીસું, જસત, વગેરે ધાતુઓ પણ બતાવી બરાબર ઓળખાવવી.

**પાઠ ૩૬.**

દણુ=બેવડીઓ પૈસો.

ગહોર=૧૫ રૂ.ની કીંમતનો સોનાનો શીક્કો બતાવવો.

**અધેલો=અર્ધો પૈસો.** આ પાઠ આપતી વેળા હાલ તરતજમાં ચાલુ થએલો એક આનાનો નિકલનો સિક્કો બતાવવો. બધા સિક્કાના આકાર કરતાં તેનો આકાર જુદો છે, તે તરફ વિદ્યાર્થીઓનું લક્ષ દોરવું.

**પાઠ ૩૭.**

કુહાડી અને સોયના પાઠ ઉપરથી શિખામણ આપવાની એ કે આ દુનીઆમાં બધી વસ્તુ ઉપયોગી છે. કોઇએ બડાઈ કરવી નહિ એ બાબત પણ બાળકોનાં મન ઉપર સારી રીતે ઠસાવવી.

**મુદર.** કુહાડીના પાના ઉપરના ટોચના ભાગને મુદર કહેવામાં આવે છે. આપેલા ચિત્રમાં મુદરનો ભાગ ચપટો બતાવેલો છે, તે ગોળ પણ હોય છે.

**લક્કડફોડા.** લાકડાં ફાડનારા કે ચીરનારા. ફોડવું—( स्फोटनं ) ઉપરથી ફોડા થયું છે.

**તેને......બાળવું પડયું**—લોઢાની સાથે માટી, ગંધક વગેરે ભળેલાં હોય છે તેથી લોઢાની કાચી ધાતુને તપાવી ચોકખું લોઢું મેળવવામાં આવે છે.

**પાઠ ૩૮.**

**કોઈ.....ત્રિકોણ**—ગોળ, ચોરસ અને ત્રિકોણ વસ્તુઓ દેખાડો, અને બાળકોને તેવી બીજી વસ્તુઓનાં નામ આપવા કહો. ત્રિકોણ (ત્રણ ખૂણા) માં ત્રણ અને ચોરસ (ચાર ખૂણા चतुर्+अस्र =ખૂણો) માં ચાર ખૂણા થાય છે, તે તરફ વિદ્યાર્થીઓનું લક્ષ દોરો.
**ઝાડ ફળે છે.**—ઝાડને ફળ આવે છે.

**કોસ.**—ગામડાનાં અને ખેડુતનાં બાળકોને કોસ કે થાળાના સંબંધમાં કંઈ વિશેષ કહેવા જેવું નથી, પણ શહેરનાં બાળકોને કોસ અને થાળાનો પાકો ખ્યાલ આપવા નજીકના કુવાવાળા ખેતરમાં અવશ્ય લઈ જવાં.

**થાળું.**—કોસમાંહેનું પાણી કુવા ઉપર ઢાળ પડતા પાકા બાંધી લીધેલા થાળામાં પડે છે, અને ત્યાંથી ધોરીઆવાટે પાણી ખેતરમાં લઈ જવામાં આવે છે. કેટલેક સ્થળે કામચલાઉ થાળાં પતરાંનાં બનાવેલાં હોય છે.

**આવ્યો રામ**—કોસ બે જાતના થાય છે; એક સૂંઢીઆ અને બીજા રામેઆ. જે કોસને સૂંઢ હોય છે તેને સૂંઢીઆ કોસ કહે છે. જ્યાં પાણી બહુ ઊંડાં હોતાં નથી, ત્યાં ઘણે ભાગે સૂંઢીઆ કોસ વપરાય છે, અને જે ભાગોમાં પાણી ઘણાં ઊંડાં ગએલાં હોય છે, અને તેથી કુવા પણ ઊંડા ખોદવા પડે છે, તેવા ભાગમાં ઘણે ભાગે 'રામેઆ કોસ' વપરાય છે. આ પ્રકારના કોસને સૂંઢ હોતી

નથી, તેથી તે કોસમાંનું પાણી સૂંઢીઆ કોસની પેઠે થાળામાં ઠલવાઇ જતું નથી. આ કોસમાંથી પાણી ઠલવી લેવા થાળા ઉપર એક માણસને ઉભા રહેવું પડે છે. જ્યારે કોસ ઉપર આવે છે, ત્યારે થાળા ઉપર ઉભેલો માણસ 'આવ્યો રામ' (કોસ ઉપર આવ્યો) એવી બૂમ પાડે છે. કોસ હાંકનાર માણસ દૂર ગએલો હોય છે, તેને બળદને આગળ નહિ હાંકી જવાની ચેતવણી આપવા આ પ્રમાણે બૂમ પાડવામાં આવે છે.

**લલકારતો**—ઊંચે સ્વરેથી બોલતો—બૂમ પાડતો. ઊંચે સ્વરેથી ગાવાને માટે પણ લલકારવું શબ્દ વપરાય છે. જેમકે—તેણે રસ્તામાં ગાયન લલકાર્યું.

**નીક**—ધોરીઓ.

**લીલાંછમ**—નીલ+સબ્જ, નીલ=અસમાની રંગ, (સં.) સબ્જ=લીલું (ફા.) બધા રંગનું વધારાપણું બતાવવા માટે દરેક રંગના નામ સાથે બીજો એક શબ્દ બોલવામાં આવે છે; જેમ જંગલ લીલુંછમ થયું છે. (प्रं. रा. पंडित).

પાઠ ૪૦.

**કોઈનાં ઝીણાં......હોય છે**—આંમલી, બાવળ, આવળ, વગેરેનાં ઝીણાં અને વડ વગેરેનાં જાડાં પાંદડાં બતાવવાં.

**કેટલાંક .....આવે છે**—કયા કયા ઝાડનાં કયાં કયાં ફળ ખાવામાં વપરાય છે, એ પ્રશ્ન કરી પૂછો.

પાઠ ૪૧.

**તુરીઆં**—તુરીઆંને માટે ધીસોડાં શબ્દ પણ કેટલેક સ્થાને વપરાય છે.

**આરીઆં**—ચીભડાં-પાકાં ચીભડાં, ઇર્વારુ ઉપરથી.

પાઠ ૪૨.

**જતન**—રક્ષણ (यत्=મહેનત કરવી, એ ઉપરથી).

**તું ..ધોળજે**—આ પાઠમાં સવારમાં દાતણ કર્યા પછીજ જે કંઈ ખાવાનું હોય તે ખાવું એવી શિક્ષક બાળકોને શિખામણ આપવી. કેટલાંક છોકરાંને પથારીમાંથી ઊઠતાં વાર ખાવાનું માગવાની ગંદી ટેવ હોય છે. મોં સાફ કર્યા પહેલાં ખાવાની ટેવ ગંદી અને નુકસાનકારક છે, એ બાબત બાળકોને બરાબર સમજાવવી.

પાઠ ૪૩.

હારે છે—ચાલે છે. આ શબ્દ हिंड्=જવું ઉપરથી થયો છે.

આમળાઇને—વળ ખાઇને.

ઘાસના... ..લાવે છે—આપણી અને વાગોળનારાં પ્રાણીઓ—ગાય, ભેંસ, બળદ, ઊંટ, બકરાં, હરણ, વગેરેની હોજરી વચ્ચે તફાવત હોય છે. આપણને એકજ હોજરી હોય છે, અને વાગોળનારાં પ્રાણીઓની હોજરીના ચાર વિભાગ થએલા હોય છે. આ ચાર વિભાગ એક બીજાથી છુટા પડેલા હોય છે, તેથી તેઓને ચાર હોજરીઓ હોય છે, એમ દેખાય છે. આ હોજરી વિષે સવિસ્તર વિવેચન આગળ ઉપર આપીશું. બાળકોને જાતજાતની હોજરીનાં ચિત્ર બતાવવાં.

પહેલાં પાછલા પગ ઉપાડે છે—આમ કરવાનું કારણ એટલુંજ કે ગાય, ભેંસ, વગેરેનો પાછળનો ભાગ ભારે હોય છે.

પાઠ ૪૪.

બકરાં તેમજ ઘેટાની શરીરરચના અને ખાસિયતની સરખામણી કરી તે પ્રાણીસંબંધે થોડુંઘણું જ્ઞાન આપવાનો આ પાઠનો ઉદ્દેશ છે. બીજાનું જોઈ, તે પ્રમાણે વાદ કરવા જવાથી માઠાં પરિણામ નીપજે છે, તેવો બોધ પણ આપી શકાય.

બકરૂ......ખાતું—સરખાવો ' ઊંટ મેલે આકડો ને બકરી મેલે કાંકરો.'

ચારો—ચાર ( પશુભક્ષ્ય ) चर्=ખાવું ઉપરથી.

આપણે .....પાછળ જવું—ઘેટામાં એવી ખાસિયત હોય છે કે જે પ્રમાણે આગળ ચાલતું ઘેટું કરે છે, તે મુજબ પાછળનાં ઘેટાં પણ વગર વિચાર્યે કરે છે. આ ઉપરથી ' ગાડરિયો પ્રવાહ ' એવી કહેવત નીકળી છે.

પાઠ ૪૫.

ગાયનું......આપે છે—ગાયનું દૂધ ભેંસના દૂધ કરતાં સહેલાઈથી પચી શકે છે, તેથી તે બાળકને તેમજ માંદા માણસને વધારે ફાયદાકારક છે.

પાઠ ૪૬.

મને......આવે છે—કુતરાંની સુંઘવાની શક્તિ તીવ્ર હોય છે;

શિકારી કુતરાંઓ ગંધથી છુપાઈ રહેલા કે આઘેના શિકારને ત્વરાથી પારખી શકે છે.

કકરા...કરકરો—ખરબચડા ફર્કશ=કઠણ ઉપરથી.

તાપ......કાઢે છે—કુતરા દોડે છે ત્યારે અથવા ઘણા તાપમાં પોતાની જીભ બહાર કાઢે છે. આનું કારણ એવું છે કે કુતરાને જે પરસેવો થાય છે, તેનો ઘણો ભાગ જીભદ્વારા બહાર નીકળે છે.

પાઠ ૪૭

ઈંડાં—ઘણાં હિન્દુનાં બાળકોએ ઈંડાં જોએલાં હોતાં નથી, તો મરઘીનાં કે તેવાં કોઇ બીજા પ્રાણીનાં સહેલથી ગળી શકે તેવાં ઈંડાં મંગાવી બતાવવાં.

પાઠ ૫૦

પાંગરા—પ્રગ્રહ=તાણવાની દોરી. આ સ્થળે ઘોડિએ લટકાવવાની ઝોળીએ બાંધેલી દોરી.

દાંયણાં—દોરીઓ છુટી રહે અને ઝોળી પણ પહોળી રહે તેને માટે છિદ્રવાળા દોરી પરોવવા માટેના આડા લાકડાના કકડા.દાયણાં કે ડોલણાંને-માટે માંકડી શબ્દ વપરાય છે.

ભમરી ભ્રમ=ભમવું ઉપરથી બાળકનાં ઘોડિયાં કે પારણાં ઉપર જે લાકડાનું ગોળ ફરતું રમકડું રાખવામાં આવે છે તે.

ગીતે ઘુમણ ઘાલું—હાલરડાં ગાઈ હીંચોળું.

ચિનાઈ ચાદર—આ સ્થળે ઘણીજ બારીક અને સુંવાળી ચાદર એવો અર્થ કરવો. ચિનાઇ ચાદર એટલે ચીની ચાદર—ચીનમાં બનાવેલી બારીક રેશમી ચાદર.

સેજ. સેજે—પથારીમાં.

ઘાલીશ ખાવું રે—બાળકો રડતાં અને પજવતાં રહે અને ઝટ સુઇ જાય, માટે સુઇ ઉઠયા પછી કંઇક સારૂં સારૂં ખાવાનું કે રમવાનું આપવાની તેને લાલચ આપવામાં આવે છે.

---

## બાળપોથી અને પહેલી ચોપડીમાં આવેલા શુદ્ધ અને અપભ્રષ્ટ ફારસીઅરબી શબ્દો

લખનાર. મુનશી દાદામીઆં નથુમીઆં.

### બાળપોથી.

| પુસ્તકમાં વપરાએલો શબ્દ. | મૂળ શબ્દ | પુ. વ. શબ્દ | મૂળ શબ્દ |
|---|---|---|---|
| નગારૂં | નક્કારા | મલમ | મર્હમ |

| | | | |
|---|---|---|---|
| મગજ | મગ્ઝ | ગજ | ગઝ |
| ચમન | ચમન<br>વિશેષ નામ તરીકે; મૂળ અર્થ વાડી થાય છે. | | |
| વગર | બગૈર | પતંગ | પતંગ<br>મૂળ અર્થ દીવા ઉપર ઊડતું જીવડું. |
| ઉમર | ઉમ્ર | હસન | હસન<br>હસનનો અર્થ ખૂબસૂરત થાય છે. અહીં આ શબ્દ વિશેષ નામ તરીકે વપરાએલો છે. હસન = અલીનો પુત્ર; આ સ્થળે મુસલમાન છોકરાનું નામ છે. |
| કલમ | કલમ | ચાકર | ચાકર |
| ગુલાબ | ગુલાબ<br>ગુલ=ફૂલ+આબ=પાણી મૂળ અર્થ કોઈ પણ ફૂલનુ પાણી; રૂઢ અર્થ ગુલાબના ફૂલનુ પાણી=ગુલાબજળ | દવા | દવા |
| તૈયાર | તૈયાર | બહાર | બાહિર કે બાહર |
| દુકાનદાર | દુક્કાનદાર<br>દાર=વાળો, દાર એ ફારસી પ્રત્યય છે: સરખાવો—આબરૂદાર, જમીનદાર, વગેરે. | દીલ | દિલ ( મન ) |
| સાફ | સાફ | માફ | મુઆફ |
| નરમ | નર્મ | જીંદગી | ઝીંદગી |

## પહેલી ચોપડી.

| | | | |
|---|---|---|---|
| કીંમત | કીમત | મતલબ | મત્લબ |
| હાલ | હાલ | બાબત | બાબત |
| વગેરે | વગૈરા | રોજ | રોજ |
| મુજબ | મુજીબ | હકીકત | હકીકત |
| સવાલ | સુવાલ | બરાબર | બરાબર |
| બાદ | બાદ | ખાસ | ખાસ |
| માલમ | માલૂમ | ચીજ | ચીજ |
| ગરીબ | ગરીબ | શાહજાદી | શાહજાદી |
| પરી | પરી | સહેલ | સૈર |
| દારૂખાનું | દારૂખાના | રજા | રઝા |
| રાજી | રાજી | મુસલમાન | મુસલમાન |
| સાહેબ | સાહિબ | જુમેરાત | જુમેરાત |
| દરવાજો | દરવાજા | નકશો | નકશા |
| બાગ | બાગ | મજા | મઝા |
| સુરવાળ | શિલ્વાર | દરજી | દર્જી |
| બજાર | બાઝાર | બદન | બદન |
| કાસમ | કાસિમ<br>કાસિમ=વહેંચણી કરનાર. અહીં વિશેષ નામ છે. | | |
| માંદો | માંદા | જરા | જર્રા |
| ખુશ | ખુશ | સોરાબ | સોહરાબ |
| સલામ | સલામ | અદબ | અદબ |
| તરફ | તરફ | બાકી | બાકી |
| ઉમેદ | ઉમ્મીદ | સરત | શર્ત |
| ઇનામ | ઇનામ | નજર | નજર |
| વખત | વક્ત | ઈજા | ઈઝા |
| યાદ | યાદ | ફીકર | ફિક્ર |
| હોશિયાર | હોશ્યાર | શાબાશ | શાબાશ |

| | | | |
|---|---|---|---|
| બસ | બસ | શરમ | શર્મ |
| મસ્કરી | મસ્ખરી | જલદી | જલ્દી |
| આખર | આખિર | એકદમ<br>એક+દમ=પળ | એકદમ |
| મહેલ | મહલ | રસ્તો | રાસ્તા<br>રાસ્ત=સીધું. |
| | | બદામ | બાદામ |
| બદદુઆ | બદદુઆ<br>બદ=ખરાબ;<br>દુઆ=ઇચ્છા | અલા | અલ્લાહ |
| કિલ્લો | કિલા | શાદી | શાદી |
| ગુસ્સો | ગુસ્સા | સુલતાન | સુલ્તાન |
| મહેર | મિહ્ર | શહેર | શહ્ર |
| પડદો | પરદા | શાહજાદો | શાહજાદા |
| દીલગીર | દિલ્ગીર | હમેશાં | હમેશા |
| ખુશી | ખુશ<br>ખુશ એ વિશેષણ છે, અને તેના ઉપરથી ખુશી નામ છે. | જોરાવર | જોરાવર<br>જોર + આવર= લાવનાર |
| ઝેરી | જહ્રી | મનસુબો | મન્સુબા |
| ફરજ | ફર્જ | કુંજો | કૂજા |
| બાજુ | બાજૂ | મહેનત | મિહનત |
| મદદ | મદદ | કારભાર | કારોબાર |
| તમામ | તમામ | મેદાન | મૈદાન |
| દરીઆ | દર્યા | જોર | જોર |
| જમીન | જમીન | શાહી (લખવાની) | સિયાહી |
| મહોર | મુહ્ર, મોહ્ર | સલામ | સલામ |
| ચેદા | પૈદા | ખુરસી | કુર્સી |

| | | | |
|---|---|---|---|
| સિવાય | સિવાય, સિવા | બદલાવું | બદલ ઉપરથી |
| જબરી | જબર (જુલમ) જબરને ગુજરાતીમાં ઈ પ્રત્યય લાગી જબરી શબ્દ થયો છે. તેનો અર્થ જોરાવર–મોટી–એ પ્રમાણે કરવો. | તળાવ | તાલાબ |
| મજબુત | મજબૂત | સોબત | સુહબત, સોહબત |
| જાનવર | જાનવર | ખરાબ | ખરાબ |
| ચસ્માં | ચસ્મા | ચાલાક | ચાલાક |
| કારકુન | કારકુન | પસંદ | પસંદ |
| ખોરાક | ખુરાક | કબુતર | કબૂતર |
| જનાવર | જાનવર | બતક | બત્ત |
| રંગ | રંગ | રકેબી | રકાબી |
| ચમચો | ચમચા | ગુલાબી | ગુલાબી |
| મખમલ | મખમલ | ચાદર | ચાદર |
| મશરૂ | મશરૂ | | |

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડયુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૧૯ મી માર્ચ ૧૯૦૮ ના ઑફિસ નં. ૯૬૭૫ ૧૯૦૭–૦૮ ઉપરથી ).

અમદાવાદમાં મુંગાં બહેરાંઓની એક નિશાળ સ્થાપવા માટે એક કમિટિ સ્થાપવામાં આવી છે, જેના રા. બ. લાલશંકર ઉમિઆશંકર, મિ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી. એ, એલ. એલ. બી, અને મિ. પ્રાણશંકર લલ્લુભાઈ બી. એ. ઑનરરી સેક્રેટરી છે. આ નિશાળમાં જે બાળકો બહેરાં અને મુંગાં હશે, તેઓને બોલતાં તેમજ કાંઈ ઉપયોગી ધંધો

શિખવવામાં આવશે. રહેવા ખાવા માટે યોગ્ય બ્યવસ્થા કરવામાં આવશે. રહેવા ખાવા માટે કે શિક્ષણ માટે કંઈ પણ ફી લેવામાં આવશે નહિ. મુંગાં બહેરાંનાં જે માબાપ અથવા વાલી, આ નિશાળમાં શિક્ષણને માટે પોતાનાં કે પોતાની દેખરેખ નીચેનાં છોકરાંને અમદાવાદ મોકલવાને ઇચ્છતાં હોય, તેમણે કમિટિના ઑનરરી સેક્રેટરી સાથે પરભાર્યો પત્રવ્યવહાર ચલાવવો, એટલે તેઓ જોઈતી હકીકત પૂરી પાડશે. પોતાનાં કે પોતાની આસપાસનાં ગામડાંમાં વસતાં મુંગાં બહેરાંઓનાં નામનો, બધી નિશાળોના મુખ્ય મહેતાજીઓએ, ડેપ્યુટી ઇન્સ્પેકટરને રિપોર્ટ કરવો.

| અમદાવાદ<br>માર્ચ ૧૯૦૮ | } | ( સહી ) P. LORY,<br>એડ્યુકેશનલ ઇન્સ્પેકટર, ઉ. ભા. |
|---|---|---|

---

## જાહેર ખબર.

મહેરબાન ડિરેકટર સાહેબના હુકમ નંબર ૩૫૭ તા. ૧૧-૪-૦૮ નીચે મહેરબાન ઉ. વિ. ના એડ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબના હુકમ નંબર ૫૬૦ તા. ૧૭-૪-૦૮ ઉપરથી.

અમદાવાદમાં આવેલી ' મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કૉલેજ ' કહેવાતી સંસ્થાને હવે પછી ' મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેન, અમદાવાદ; ' (સ્ત્રીઓ માટેની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ), એ પ્રમાણે કહેવામાં આવશે.

---

## પ્રાવેશિક પરીક્ષા.

સુધારેલા ટ્રેનિંગ-કૉલેજ-કોડની ચોથી કલમ મુજબ પ્રાવેશિક પરીક્ષા સૌથી ઉંચા વર્નાક્યુલર ધોરણના વિષયોમાં થશે. નર્મગદ્યને બદલે સાતમી ચોપડીની પરીક્ષા લેવામાં આવશે.

---

## કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરીઓ માટે મંજુર કરેલા શાળોપયોગી ગુજરાતી ગ્રંથો.

| અસલ કીમત રૂ. આ. | ફક્ત થોડા વખત માટે | ઘટાડેલી કી. થી રૂ. આ. |
|---|---|---|
| ૫—૫ | કવિ નર્મદાશંકરની કસાયલી કલમે લખાયેલો છેલ્લો ગ્રંથ "ગુજરાત સર્વ સંગ્રહ" જેમાં ગુજરાતનો જાણવા લાયક ઇતિહાસ, પુરાતન ઇતિહાસ, યાત્રાના સ્થળોનું વર્ણન, વસ્તી આદિ અનેક જાણવાજોગ બાબતોનો સગ્રહ છે... . ... ... ... ... | ૨—૦ |
| ૩—૦ | ઇંગ્લાંડનો ઇતિહાસ–રા સા જમીઅતરામ શાસ્ત્રીકૃત... | ૧—૮ |
| ૦—૭ા | હિંદના લોકનો ટુંકો ઇતિહાસ–રા. સા મહીપતરામ રૂપરામકૃત ... ... ... ... ... ... | ૦—૪ |
| ૦—૫ | યુરોપનો ઇતિહાસ–ગ સા મહીપતરામકૃત ... | ૦—૩ |
| ૦—૫ | કોલંબસનો વૃત્તાંત–પ્રાણલાલ મથુરદાસ કૃત . | ૦—૪ |
| ૦—૩ | જગતના ઇતિહાસની રૂપરેખા–ગ. સા મહીપતરામ કૃત . ... ... . . . ... ... | ૦—૧ |
| ૦—૫ | ચરિત્ર નીરૂપણ–ચમ્બર્સ એક્ઝેમ્પ્લરી બાયોગ્રાફીનું ન્યા૦ સુ૦ નાનાભાઇ હરિદાસ કૃત ભાષાંતર, એમાં ૨૦ ચરિત્રો છે. | ૦—૩ |
| ૧-૧૨ | સુફીદ સ્કંધ ૧,૨,૩ ખા બા જમશેદજી અરદેસર દલાલ કૃત | ૦-૧૨ |
| ૧—૪ | રેખા યથાદર્શન–રા બલવંતરાય એમ મહેતા કૃત .. | ૦-૧૦ |
| ૦—૬ા | કર્તવ્ય ભૂમિતિ–પ્રેક્ટિકલ જ્યોમેટ્રીનું ભાષાંતર ડ્રોઇંગ સ્કુલ માટે... . . ... ... ... | ૦—૫ |
| ૦—૨ા | આદ્ય કારણ ભૂમિતિ–જ્યોમેટ્રિકલ ડ્રોઇંગ સંતનું ભાષાંતર. આર્ટ સ્કુલ માટે ડ્રોઇંગનું પુસ્તક ... .. | ૦—૨ |
| ૧—૪ | ધાતુ સંગ્રહ–રે ટેલર અને વ્રજલાલ કાળીદાસ શાસ્ત્રી કૃત સંસ્કૃત ધાતુઓ તેના ગુજરાતી અર્થ સાથ બહુ ઉપયોગી. | ૦-૧૦ |
| ૦—૫ા | મીઠી મીઠી વાતો–ગ સા ગણપતરામ અનુપરામ ત્રવાડી કૃત. | ૦—૪ |

ઉપલાં ૧૪ પુસ્તકોનો આખો સટ લેનારને પહોચડામણી ખર્ચ પડશે નહિ, પણ માત્ર રૂ. ૭-૦-૦ માં મળશે. રૂ ૧૦ થી ૨૫) સામટાં લેનારને સંકડે ૧૦ ટકા લેખે અને પચીસ ઉપરાંતનાં ખરીદનારને સંકડે ૨૦ ટકા વટાવ આપવામાં આવશે. **નાચેના સ્થળે મળશે ૧ ધી ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ, કોટ મુંબઈ. ૨ એન. એમ. ત્રિપાઠીની કાં૦ પ્રિન્ચેસરોડ, કાલકાદેવી, મુંબઈ ૩ શા. કરસનદાસ નારણદાસ, ગુકસલર—નાણાવટ સુરત. ૪ હરિશ્ચન્દ્રની કાં૦ છીતેકરવાડી, ઠાકોરદ્વાર, મુ. નં. ૨**

---

## દીલ્હીવાળા લાલા બીશનદયાળ ધરમદાસનો



# શુદ્ધ સાચાં મોતીનો સુરમો.

આંખની બળતર, કળતર, મગજની ગરમી, નજળો, ખીલ, ઝાંખ, છારી, છાયા, ફુલ, પડળ, આંખમાંથી પાણીનું ઝરવું, ચીપડા, પરવાળાં વીગેરેને મટાડે છે. આ સુરમો વિદ્યાર્થીઓને તથા નબળી આંખવાળાને ઘણોજ ઉપયોગી તથા આશીર્વાદ રૂપ છે.

કીમત નં. ૧-૩ નો કાળો સુરમો તો. ના ની શીશીનો રૂ. ૦॥
તો. ૦॥ ની શીશીનો રૂ. ૧

નં. ૨ નો કાળો સુરમો તો ૦। ની શીશીનો રૂ. ૦।
તો. ૦॥ ની શીશીનો રૂ. ૦॥

નં. ૪ નો પીળો સુરમો તો. ૦। ની શીશીનો રૂ. ૦॥
તો. ૦॥ ની શીશીનો, રૂ. ૧

નં. ૫ નો ધોળો સુરમો તો. ૦। ની શીશીનો રૂ. ૦॥
નં. ૬ નો લાલ સુરમો શીશી ૧ નો રૂ. ૦॥।

**આંજવાની સળી શીશી સાથે મળશે.**

બનાવનાર તથા વેચનાર

**લાલા બીશ. દયાળ ધરમદાસ અત્તરવાળા.**

## સુચના.

આ પત્રસંબંધી સર્વે લખાણુ એડિટર તરફ મોકલવું. નૉટપેપેર કામજ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણુ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણુ ચોકખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમા છાપવા અથવા નાપસંદ પડેલુ લખાણુ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું

શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલશે તો તે પણ યોગ્ય અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશું.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકેટા મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, પોસ્ટ સિવાય બીજી ટિકેટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે; પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના; પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલ ખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ સુધી આપવામા આવશે. ચર્ચાપત્રનો એમા સમાસ થશે નહિ.

☞ જાહેર ખબરોના ભાવમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો છે, તે તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ:—

જાહેર ખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. | |
|---|---|---|
| ૧... ... ... ... | ... ૨ | |
| દસથી વધારે લીટીઓ માટે રૂ.૧)— | | |
| મી લીટીઓ ત્રણ પ્રમાણે. | | |
| બાર માસ લગી લાગલાગટ છપે | | |

તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર માસ લગી દર માસે ફ્રે ગણો ચાર્જ પડશે. ૭ માસ માટે પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી દરેક માસે ફ્રે ચાર્જ લેવાશે.

શાળાપત્રની સાથે કોઈ પણ હૅંડબિલ વહેંચવામાં આવશે નહિ.

૨, આનંદજી જીવની પાંખી તરફથી ભેટ
REGISTERED NO. B. 43.

અંક ૬–૭ મો. પુસ્તક ૪૭ મું.

# The Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર.

જુન–જુલાઇ ૧૯૦૮.

## અનુક્રમણિકા.



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ.
" યુનાઇટેડ " પ્રિન્ટિંગ પ્રેસ.
( અંક ૧૨ આખીનું ... )

"ઈનામ ત્યા લાઈ. માટે મંજુર થયેલ વ્યુત્પત્તિસાર ભા. ૧, ત્રીજી આ. ૦-૫-૦; અને રજા ઘે.માટે ગણિત, ૦-૩-૦, ક. ૨૦૮કા. જે. એ. ઝવેરી, જુનાગઢ.'

આત્મારામ અને દલાભાઈની કમ્પનીની

# લેખનકળા કોપીબુકો.

ગુજરાતી અને બાળબોધ છ નમ્બરમાં.

**કેળવણી ખાતાના મે. ડિરેક્ટર સાહેબે મુમ્બઈ ઈલાકાની ગુજરાતી નિશાળોમા ચલાવવાને મંજુર કરી છે.**

કેળવણી ખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોના કદ તથા લખાણ ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વે કોપીબુકો કરતાં ચઢીઆતા થયાની ખાત્રી થયા પછી છપાવી બહાર પાડી છે.

૧ કોપીબુકોની સફાઈ અને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પતા (કાપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજુએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઉંચાં ટકાઉ વાપરેલા છે, જે એક વખત જોવાથી ખાત્રી થશે.

૨૦૦ અને તે ઉપરાંત કોપી ખરીદનારને સેંકડે ૩૩ ટકા કમીશન આપવામા આવશે; પેકીંગ અને રેલ્વે ખરચ પણ આપવામાં આવશે પણ પોસ્ટ મારફતનુ કે સ્ટેશનથી આગળનુ ખરચ આપવામા આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો મંગાવનારને સેંકડે અર્ધો ટકો ઢકસાઈ લઈ ત્રોકસી આપવા ગોઠવણ રાખી છે. મળવાનું ઠેકાણું—આત્મારામ અને દલાભાઈની કમ્પની, લેખનકળા કોપીબુકની ઓફીસ,—કાળકાદેવી રોડ મ'બઈ-૨૨૨ મુંબઈ.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૭ મું. જુન-જુલાઈ. ૧૯૦૮. અંક ૬-૭.

## કેળવણીખાતાનો રિપોર્ટ.

મુબઈ ઈલાકામા ઇ. સ. ૧૯૦૨-૦૩ થી ૧૯૦૬-૦૭ સુધીના વર્ષપચકમાં કેળવણીની વૃદ્ધિસબધીના મહેરબાન ડિરેકટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનના રિપોર્ટમાથી નીચેની હકીકત આપી છે.

પ્રાથમિક શાળાનુ શિક્ષણ—આ વિષયને લગતી જુદા જુદા વિભાગોના ઇન્સ્પેક્ટરોની ટીકા નીચે પ્રમાણે છે

સિંધના ઇન્સ્પેક્ટર મિ. રેન કહે છે—

લોકલ બોર્ડના શિક્ષકો પોતાના ધધાની ફરજ બરાબર સમજે છે તેનો એક ખાતરીપૂર્વક પુરાવો એ છે કે તેમનું પદાર્થપાઠનું શિક્ષણ તેમજ નિશાળના સંગ્રહસ્થાનો અને શિક્ષણને માટે જરૂરનાં સાહિત્યોનો સમહ ઉત્તમ છે પદાર્થપાઠનું શિક્ષણ આપતા પદાર્થને લગતી મુખ્ય હકીકતો માત્ર બોલી જાય કે તેનું ટુંકુ વર્ણન લખી છોકરાઓ પાસે મોંએ કરાવે એવા શિક્ષકો હવે ભાગ્યેજ માલમ પડે છે. ઘણાખરા શિક્ષકો આ ઘણા અગત્યના વિષયનુ શિક્ષણ યોગ્ય રીતેજ આપે છે. તેઓ પ્રથમ અવલોકનશક્તિ કેળવે છે અને પછી અવલોકન કરાવેલી બાબતો ઉપરથી અનુમાન કરતાં શિખવે છે. માત્ર સ્મરણશક્તિ પરજ નકામી હકીકતોનો બોજો નાખવો અને વિચારશક્તિ કેળવવી નહિ એવી જે હિંદુ શિક્ષકોની વૃત્તિ તે દૂર કરવામા આ સારા કેળવાયલા શિક્ષકોની શિક્ષણપદ્ધતિ ઘણી ફળીભૂત થાય છે

દક્ષિણ વિભાગના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મિ કડિંગ કહે છે—

નવી શિક્ષણપદ્ધતિનું રહસ્ય હવે શિક્ષકોએ સાધારણ રીતે ગ્રહણ કર્યું છે, અને તેમની કેળવણીથી બાળકો વિશેષ અવલોકન કરતા અને

ચોકસાઈથી કામ કરતાં શીખ્યાં છે. માત્ર સ્મરણશક્તિને કેળવી ગોખણ કરાવવાની જૂની શૈલી કાઢી નાંખી ઇન્દ્રિયોને કેળવી વિચારશક્તિ ખિલવવાનું કામ ધીમે ધીમે ચાલતું જાય છે. વેન્ગર્લામાં મારા સમક્ષ ૪થા ને ૫ મા ધોરણોમાં ઘણા રસિક પદાર્થપાઠો ચપળતાથી આપવામાં આવ્યા હતા; અને એક શિક્ષક પોતે બનાવેલા પવનની દિશા દર્શાવનારા યન્ત્રની રચના સાદી રીતે અને પદ્ધતિસર સમજાવતો હતો તે જોઈને મને ઘણો આનંદ થયો. મિ. પઠાણ મને કહે છે કે એણે કેળવેલા એક શિક્ષકે હિંદુસ્તાનના ચાલતા સિક્કાઓ ઉપરથી ઇતિહાસને લગતો એક ઘણો રસિક પાઠ આપ્યો હતો.

ડિરેક્ટર સાહેબ કહે છે કે મારા ધારવા પ્રમાણે એ વિષય પરની ઉત્તર વિભાગના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મિ. લૉરિની નીચેની ટીકા ઘણી બોધદાયક છે.—

બાલ્યાવસ્થામાં હિંદુ બાળક નવીન વિચારો ગ્રહણ કરવામાં અદ્ભુત શક્તિ ધરાવે છે; અને જે શિક્ષણપદ્ધતિઓ નક્કી કરી છે તેનો પૂર્ણ અમલ કરવો શક્ય હોય તો તેનો ઉદ્દેશ પરિપૂર્ણ રીતે ફળીભૂત ન થાય તોપણ તેનું ફળ દૃષ્ટિસમીપ તો આવેજ. પણ એ પદ્ધતિઓને અમલમાં મૂકનાર સાધનરૂપ શિક્ષકોજ તેને ફળીભૂત થવામાં મુખ્ય પ્રતિબન્ધરૂપ થઈ પડે છે. શિક્ષકોમાં જે સામાન્ય દોષો જોવામાં આવે છે તેનું સંક્ષેપમાં નિરૂપણ કરીએ તો તેઓ પદ્ધતિઓનું રહસ્ય સમજવાને બદલે તેને અક્ષરશઃ અવલંબે છે અને સાધનને ફળ તરીકે ગણવામાં ભૂલ કરે છે. સાધારણ શિક્ષક કિંડર્ગાર્ટનને શિક્ષણપદ્ધતિ સમજવાને બદલે શિક્ષણવિષય ગણે છે. તમારા બાળશિષ્યો શું શીખ્યા છે એવો તેને પ્રશ્ન કરવામાં આવે છે ત્યારે તેઓ કહે છે કે 'વાચન, લેખન, અંકગણિત અને કિંડર્ગાર્ટન;' અથવા તો આ ગણતરીમાં કિંડર્ગાર્ટનની અગત્ય સમજી તેને પ્રથમ પદ આપશે. આ ઉપરથી લોકો નવીન પદ્ધતિને શંકાની દૃષ્ટિથી જુએ તેમાં અને અમારાં છોકરાંને વાચતાં અને લખતાં શિખવવાને બદલે કુંભાર અને ટોપલી બનાવનાર થતાં શિખવે છે એવી લોકોની ફરિયાદ અસાધારણ નથી તેમાં કંઈ નવાઈ નથી. એવી ફરિયાદ ઘણી વાજબી માલમ પડી છે. શિક્ષકો કિંડર્ગાર્ટનને લાભકારક વિષય સમજતા અને જૂના

વિષય તરફ અનાદર દર્શાવતા. શિક્ષકની આ વૃત્તિને માટે દેખરેખ રાખનાર અમલદારો (ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરો અને તેમના આસિસ્ટન્ટો) બેશક કેટલેક દરજ્જે જવાબદાર હતા. કેટલાક ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરો અને ઘણા આસિસ્ટન્ટ ડેપ્યુટિ ઇન્સ્પેક્ટરો નવા ધોરણોમાં કિંડર્ગાર્ટનને જે અગત્ય આપવામાં આવી છે તેથી દોરવાઇ ગયા હતા અને માત્ર શિક્ષણપદ્ધતિ તરીકે ગણાવવા ધારેલા કિંડર્ગાર્ટનને પોતે પણ જ્ઞાનના વિષય તરીકે ગણવાના ભુલાવામાં પડયા હતા. પણ હવે એ વૃત્તિ શિક્ષકોમાં તેમજ દેખરેખ રાખનાર અમલદારવર્ગમાં ઘણી ઓછી જોવામાં આવે છે. એ અમલદારવર્ગને વારવાર સમજાવવામાં આવ્યું છે કે જેને તેઓ નવા વિષયો ગણવા પસંદ કરે છે તેનો પક્ષ કરી જૂના વિષયો તરફ અનાદર દર્શાવવાનો નથી; અને જે સાધનરૂપ છે તેને ફળ ગણવાનું નથી. ધીમે ધીમે તેઓ નવાં ધોરણોનો ઉદ્દેશ અને તેમા રહેલું મર્મ વધારે બુદ્ધિપૂર્વક રીતે સમજવા લાગ્યા છે. મેં જે વૃત્તિ કહી છે તે સર્વત્ર જોવામાં આવતી હતી કે નિશાળોનું કામ તદ્દન ખોટે માર્ગે ચાલતું હતું એમ મારા કહેવાનો અર્થ સમજવાનો નથી. બેશક એમ સર્વત્ર નહોતુંજ. નવાં ધોરણો દાખલ થયાં ત્યારથીજ એવા ઘણા શિક્ષકો હતા કે જેઓએ એનો ઉદ્દેશ અને મર્મ બરાબર ગ્રહણ કર્યો હતો અને ઘણી અસાધારણ બુદ્ધિથી તેનો અમલ કરવા પ્રયત્ન કરતા હતા. કિંડર્ગાર્ટન ઉદ્યોગો નવા હોવાથી તે તરફ તેમનું ખાસ લક્ષ ખેંચાયજ તેથી તે ઉદ્યોગોને તેમણે ન ગણવા જોઈએ તેવા અગત્યના ગણ્યા હતા. પણ પોતાના બધા કામમાં નવીન પદ્ધતિઓનુ રહસ્ય સમજી તે દર્શાવવા તેઓએ પ્રયત્ન કર્યા હતા અને તેમાં ઘણા શિક્ષકો અદ્‌ભુત ફત્તેહ પામ્યા હતા. મેં મુખ્યત્વે કરીને અમદાવાદ જિલ્લાની નિશાળો જે આ વિભાગના બીજા કોઇ પણ જિલ્લાની નિશાળો કરતાં શિક્ષણમાં ચડીઆતી છે તેમા શિક્ષકો જોયા છે, તેમનાં સર્વ વિષયોનાં શિક્ષણમાં તેઓ શ્રેષ્ઠ બુદ્ધિ દર્શાવતા હતા અને તેમની શિક્ષણપદ્ધતિથી સમજાતું હતું કે છોકરાના મનમાં બહારથી જ્ઞાન ખાચોખાચ ઠાંસવું એ કેળવણીનો ઉદ્દેશ નથી, પણ તેમનાં મનની ગુપ્ત શક્તિઓ ખિલવવી એ ઉદ્દેશ છે એ બાબત તેઓ ખરેખરી સમજતા હતા.

મહેરબાન ડિરેક્ટર સાહેબ કહે છે કે આ ટીકા સંપૂર્ણ રીતે વાસ્તવિક છે. જો નવીન પદ્ધતિ કંઇ પણ રીતે નિષ્ફળ ગઇ છે તો તેનું કારણ એજ છે કે શિક્ષકોએ પદ્ધતિને શિક્ષણનો વિષય ગણવામાં ભૂલ કરી છે. મનુષ્યોને નવીન તત્ત્વ અને નવીન પદ્ધતિથી એકદમ જાગ્રત કરવા અશક્ય છે, અને જૂની શૈલીમાંથી નવી શૈલીમાં પરિક્રમણ કરવાની વચલી સ્થિતિમાં તાત્કાલિક કે સંપૂર્ણ ફેરફારની ન્યાયી પુરુષો આશા રાખેજ નહિ. ખૂણામાં આવેલા પ્રદેશોમાં નવીન પદ્ધતિઓ લોકપ્રિય થઈ નથી એને માટે શક નથી. લોકો એવી ફરિયાદ કરે છે કે નિશાળોને શિક્ષણના સ્થાનને બદલે ક્રીડાનું સ્થાન બનાવી દેવામાં આવે છે. પદાર્થપાઠથી બિન, ખાસ કિંડર્ગાર્ટનનું શિક્ષણ માત્ર બાળવર્ગ અને પહેલા ધોરણમાંજ સમાયલું છે અને જે શિક્ષણક્રમમાં કિંડર્ગાર્ટન પદ્ધતિ કામે લગાડવાની છે તેને માટે પોતાનાં છોકરાંને બોર્ડની નિશાળે મોકલવાને બદલે તેમને માટે ખાનકી શિક્ષકોને નોકરીમાં રાખનારા કે નિશાળ સ્થાપનારા પુરુષોના પણ દાખલાઓ છે. ઇન્સ્પેક્ટરો અને શિક્ષકો આવો લોકોનો અવિશ્વાસ અને અરુચિ દૂર કરવા ઘણું કરી શકે. તેમણે તેઓને નવીન પદ્ધતિનું રહસ્ય સમજાવવું જોઈએ અને તેનાં પરિણામ ધીરજથી જોવા સમજાવવા જોઈએ. એક પિતાએ એક દિવસ મને કહ્યું હતું કે મારો છોકરો જૂની પદ્ધતિથી બાળકો જેટલું શીખે છે તેટલુંજ કિંડર્ગાર્ટન પદ્ધતિથી શીખ્યો છે અને તે વધારે આનન્દથી અને ઓછા પરિશ્રમથી શીખ્યો છે.

પ્રાથમિક શિક્ષણ વિષે છેવટે મહેરબાન ડિરેક્ટર સાહેબ કહે છે કે હું ધારું છું કે પ્રાથમિક કેળવણીની વૃદ્ધિને માટે તેમજ શિક્ષણપદ્ધતિઓ સુધારવા માટે સાધારણ આરંભ થઈ ચૂક્યો છે એમ કહી શકાય. આવતાં વર્ષમાં જેને માટે પ્રયત્ન કરવાનો છે તે એ છે કે નવી નિશાળો ઉઘાડવી, શાળાઓમાં શિક્ષકો અને સાહિત્યો વધારવાં, નવા નિશાળનાં મકાનો બાંધવાં અને તે બને તો ઓછી કિંમતે બાંધવાં, ગામડામાં નવાં તત્ત્વો અને તેની શિક્ષણપદ્ધતિઓ લોકો યોગ્ય રીતે સમજે અને તેનો વધારે બુદ્ધિપૂર્વક અમલ થાય એમ કરવું. શિક્ષિત (ટ્રેન્ડ) શિક્ષકોની સંખ્યા વધારવી, અશિક્ષિત (અનટ્રેન્ડ) શિક્ષકોને ધીમે ધીમે દૂર કરી

શિક્ષિત ( ટ્રેન્ડ ) શિક્ષકો રાખવા અને સર્વથી વિશેષ અગત્યનું એ છે કે **અશિક્ષિત ( અન્-ટ્રેન્ડ ) શિક્ષકોનો પગાર વધારવો.** આ છેલ્લી બાબતની જરૂર ઘણીજ છે. હાલમાં અસંતોષ ઘણા વિસ્તારમાં ફેલાયલો છે. **મારા વિચાર પ્રમાણે કોઈ પણ અશિક્ષિત (અન્-ટ્રેન્ડ ) શિક્ષકનો પગાર રૂ. ૯ થી ઓછો જોઇએ નહિ અને શિક્ષિત ( ટ્રેન્ડ ) શિક્ષકનો પગાર ઓછામાં ઓછો રૂ. ૧૨ હોવો જોઇએ.**

આ રીતે પગાર વધારવાથી ખરચ ઘણો થશે, પણ તે થવોજ જોઇએ કેળવણીખાતાના સર્વે અમલદારો એ બાબતમાં એકમત છે. સુરતના કલેકટરની નીચે લખેલી ટીકા સામાન્ય રીતે સિવિલ સર્વિસ ( મુલકી નોકરી ) ના અમલદારોનો અભિપ્રાય દર્શાવે છેઃ—' અશિક્ષિત (અન્-ટ્રેન્ડ) શિક્ષકનો ઓછામાં ઓછો પગાર મહિને ૭ રૂપિયા છે અને તે સિપાઇ ( પ્યુન ) ના પગારથી બરાબર એક રૂપિયો ઓછો છે. વળી ઘણાં વર્ષ સુધી એ પગારમાં વૃદ્ધિ થવાની પણ સામાન્ય રીતે કંઈ આશા નથી. આ સ્થિતિમાં કેળવણીખાતાની નોકરી લોકોને વધારે વધારે અપ્રિય થાય તેમાં કંઈ નવાઈ નથી. કેળવણીખાતાના ૭ રૂ. ના ઘણા નોકરો તરફથી મારા પર રેવન્યુખાતામાં તલાટીની નોકરી માટે અરજીઓ આવી છે, તેનાં કારણો એ છે કે તેમનું ૭ રૂ. માં પૂરૂં થતું નથી અને પગારમાં વધારો થવાની આશા નહિ જેવી છે. કેળવણીખાતાની નોકરી કેવી અપ્રિય છે તે આથી સમજાય છે અને શિક્ષકોના પગાર અને તેના ભવિષ્યના વધારા માટે કંઈ પણ નહિ કરવામાં આવે તો પ્રાથમિક કેળવણીમાં ઘણી વૃદ્ધિ થઈ શકશે નહિ.

---

## શમીવૃક્ષ.

ગણેશપુરાણમાં એ વૃક્ષ વિષે નીચેની હકીકત છે :—

એક દિવસ નારદ ઋષિ આમ તેમ ફરતા ફરતા ઇન્દ્રની અમરાવતીમાં ગયા. ઇન્દ્રે તેમનું યોગ્ય સન્માન કર્યું અને કહ્યું કે મુનિરાજ મને ઔરવ ઋષિનો વૃત્તાન્ત કહો તે ઉપરથી નારદ મુનિએ તે નીચે પ્રમાણે કહ્યોઃ—

એકદા માલવામાં એક ઔરવ નામનો બ્રાહ્મણ હતો, તેણે વેદનું

સંપૂર્ણ અધ્યયન કર્યું હતું. તેની કાન્તિ સૂર્ય જેવી દેદીપ્યમાન હતી અને તેણે અષ્ટ સિદ્ધિ સંપાદન કરી હતી. તેને શમી નામની પુત્રી હતી તે તેને બહુ પ્રિય હતી. તેણે તેને સાત વર્ષની ઉમ્મરે ધૌમ્ય ઋષિના પુત્ર મન્દાર જે શૌનક ગુરુને ઘેર અભ્યાસ કરતો હતો તેની સાથે પરણાવી હતી. લગ્ન પછી મન્દાર પાછો શૌનક ઋષિને ઘેર વિદ્યાભ્યાસ માટે ગયો. પછી શમી મોટી થઈ ત્યારે મન્દાર ઔરવ ઋષિને ત્યાંથી તેને લઈ શૌનક ઋષિને ઘેર જતો હતો. રસ્તામાં ભ્રૂશુણ્ડિ ઋષિનો આશ્રમ આવ્યો. તે ઋષિ ગણપતિના ભક્ત હતા, અને તેના વરદાનથી તેને પણ ગણપતિના જેવી સૂંઢ મસ્તકમાંથી નીકળી હતી. આ ઋષિનો આવો દેખાવ જોઈ મન્દાર અને શમીને હસવું આવ્યું તેથી ઋષિએ ગુસ્સે થઈ તેમને શાપ દીધો કે તમે એવાં ઝાડ થશો કે તમારી પાસેથી જનાવરો પણ નાસી જશે. તેથી મન્દાર મન્દારવૃક્ષ થઈ ગયો અને એનાં પાદડાં કોઈ પશુ પણ ખાતું નથી અને શમી શમીવૃક્ષ થઈ ગઈ અને તેના પર કાંટાને લીધે કોઈ પક્ષી બેસી શકતું નથી. કેટલોક વખત થયા પછી શૌનક મન્દાર અને શમીની રાહ જોઈ તેને શોધવા નીકળ્યા. પ્રથમ તેઓ ઔરવને આશ્રમે ગયા અને ત્યાંથી ખબર થઈ છે કે એ તો ત્યાંથી નીકળી ચૂક્યાં છે. પછી ઔરવ અને શૌનકે ઘણે ઠેકાણે શોધ કરી, અને છેવટે તેઓ ભ્રૂશુણ્ડિને આશ્રમે આવ્યા ત્યારે તેમને એ ઋષિના શાપની ખબર પડી. તે બંને વૃદ્ધ ઋષિઓએ પછી બહુ તપ કરી ગણપતિને આરાધ્યા. ગણપતિ પ્રસન્ન થયા અને કહ્યું કે વરદાન માગો. તે ઉપરથી તેમણે શમી અને મન્દારને પાછી પૂર્વ સ્થિતિમાં લાવવા પ્રાર્થના કરી. ગણપતિએ પોતાના શિષ્ય ભ્રૂશુણ્ડિને માઠું લાગે તેથી તેમ તો ન કર્યું; પણ કહ્યું કે એ બંને વૃક્ષો ત્રણ લોકમાં પુજાશે અને મારી તેમજ શિવની પૂજા એ વૃક્ષ વગર અપૂર્ણ રહેશે. પછી ગણપતિ અન્તર્ધ્યાન થયા. શૌનક પોતાને આશ્રમે ગયા. પણ ઔરવ નિરાશ થયા અને શમીવૃક્ષની અંદર વહ્નિ થઈ રહ્યા.

ઇન્દ્રે નારદ મુનિને આ પ્રમાણે વૃત્તાન્ત કહ્યો. જ્યારે શિવ અને ગણપતિના મંદિરમાં હોમ થાય છે ત્યારે શમીના કકડાને ઘસીને યાજ્ઞિકો આંહેથી ગુપ્ત રહેલો ઔરવ વહ્નિ કાઢે છે. વેદી પર શમીનાં પાંદડાં અને

મન્દારનાં ફૂલ વગર કોઈ પણ હોમ ક્રિયા સંપૂર્ણ ગણાતી નથી.

બીજા પૌરાણિક વૃત્તાન્ત પ્રમાણે પાંડવો સાથે શમીનો વૃત્તાન્ત જોડાયલો છે. પાંડવો જ્યારે વિરાટ નગરમાં એક વર્ષ છૂપા રહ્યા ત્યારે તેમણે શમીવૃક્ષ પર પોતાનાં શસ્ત્રો મૂક્યાં હતાં. અર્જુને એ ઝાડ પસંદ કર્યું. તેણે યુધિષ્ઠિર અને બીજા ભાઈઓને કહ્યું, ' જુઓ, પેલી ટેકરી પર એક ઊંચું શમીનું ઝાડ છે. તે પર આપણે આપણાં શસ્ત્ર મૂકીશું. તેની બધી બાજુએ કાંટા હોવાથી કોઈ તે પર ચડી શકનાર નથી. એ એકાંત સ્થળે છે અને એ સ્થળે ઝેરી નાગ અને હિંસક પશુઓ હોવાથી કોઈ આવનાર નથી. તેમજ અહિં કોઈ નથી, એટલે એ વાત કોઈ જાણનાર નથી. વળી અહિં પાસે સ્મશાન છે, એટલે લોકોનો વાસ હોવાનો ભય નથી. ' આ ઉપરથી પાંડવોએ પોતાનાં શસ્ત્રો શમીને ઝાડે લટકાવ્યાં ને એક શબ લટકાવ્યું કે તેની ગન્ધ અને વિકરાળ દેખાવથી લોકો દૂરથીજ નાસી જાય ને કોઈ પાસે આવે નહિ. પછી તેઓ વિરાટ નગરમાં ગયા અને માર્ગમાં જે ગોવાળો મળ્યા તેમને કહ્યું કે અમારી ન્યાતના રિવાજ પ્રમાણે અમે અમારી વૃદ્ધ માતા જે મરણ પામી છે તેનું શબ પાસે શમીને ઝાડે લટકાવ્યું છે.

ત્રીજા પૌરાણિક વૃત્તાન્ત પ્રમાણે શમીવૃક્ષ રઘુરાજાના વૃત્તાન્ત સાથે જોડાયલું છે. એક સમયે વરતન્તુ ઋષિનો પુત્ર કૌત્સ રઘુરાજા પાસે ગયો. તેણે જ્યારે ગુરુને દક્ષિણા સારૂ અતિશય આગ્રહ કીધો ત્યારે વરતન્તુ ગુરુ ગુસ્સે થયા ને કહ્યું કે મેં તને ચૌદ વિદ્યા શિખવી છે માટે ચૌદ કરોડ રૂપીઆ દક્ષિણા આપ. એ દક્ષિણા માગવા સારૂ કૌત્સ રઘુરાજા પાસે ગયો. પણ રઘુરાજાએ તે સમયે વિશ્વજિત્ યજ્ઞ કર્યો હતો ને તેમાં પોતાનું સર્વ ધન દક્ષિણામાં આપી દીધું હતું. આથી કૌત્સ ઋષિની અર્ઘ્ય પૂજા રાજાએ કનકમય પાત્રને બદલે મૃણ્મય પાત્રમાં કરી. કૌત્સ ચેતી ગયો તેથી મનમાં દિલગીર થયો. રાજાએ કૌત્સને આવવાનું પ્રયોજન પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે ગુરુદક્ષિણાની યાચના કરવા આવ્યો છું. આથી રઘુરાજાએ તેને થોડો વખત વિલંબ કરવા કહ્યું. પછી ઇન્દ્ર પાસે દ્રવ્ય મેળવવા અમરાવતી જીતવાનો રઘુરાજાએ વિચાર કર્યો. આ વાતની ખબર નારદ મુનિએ ઇન્દ્રને કહી તેથી ઇન્દ્રે પોતાના ધનપતિ કુબેરને સાકારણ

તેણે બહુ ભારે તપ આચર્યું. એટલામાં કલહપ્રિય નારદમુનિ હિમાલય પાસે ગયા અને તેને પાર્વતીનાં લગ્ન વિષ્ણુ સાથે કરવા સમજાવ્યું. હિમાલયે હા કહી પણ પાર્વતી દાસી સાથે વનમાં નાસી ગયાં. ત્યાં તેણે રેતીમાં શિવનું લિંગ બનાવી બીલનાં પાંદડાં ચઢાવ્યાં અને એ પ્રમાણે શિવજીનું સતત આરાધન કર્યું, એટલે તે પ્રસન્ન થયા અને દર્શન દઇ તેની યાચના સ્વીકારી. આ પ્રમાણે બીલ એ બે રીતે પવિત્ર છે. તેણે શિવજીને શાન્તિ આપી અને પાર્વતીને શિવજી મેળવ્યા. બિલ્વપત્ર વગર જે શિવની પૂજા કરે છે તે નરકમાં જાય છે.

વળી હિંદુ વૈદ્યો બીલનાં ઝાડનો દવામાં ઘણો ઉપયોગ કરે છે. નાનાં ડીડવાં જુલાબ લાવે છે. ફળ મોટું થાય છે ત્યારે તેનો ઉપયોગ મરડા પર થાય છે અને પરિપક્વ થાય છે ત્યારે તે ક્ષુધા પ્રદીપ્ત કરવામાં વપરાય છે.

ઇતિહાસમાં પણ બીલનું ઝાડ પ્રસિદ્ધ થયું છે. પટસના જાગીરદાર દામાજી થોરાટે એ બિલ્વપત્રના સોગન ખાધા તેથી પહેલા પેશવા બાલાજી વિશ્વનાથે તેના પર ભરોસો રાખ્યો. પણ તે સમ તેણે પાળ્યા નહિ બાલાજીને પકડી રિબાવી નાંખવામાં આવ્યા. પણ તેથી દામાજીની લોકમાં ઘણી નિન્દા થઈ.

---

## ભૂગોળશિક્ષણ.

જે હેતુથી ગયા સપ્ટેમ્બર માસના શાળાપત્રમાં ગામની ભૂગોળ શિખવવા સંબંધી નમુનાના પાઠ આપવામાં આવ્યા હતા તેજ હેતુથી ઉપલા ધોરણોમાં ભૂતળ વિષે જે શિક્ષણ આપવાનું છે તે સંબંધી નીચે થોડાક પાઠ આપ્યા છે શિક્ષકને પોતાના કામમાં ખરેખરી મદદ મળે અને રસ્તો સૂઝે અને શિક્ષણ સ્વતંત્ર અને ફળદાયક થાય એવા ઉદ્દેશથીજ આ પ્રયત્ન પણ કરવામાં આવ્યો છે, માટે આ પાઠો સૂચના રૂપે છે એમ સમજી એનો ઉપયોગ કરવાનો છે.

પણ એ પાઠની યોજના વિષે કેટલુંક કહેવાની જરૂર છે ભૂગોળવિદ્યા શિખવવાનો મૂળ હેતુ ભૂતળ વિષે શિષ્યના મનમાં ચોકખો વિચાર ઉત્પન્ન કરવાનો છે. એવો વિચાર ઉત્પન્ન કરવાને તેમના મનમાં તે વિષે ચિત્ર ખડું થવું જોઇએ; અને એવો ચિતાર આપવાને માટે પૃથ્વીનો

ગોળો શિખવતી વખતે હંમેશ હાજર ગણવો જોઈએ અને તેનું અવલો-
કન કરાવી શિષ્યોને યુક્તિવાળા સવાલો પૂછી ભૂતળ સંબંધી જેટલી
નીકળે તેટલી હકીકત કઢાવવી જોઈએ. એમ ગોળો વારંવાર જોવાથી ભૂ-
તળરચનાનો ચિતાર ધીમે ધીમે મનમાં ખડો થતો જશે અને તેની છા-
પ સચોટ પડવાથી જીંદગીપર્યંત શિષ્ય શીખેલું ભૂલશે નહિ; તેમજ વ-
ખતો વખત અમુક દેશ અથવા ખંડો વિષે જે કાંઈ વિશેષ શીખવામાં
અથવા જાણવામાં આવશે તેને પણ દૃઢ થયલા પૃથ્વીના આખા ગોળાના
સામાન્ય એકત્ર વિચાર સાથે સાંકળી શકશે.

નિશાળમાં પૃથ્વીનો ગોળો નહિ હશે તોપણ પૃથ્વીના નકશા વડે
આ પાઠ થોડાક ફેરફાર સાથે આપી શકાશે. આવા ફેરફાર કોઈ પણ ટ્રે-
ન્ડ શિક્ષક વગર મુશ્કેલીએ કરી શકશે.

ભૂતળ વિષે પહેલું તો શિક્ષકે શિષ્યના ધ્યાન પર એ લાવવાનું
છે કે તે જો બીલકુલ એક સરખું એટલે ઊંચાણનિચાણ વગરનું હોત,
તો તો તેનું વર્ણન વર્ણુંજ સહેલું થઈ પડત, પણ જગ્યાઓ યાદ રાખવા-
નું ખરેખર ઘણું મુશ્કેલ, લગભગ અશક્ય, થઈ પડત જેમ મહાસાગર
પર અક્ષાંશ અને રેખાંશ વડે અમુક જગ્યા નક્કી કરવામાં આવે છે તે-
જ પ્રમાણે માત્ર જગ્યાઓના સ્થાન નક્કી થઈ શકત. ભૂતળ જો એમ
એક સરખુંજ હોત ત્યારે તો તે વિષે કાંઈ ખાસ અવલોકન કરાવવાનું
અથવા તો ચિત્ર ઉત્પન્ન કરવાનું રહેત નહિ એથી ઉલટું, જો ભૂતળ
બીલકુલ અનિયમિત હોત તોપણ મુશ્કેલી પડત. કોઈ પણ જગ્યાનું સ્થા-
ન સહેલાઈથી નક્કી થઈ શકત નહિ અને મનમાં તે વિષે ચોકખો વિચાર
પણ આવી શકત નહિ. જો ભૂતલ ઊંચુ નીચું હાલ છે તેમ ન હોત પણ
બીલકુલ એક સરખું અથવા તો બીલકુલ અનિયમિત હોત તો હાલ મ-
નુષ્ય જાતના વસવાટ માટે જે જોઈતી સગવડ મળે છે તે મળત નહિ
અને તેનો ઇતિહાસ ફેરવાઈ જાત.

પાઠની યોજના નીચે આપેલી સંક્ષિપ્ત નોંધ પરથી સમજાશે.

પાઠ ૧ માં ગોળાનો આકાર, જમીનના અને પાણીના ભાગ અને
તેમના વિસ્તારની સરખામણી, ગોળાના ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ એ-
વાં બે સ્થિર બિંદુઓ અને તેમની વચ્ચે એકસરખે અંતરે દોરેલી

(કલ્પેલી) વિષુવવૃત્તની લીટી અને તેથી પડતા ગોળાના બે અર્ધા ભાગ, અને જમીનની તથા પાણીની ઉત્તર અને દક્ષિણ ગોળાર્દ્ધમાં વહેંચણી વિદ્યાર્થી પાસે તપાસાવવાનાં છે.

પાઠ ૨ માં જમીનના અને પાણીના મોટા ભાગો એટલે ખંડો અને મહાસાગરો, મહાસાગરોની ખંડના સંબંધમાં સ્થિતિ, અને ખંડો અને મહાસાગરોના વિષુવવૃત્તના સંબંધમાં સ્થાન તપાસાવવાનાં છે.

પાઠ ૩ માં ખંડો અને મહાસાગરોનું એકેકના સંબંધમાં સ્થાન નક્કી કરાવવાનું છે.

પાઠ ૪ માં ખંડો કઈ કઈ જગ્યાએ એક બીજાને મળે છે અથવા કઈ કઈ જગ્યાએ એક બીજા પાસે ઘણા નજીક આવેલા છે તે તપાસાવી નક્કી કરાવવાનું છે. એશિઆ અને યૂરોપની હદ (૧) યૂરલ પર્વત આગળ અને (૨) કૉકેસસ પર્વત આગળ મળે છે, અને (૧) કાસ્પિઅન સમુદ્ર અને (૨) માર્મોરાના સમુદ્ર આગળ બહુજ પાસે પાસે આવેલી છે. એશિઆ અને આફ્રિકા સ્વેઝની નહેર આગળ લગભગ જોડાયલા છે અને બાબલમાંડબની સામુદ્રધુની આગળ બહુજ પાસે પાસે આવેલા છે. એશિઆ અને અમેરિકા બહેરિંગની સામુદ્રધુની આગળ ઘણા પાસે પાસે આવેલા છે. યૂરોપ અને આફ્રિકા જીબ્રાલ્ટરની સામુદ્રધુનીથી જુદા પડે છે તોપણ અહીં આગળ બે ખંડના કિનારા વચ્ચે અંતર ઘણુંજ થોડું, માત્ર નવ માઇલ જેટલું, છે. આ પ્રમાણે ખંડો એકેક સાથે જોડાયલા અથવા બહુ પાસે પાસે આવેલા છે તે પરથી અનુમાન એ થઇ શકે કે હાલ પૃથ્વીની સપાટી પર જમીનના ખંડ (ભાગ) પડેલા જોવામાં આવે છે તેવા ખંડ અસલ હશે નહિ, પણ જમીનનો એક આખો મોટો કકડો હશે.

પાઠ ૫ માં ખંડોના આકાર નક્કી કરાવવાના છે, ખંડ તથા મહાસાગરના કદની સરખામણી કરાવવાની છે, અને કેટલાક ખંડ ઊભા ત્યારે કેટલાક આડા આવેલા છે તે તપાસાવવાનુ છે. જે ખંડોના આકાર સહેલાઈથી કહી શકાય એવા છે તે વિષે સવાલ પહેલાં પૂછવાના છે, અને ત્યાર પછી એશિઆ તથા યૂરોપના આકાર સહેલાઇથી કહી ન શકાય તેવા છે તે છોકરાંઓ પાસેજ કહાવી તેનાં કારણ પર તેમને તે ખંડોનું અવલોકન કરાવી લઇ જવાનાં છે. એશિઆખંડને ઉત્તર, પૂર્વ, અને દક્ષિણ

કિનારે ઘણા દ્વીપકલ્પ, અખાત, ઉપસાગર અને સમુદ્ર આવેલાં છે, તેથી કરીને તેનો કાંઠો ઘણો ખાંચાખુંચીવાળો છે; તેમજ યુરોપખંડનો ઉત્તર, પશ્ચિમ, અને દક્ષિણ કાંઠો છે. એ કારણથી એ બને ખંડોનો આકાર ચોક્કસ કહી શકાય એવો નથી.

પાઠ ૬ માં જુદા જુદા મહાસાગરમાં અને જુદા જુદા ખંડને કિનારે આવેલા મોટા મોટા બેટો તપાસાવવાના છે. એ છોકરાંઓ જોશે, બતાવશે, અને તેનાં નામ ગોળા પર (અથવા નકશામાં) વાંચશે એટલે તે સહજ તેમને યાદ રહી જશે.

પાઠ ૭ માં જુદા જુદા ખંડના કિનારાની સરખામણી કરાવી તે દરેકનું જુદાપણું કઢાવવાનું છે અને એ જુદાપણાનું કારણ શોધાવવાનું છે. ત્યાર પછી એ જુદાપણાના કારણભૂત કાંઠે આવેલા અખાત, ઉપસાગર, તથા સમુદ્ર તપાસાવવાનાં છે.

પાઠ ૮ નો ઉપલા પાઠ સાથે સંબંધ છે; કેમકે જે કુદરતી કારણને લીધે અખાત, ઉપસાગર, સમુદ્ર બનેલાં છે તેજ કારણને લીધે દ્વીપકલ્પ અને ભૂશિર બનેલાં છે.

પાઠ ૯ માં જુદા જુદા ખંડમાં પર્વતો કેમ—ઊભા કે આડા—આવેલા છે તે નક્કી કરાવી દરેકમાં મુખ્ય પર્વતની હાર કઈ છે અને તે ક્યાંથી ક્યાં સુધી જાય છે તે તપાસાવવું. દરેક ખંડમાં એકેક મોટી પર્વતની હાર આવેલી છે, અને તેના પર આખાં ખંડની બાંધણીનો આધાર રહેલો છે. જેમ આપણા શરીરનો બધો આધાર બરડા પર છે તેમ ખંડનો આધાર પણ પર્વતની મુખ્ય હાર પર છે. મુખ્ય હાર પર એશિઆખંડમાં પર્વતની મુખ્ય હાર બહેરિંગની સામુદ્રધુનીમાં આવેલી પૂર્વ ભૂશિર (ઇસ્ટ કેપ) થી શરૂ થાય છે અને માર્મોરાના સમુદ્ર આગળ પુરી થાય છે. આ આખી પર્વતની હાર એક નામથી સર્વ ઠેકાણે ઓળખાતી નથી. સાઇબિરિઆમાં તેમાંના પર્વતોને સ્ટેનોવોઈ અને યબ્લોનોઇ કહે છે ત્યારે આગળ જતાં ચીન દેશમાં તેને ખિંગન અને કુવેનલુન, હિંદુસ્તાનમાં હિમાલય, અફ્ઘાનીસ્તાનમાં હિંદુકુશ, ઇરાનમાં એલબુર્ઝ, અને એશિઆઈ તુર્કસ્તાનમાં આર્મિનિઅન અને ટૉરસ કહે છે. એ પ્રમાણે દેશપરત્વે પર્વતોનાં નામ બદલાય છે ખરાં, પણ તે બધા એકજ સાંકળના કકડા છે; એ વાત ખાસ શિષ્યના મનમાં ઠસાવવી. એ મુખ્ય

હારમાં ખંડના બધાજ પર્વતો આવી જતા નથી, પણ જે નાગો આવી જતા તે ઘણું કરીને એ મુખ્ય હારના ડાળપાંખડાંજ છે એ વાત પણ તેમના લક્ષ પર લાવવી.

યુરોપખંડમાં પર્વતની હાર ગાર્મેગના સમુદ્રને સામે કાંઠે બાલ્કન પર્વતોથી શરૂ થાય છે અને ત્યાંથી આગળ કાર્પેથિઅન, સુડીટીસ, અર્ઝ, બોહિમિઅન, આલ્પ્સ, જ્યુરા, પિરિનીઝ, અને કેન્ટેબ્રિઅન પર્વતોને માર્ગે થઈ ફિનિસ્ટર શિર આગળ સ્પેનને પશ્ચિમ નાકે પૂરી થાય છે.

આફ્રિકા અને ઑસ્ટ્રેલિઆમાં મુખ્ય પર્વતની હાર ઉત્તર છેડાથી દક્ષિણ છેડા સુધી પૂર્વ કાંઠે આવેલી છે; ત્યારે અમેરિકામાં તે પશ્ચિમ કાંઠે આવેલી છે.

એશિઆ યુરોપમાં પર્વતની હાર આડી એટલે પૂર્વપશ્ચિમ આવેલી છે ત્યારે આફ્રિકા, અમેરિકા, અને ઑસ્ટ્રેલિઆમાં તે ઊભી એટલે ઉત્તરદક્ષિણ આવેલી છે એશિઆ યુરોપમા તે દક્ષિણ કાંઠા તરફ વધારે આવેલી છે; ત્યારે આફ્રિકા અને ઑસ્ટ્રેલિઆમાં પૂર્વ કાંઠા પર અને અમેરિકામાં પશ્ચિમ કાંઠા પર આવેલી છે એશિઆ યુરોપમાં પર્વતોનો જથ્થો ખંડના (લગભગ) મધ્ય ભાગમા આવેલો છે ત્યારે બીજા ખંડોમાં તે કાંઠે આવેલો છે.

**પાઠ ૧૦ માં** ઉપલા પાઠમા બતાવેલી મુખ્ય પર્વતની હારથી દરેક ખંડના બે મોટા વિભાગ પડી જાય છે અને તેના ઢાળ સામસામી દિશામાં હોય છે તે ગોળા પર દરેક ખંડની ભૂતળ રચના તપાસાવી કહાવવાનું છે. એશિઆ અને યુરોપના ઢોળાવ ઉત્તરદક્ષિણ છે. ( લાંબો ઢોળાવ ઉત્તર તરફ અને ટુંકો દક્ષિણ તરફ); ત્યારે આફ્રિકા, ઑસ્ટ્રેલિઆ, અને અમેરિકાના પૂર્વપશ્ચિમ છે. આફ્રિકા અને ઑસ્ટ્રેલિઆનો પૂર્વ ઢોળાવ ટુંકો અને પશ્ચિમ લાંબો છે ત્યારે અમેરિકામાં એથી ઉલટું છે, પૂર્વ ઢોળાવ લાંબો અને પશ્ચિમનો ટુંકો.

આ પ્રમાણે દરેક ખંડના બે બે વિભાગ એટલે પાંચે ખંડ અથવા આખી પૃથ્વીની સપાટીના દશ વિભાગ પડેલા છે એ ઢોળાવોની ઉપલી કોરો જ્યાં મળે છે ત્યાં જમીન અથવા ખંડ છે, અને જ્યાં નીચલી કોરો મળે છે ત્યાં પાણી ભરાઈ મહાસાગરો બનેલા છે.

**પાઠ ૧૧ માં** ઢોળાવોની દિશા પરથી દરેક ખંડની મુખ્ય નદીઓ

ની દિશા કઢાવવી; અને દરેક નદીનો આધાર તેના પાત્ર (એટલે સામસામે કોઠે આવેલા જે પ્રદેશોનું પાણી તેમાં ખાલી થતું હોય તે) પર રહેલો છે. તે પરથી દરેક ઢોળાવ આવાં નદીપાત્રનો એટલે નાના સંખ્યાબધ ઢોળાવોનો બનેલો છે એ ધ્યાનમાં લાવવું દરેક મુખ્ય ઢોળાવ પર જેટલી નદીઓ હોય તેટલાજ નદીપાત્ર હોવાં જોઈએ.

સાર પછી દરેક ઢોળાવ પર આવેલી નદીનો પ્રવાહ મૂળથી મુખ સુધી બતાવવા કહેવુ, અને પુનરાવર્તન માટે દરેક મહાસાગર અથવા મોટા સમુદ્રમાં પડનારી નદીઓ પૂછવી.

છોકરાઓ પહેલે સવાલે જવાબ ન દઈ શકે તો તેથી અધીરા બની શિક્ષકે પોતે હકીકત કહી દેવાની નથી; પણ તેઓનો વખત આપી સવાલ ફેરવીને પૂછી, તથા ગોળો બરાબર ધ્યાનપૂર્વક તપાસી જોવડાવી ખરા જવાબ કઢાવવાના છે. આમ થશે તો શિક્ષણ ફળદાયક નીવડશે એવી આશા છે.

આ પાઠો વિષયની શરૂઆત કરતી વખતે જેટલા ઉપયોગી થઇ પડશે તેટલાજ વરસ આખરે થયલા કામનું પુનરાવર્તન કરાવતી વખતે પણ થઇ પડશે, માટે તે માટે પણ તેનો ઉપયોગ કરવો.

---

# મરી.

મસાલા તરીકે વપરાતી વસ્તુઓમાં સૌથી પહેલી માણસ જાતના જાણવામાં આવેલી વસ્તુ એ મરી છે. પ્રથમ ત્રાવણકોર અને મલબારનાં જંગલોમાં કાળાં મરીના વેલા જંગલી અવસ્થામાં ઊગતા જાણવામાં આવ્યા સાથી તે જાવા, સુમાત્રા, બોર્નિઓ, સિઆમ, મલાયા, ફિલિપ્પાઈન્સ વગેરે ટાપુઓમાં ફેલાવા. તેનો વાપર ઘણા જુના વખતથી યુરોપમાં પણ થતો જણાઅલો છે. ઇ સ. ૪૧૫ મા ગૉથ્સ લોકના એલેરિક (Alaric) નામે રાજાએ રોમ સાથે સલાહ કરતાં તેની પાસેથી ૩ ૦૦૦ રતલ મરી ખંડણી તરીકે લીધાં હતા. ઇ. સ. ૧૧૦૧ માં જીનોઆના લોકોએ સીઝેરિયા જીત્યા પછી દરેક લશ્કરી સિપાઈને બે રતલ મરી ઇનામ તરીકે વ્હેંચ્યા હતાં. હાલમાં મરીનું વાવેતર ગરમ મુલકોમાં ઘણે ઠેકાણે થાય છે.

મરી બે જાતનાં થાય છે, (૧) કાળાં અને (૨) ધોળાં. કાળાં મરીનું વાવેતર બે રીતે કરે છે. (૧) દાણા વાવે છે અને (૨) વાવેલા મરીના છોડના ઉપરના ભાગ કાપી લઇ પોચી જમીનમાં છેટે છેટે રોપે છે અને તરત પાણી પાય છે. બે ઋતુમાં મરીનું વાવેતર કરે છે. કેટલાક જૂન માસમાં વરસાદ થયા પછી વાવે છે અને કેટલાક ડીસેંબર આખરે વાવે છે. તાપના દિવસોમાં દર ત્રીજે દિવસે પાણી પાય છે.

મરીના વેલા ૧૨ થી ૩૦ ફૂટ સુધી લાંબા થાય છે. તેનાં પાંદડાં લંબગોળ હોઈ છેડે અણીદાર હોય છે. ઉપર હાથ ફેરવી જોતાં તે સુંવાળાં લાગે છે. પાંદડાંની સામે ૩ થી ૬ ઇંચ લંબાઈનું કણુસલું આવે છે. દરેક કણુસલા પર ૨૦ થી ૫૦ સુધી વટાણા જેવડા મરીના દાણા આવે છે. જુવારની પેઠે મરીનાં કણુસલાં ભરાવાદાર હોતાં નથી. પ્રથમ દાણાનો રંગ લીલો હોય છે તે બદલાઈને લાલાશ પડતો થવા માંડે છે. એટલે પાક તૈયાર થયો ગણાય છે. દાણા લાલ થયા પછી જો કણુસલાં કાપી લેવામાં ન આવે તો મરીની તિખાશ ઘટી જાય છે અને પાક હલકો ગણાય છે. કણુસલાં કાપી લઇ સાદડીઓ પર તડકે સુકવવાં પડે છે. સુકાયા પછી તેને હાથે મસળીને અગર પગે કચરીને સુપડાં વતી ઝાટકી દાણા જુદા પાડે છે. મરીની ઉપરની છાલ સુકાયા પછી કાળી અને કરચલી વાળી થઈ જાય છે.

મરીના વેલાને છાંયો વધારે માફક આવે છે, તેથી ખેતરમાં ઝાડ ઉછેરી તેના થડની પાસે મરી વાવે છે. વેલા થડનો ટેકો લઇ ઝાડ પર ચઢે છે. કેટલીક વખત વાંસના ટેકા મૂકીને તે પર પણ વેલા ચઢાવે છે. વેલા ઉગ્યા પછી તેને વખતો વખત ઉપરથી કાપવાથી ઉગાવો વધતો જાય છે. વાવ્યા પછી ઘણે ભાગે ચોથે વર્ષે ફળ આવવા માડે છે. બાર વર્ષે સુધી દર વર્ષે બે સારા પાક ઉતરે છે. મરીને ઝાડનાં પાંદડાં અને ગાયના છાણનું ખાતર વધારે માફક આવે છે. રોપેલાં મરીને ફક્ત સાત આઠ વર્ષે સુધીજ સારો પાક આવે છે; પરંતુ તે ઊંચી જાતનાં હોઈ પાકમાં પણ વધારે ઉતરે છે.

**ધોળાં મરી**—કાળાં મરીને છોડ પરથી લીધા પછી ત્રણ ચાર

દિવસ સુધી એક ઓરડીમાં ભરી મૂકે છે, પછી તેને મસળી નાખવાથી તે પરનાં કાળાં છોડાં તથા થોડા ગર ખરી પડે છે, એટલે તેનો રંગ ધોળો જણાય છે. કેટલીક વખત સુકાં કાળાં મરી પાણીમાં બોળી તેને મસળીને ધોળાં મરી બનાવે છે. આવી રીતે તૈયાર કરેલાં ધોળાં મરીનો રંગ કંઈક ભુરાશ પડતો હોય છે. તદ્દન સફેદ કરવાં હોય તો કલોરિન ગ્યાસ વાપરે છે. રીહો*બેટમાં ધોળાં મરી ઘણાં સારાં થાય છે, રેલીચરીમાં પણ ધોળાં મરી બનાવે છે. સન ૧૮૮૭ માં સીંગાપોરથી ૬૪ લાખ રતલ ધોળાં મરી બહાર ખાતે ગયાં હતાં.

મરીની અંદર એક જાતનો રાળ જેવો પદાર્થ અને ઉડી જાય એવું (Volatile)તેલ હોય છે. આ તેલને લીધે મરીમાં વાસ આવે છે. મરીની તિખાશ પણ આ તેલ પર આધાર રાખે છે. બનાવટમાં તે ટર્પેન્ટાઇન તેલને ઘણું મળતું છે. અંદરના કરતાં ઉપરના ગરમાં આ તેલ વધારે હોય છે. કાળાં મરીમાં ૧.૬ ટકાથી ૨.૨ ટકા જેટલું આ તેલ હોય છે. ધોળાં મરીમાં તે ઘણું ઓછું હોવાથી તેમાં તિખાશ અને ઝમઝમાટ ઓછાં લાગે છે.

**મરીનો ઉપયોગ**—તિખાશના ગુણને લીધે ગરમ મસાલા તરીકે મરી વપરાય છે. સંસ્કૃત લેખકો પણ લખે છે કે મરી એ વાયુ હણનાર ઔષધ છે. હંમેશ સવારમાં ઘી સાથે મરીના બેચાર દાણા ગળવાથી ફાયદો થાય છે. તે પાચનશક્તિ વધારે છે. આંતરીના તાવ વખતે મરી દવા તરીકે વપરાય છે. માથા પર તાલ પડી હોય ત્યારે અને બીજા ચામડીના રોગ પર મરી વાટીને બીજી દવા સાથે મેળવી દરદવાળા ભાગ પર તેનો લેપ કરવામાં આવે છે. ફારસી લેખકો મરીને રેચક અને ગુમડું વિખેરી નાખનાર ગુણવાળાં વર્ણવે છે. લકવાના રોગ વખતે તેમજ સંધીવા પર મરી દુખતા ભાગ પર ચોપડવામાં આવે છે. દાંતનું મંજન બનાવવામાં મરી વપરાય છે. તે મૂત્રરેચક તથા શરીરને શક્તિ આપનાર પદાર્થ ગણાય છે. ઝેરી સાપ કરડ્યો હોય ત્યારે દરદીને મરી ખવરાવવાથી ઝેરની અસર કેટલીક ઓછી થઈ તે બેભાન ન થતાં ચાલાક રહે છે. કૉલેરા લાગુ થયો હોય, ચક્કર આવતાં હોય અગર ઘેન રહેતું હોય ત્યારે મરી ખાવાથી દરદી ચાલાક રહે છે. મરી શરદના તાવ અટકાવવામાં

મદદ કરે છે. ગળામાં ચોરીઆ થયા હોય ત્યારે મરી વાટીને બહારના ભાગ પર લગાવવાથી ફાયદો થાય છે. શરદીથી માથું દુખતું હોય ત્યારે મરી અગર તેના વેલાનું મૂળીયું ઘસીને કપાળ પર લગાવવામાં આવે છે. દાદર પર મરીનુ તેલ ચોપડવાથી ઘણો ગુણ થાય છે. ચાવીને થોડાં મરી ખાધાથી ફાયદો થાય છે, પણ તિખાશને લીધે વધારે ખાવાથી અકળામણ થાય છે અને મોંમાંથી લાળ નીકળે છે.

## જુદે જુદે ઠેકાણે થતો મરીનો પાક.

સુમાત્રાનો મરીનો પાક ઘણો વખણાય છે તેથી ત્યાંના વાવેતરની રીત જાણવાની જરૂર છે. જમીન ખેડી પ્રથમ તેમાં ભાત વાવે છે. ભાતનો પાક લીધા પછી ઑકટોબર માસમા મરીના કાપેલા છોડ પાંચપાચ ફુટને અતરે રોપે છે. વર્ષ કે દોઢ વર્ષની અંદર મરીના વેલાના છેલ્લા બે ચાર કુમળા ફણગા બહાર રાખી બાકીનો બધો ભાગ માટીથી દાટી દે છે. આમ કર્યા પછી બીજેજ વર્ષે છોડને ફુલ અને ફળ આવે છે. દર વર્ષે બે પાક લે છે, એક જુનમાં અને બીજો જાન્યુઆરીમાં. બીજો પાક સાધારણ રીતે હલકી જાતનો હોય છે.

મદ્રાસ ઇલાકાના દક્ષિણ ભાગમાં મરી ઊછેરવાની રીત ઉપરની રીત કરતાં ઘણી જુદી છે. જુન માસની શરૂઆતમાં વરસાદ થયા પછી મરીના વેલાની ડુંખો ભીની જમીનમાં ખોસવા માટે કાપી લે છે. જે ઝાડનાં થડ ખરબચડાં હોય છે તેની આસપાસની જમીન પોચી કરી તેમાં ડુંખો રોપી તરત પાણી પાય છે. ડુંખનો ઉપરનો ભાગ ઝાડના થડને અડકાડી રાખે છે, તેથી જેમ જેમ વેલો વધતો જાય છે તેમ તેમ તે થડ પર ચઢતો જાય છે. વેલાની આસપાસથી નકામુ ઊગેલું ઘાસ વખતો વખત કાઢી નાખે છે. ઘણાંમાં ઘણો ૨૦ થી ૩૦ ફુટ સુધી વેલો વધે છે. ત્રણ વર્ષમાં તેને કણુસલાં આવે છે. સારી જમીન હોય તો દરેક પાદડા સામે એકેક કણુસલું અને દરેક કણુસલામાં ૨૦ થી ૫૦ સુધી દાણા આવે છે. ત્રણથી સાત વર્ષ સુધી પાક વધતો જાય છે, અને મરીના દાણા પણ ભરાઉ થતા જાય છે. ત્યાર પછી બીજા ચાર વર્ષ સુધી પાકની સ્થિતિ સામાન્ય રહે છે; પણ બારમા વર્ષથી પાક નબળો થવા માંડે છે. પછી બે ત્રણ વર્ષે વેલા કાઢી નાખી તેજ કયારામાં નવા રોપ નાખે છે.

મુંબઈ ઈલાકામાં ફક્ત કાનડામાં મરીનો પાક થાય છે. સન ૧૮૮૮–માં તે જીલ્લામાં ૧,૦૭૬ એકર જમીનમાં મરીનું વાવેતર થયું હતું. અહીં, પણ મદ્રાસ ઈલાકાની પેઠે ડુખોજ રોપે છે, આસરે બે ફુટ લાંબી ડૂખ કાપી ૭ ઇંચ ઊંડાઇએ જમીનમાં રોપી તરતજ પાણી પાય છે. સન ૧૮૨૫ માં મલબારમાં ૧૦,૦૦૦ મણ અને ત્રાવણકોરના પહાડી મુલકમાં તેટલાંજ એટલે ૫,૦૦૦ ખાંડી મરી પાકમાં હતાં.

વેપાર—ઘણાજ જૂના વખતથી હિંદ અને યુરોપ વચ્ચે મરીનો વેપાર ચાલતો જાણવામાં છે. મરીના વેપારને લીધેજ વેનીસ અને જીનોઆ વગેરે બંદરો આબાદ થયાં હતાં. ઈ. સ. ૬૧૮ માં મલબાર કાંઠે બેરેક (Barake) નામે બંદર હતું ત્યાંથી પુષ્કળ મરી યુરોપમાં ચઢાવવામાં આવતાં. ઈંગ્લંડમાં મરીના વેપારની શરૂઆત દશમા સૈકાથી થઈ. શરૂઆતમાં મરીની આયાત પર સખત કર નાખવામાં આવ્યો હતો. ઇ. સ. હજાર પછી આશરે પાંચસો વર્ષ સુધી મરીનો ભાવ બહુ સખત રહ્યો. આજ કારણને લીધે પોર્ટુગીઝ લોકોએ હિંદનો માર્ગ શોધી કાઢી તેની સાથે મરીનો વેપાર શરૂ કરવાનું ધાર્યું. પંદરમા સૈકા સુધી એક શેર મરી તો રાજા રજવાડાને ભેટ મૂકાતાં હતાં. ઇ. સ. ૧૪૯૮ માં કેપ ઑવ્ ગુડ હોપનો રસ્તો હાથ લાગ્યા પછી મલય આર્કિપેલેગોમાં મરીનું વાવેતર અને વેપાર વધતો ગયો. અઢારમા સૈકા સુધી પોર્ટુગીઝોએ મરીનો વેપાર એકલે હાથે કર્યો. પંદરમા સૈકામાં યુરોપમાં મરીનો ભાવ ૮ શિલિંગે રતલનો હતો, પણ ત્યાર પછી ઘટીને સત્તરમા સૈકામાં પાંચ શિલિંગે રતલ થયો. અઢારમા સૈકામાં તે ભાવ ઘટીને બે શિલિંગ થઈ ગયો.

પીનાંગ, રીહો અને સીંગાપોર પાસે જોહોરમાં મરીનો પાક ઘણોજ થાય છે. પીનાંગમાં બધા પાકનો લગભગ અર્ધ ભાગ મરીજ થાય છે. સીંગાપોર એ મરીના વેપારનું મુખ્ય મથક છે. ત્યાંથી વધારેમાં વધારે મરી ગ્રેટબ્રિટન ચઢે છે. ઇ. સ. ૧૮૮૦ માં અહીંથી ઈંગ્લંડ ખાતે ૨૧,૧૮૦,૦૦૦ રતલ ૩૮૫,૦૦૦ પૌંડની કિમ્મતનાં ગયાં હતાં. તે મરી પૈકી ૧૨,૫૦૦,૦૦૦ રતલ મરી ત્યાંથી જુદા જુદા રૂપમાં જર્મની, ઇટલી રૂશિઆ, હોલંડ, સ્પેઈન વગેરે દેશોમાં મોકલવામાં આવ્યાં હતાં.

હિંદુસ્તાનમાં મલબાર, ટેલીચરી અને કોચીન એ મરીના વેપારનાં મુખ્ય સ્થળ ગણાતાં. ગયા સૈકાથી મલબારનો મરીનો વેપાર ઘટતો ગયો અને મલય આર્કીપેલેગોનો વધતો ગયો. સુમાત્રાનો મરીનો પાક ઘણોજ ઉત્તમ હોવાથી ત્યાંથી ઘણાં મરી બહાર જાય છે. ભીલબર્ન કહે છે કે સન ૧૮૨૯ માં સુમાત્રામાં ૨૨૪,૦૦૦,૦૦ રતલ, મલાયા દ્વીપકલ્પમાં ૩૬,૦૦૦,૦૦ રતલ, સિઆમમાં ૮૦,૦૦૦,૦૦ રતલ; બોર્નિઓમાં ૨૭,૦૦૦,૦૦ રતલ અને હિન્દુસ્તાનના પશ્ચિમ કાંઠા પર ૪૦,૦૦૦,૦૦ રતલ મરી પાક્યાં હતાં. આ આંકડા પરથી જણાય છે કે હિંદમાં મરીનો પાક સુમાત્રા સાથે સરખાવતાં ઘણોજ ઓછો છે.

ઈંગ્લંડ ખાતે સન ૧૮૭૨ માં ૨૭,૬૦૦,૦૦૦ રતલ મરીની આયાત થઇ હતી તે પૈકી ૨૫,૦૦૦,૦૦ રતલ ઈસ્ટ ઈંડીઝ ટાપુઓમાંથી અને ૨૬,૦૦૦,૦૦ રતલ હિંદમાંથી ગયાં હતાં. સન૧૮૮૯માં ૨૮,૬૦૦,૦૦૦ રતલ મરી ઈંગ્લંડ ખાતે ચઢ્યાં તેમાથી ૨૮,૦૦૦,૦૦૦ રતલ ઈસ્ટ ઈંડીઝ ટાપુઓમાંથી અને બાકીનાં હિંદમાંથી ગયાં હતાં. યુરોપ સિવાય ઈજીપ્ટ, ઍબિસિનિઆ, નાતાલ, યુનાઇટેડ સ્ટેટસ વગેરે ઠેકાણે પણ અહીંથી મરી ચઢે છે. હિંદમાંથી મરીની નિકાશ પરદેશ ખાતે થાય છે તેમ પરદેશમાંથી અહીં તેની આયાત પણ થાય છે. સન ૧૮૯૦માં ૫૭,૦૦૦,૦૦ રતલ મરી મલય આર્કીપેલેગોમાંથી અહીં આવ્યાં હતાં. આ સિવાય સિલોન, ઝાંઝીબાર વગેરે ઠેકાણેથી પણ અહીં જૂજ મરી આવે છે.

---

## વાચનમાળાના ખુલાસા.*
### બીજી ચોપડી.

**પાઠ ૧.**

**ઘમઘમવું**—ફુલની ખુશબોનું બહેક બહેક થઈ રહેવું.
**પાધર**—પાદર; ગામના ઝાંપા બહારની જગા—જ્યાં ઢોર, વગેરે ચરે છે તે.
**ઘોર**—બીક લાગે તેવું.

---

* બાળપોથીથી માંડી પહેલી ચોપડીના ૨૬ મા પાઠ સુધીના ખુલાસા લખનાર મિ. અમીધર રણછોડજી દેશાઈ.

પાઠ ૨.

**વન**—વને-વનમાં.

**ચંદ્ર......ગયું**—સૂર્યના ઘણા તેજને લીધે.

**ચોર......ખોળે**—સવાર પડવાથી પકડાઈ જવાની બીકને લીધે ચોર સંતાઈ જવાનું કરે છે. જ્યારે સૂર્યના તેજને લીધે પદાર્થ માત્ર સુશોભિત દેખાવા લાગે છે, અને પ્રાણી, વગેરે આનંદી અને ઉત્સાહી જણાય છે, ત્યારે તેજ પ્રકાશની, કાળી રાત્રિએ કાળાં કૃત્યો કરનારા ચોર ઉપર કંઈક જુદીજ અસર થાય છે; એટલે કે ચોરના મોં કાળા પડી ગએલાં અને નિરુત્સાહી જણાય છે.

**મુલાં**—મૌલા ઉપરથી; મૌલાનો અર્થ દોરનાર કે મદદ કરનાર થાય છે. વોહરાઓ પોતાના ધર્મગુરુને મુલાંજી કહે છે. મસ્જીદમાં જે મુલાં બાંગ પોકારે છે, તે મુલાં, મસ્જીદની દેખરેખ રાખવા, વગેરેનું કામ કરે છે.

**બાંગ**—બુમ પાડીને નિમાજ પઢવી તે, અથવા નિમાજ પઢવાને માટે બુમ પાડવી તે.

**પંખેરૂ**—પક્ષી.

**તૂસ**—અનાજ.

**મગન**—મગ્ન—પ્રસન્ન.

પાઠ ૩.

**ઉતરાણ**—ઉત્તરાયણ; ઉત્તર+અયન=ઉત્તર તરફ જવું તે. સૂર્ય અથવા બીજા કોઇ તારાનું ઉત્તર તરફ જે જવું તે. મકરરાશિ-સંક્રાન્તિમાં આવ્યા પછી સૂર્યનું ઉત્તર દિશાએ જવું થાય છે તે, ઉત્તરાયણ પોષ માસમાં બેસે છે, અને ૭ મહિના સુધી રહે છે.

**બળેવ**—શ્રાવણ સુદ પુનેમ. આ દહાડે સમુદ્રને પૂજન કરી ફૂલ નાળિએર અર્પણ કરવામાં આવે છે; આ દિવસ પછી દરિઆમાં વહાણ ફરવા શરૂ થાય છે, બ્રાહ્મણો જનોઇ બદલે છે, અને તેઓ યજમાનને રાખડી બાંધે છે.

**દશેરા**—આસો સુદ દશમનો તહેવાર. આ દિવસે શ્રી રામચંદ્રજી રાવણની સાથે યુદ્ધ કરવા સંચર્યા હતા. આ દિવસે બુદ્ધાવતાર

થયો. ચંડિકા દેવીએ આજ દિવસે મહિષાસુરનો વધ કરી જય મેળવ્યો હતો. આ દિવસે રાજસ્થાનમાં સવારી નીકળે છે, અને પાડાબકરાંનો વધ થાય છે, તેમ અશ્વશસ્ત્રની પૂજા થાય છે, લોક ગામ બહાર જઈ શમીનું પૂજન કરે છે, અને નવા ધાન્યને જુએ છે. આ શુભ દિવસે બાળકોને નિશાળે બેસારવામાં આવે છે, અને વહુઓ માસરે રહેતી થાય છે, એટલે કે તેને આણું વળાવવામાં આવે છે.

પાઠ ૪.

ગોકુળ આઠમ—ગોકુલ + અષ્ટમી; શ્રાવણ વદ આઠમ. શ્રી કૃષ્ણ ભગવાનની જન્મતિથિ.

ખરાદી—સંઘાડિઓ; સંઘાડા ( ખરાદ ) ઉપર ઘાટ ઉતારનાર; દાંતનાં રમકડાં, ખાટલાના પાયા, વગેરે ઉતારનાર.

કોચ—આ શબ્દ ઇંગ્રેજી ભાષામાંથી ગુજરાતીમાં ઉતરી આવ્યો છે. ગામડાના વિદ્યાર્થીઓને ચિત્રદ્વારા કે નાના કાચના કે લાકડાના નમુનાદ્વારા કોચનો ખ્યાલ આપવો.

સરૈયો—સુગન્ધી વેચનારો—અત્તર, ગુલાબજળ, ધૂપ, વગેરે વેચનારો. હાલ સુગન્ધીદાર પદાર્થ વેચનારને સરૈયો કહેવાનો રિવાજ છે, અને ઓસડિયાં વેચનાર ગાંધી કહેવાય છે; પણ ગાંધી એ ગાંધિક શબ્દનો અપભ્રંશ છે. ગાંધિક = સુગન્ધીદાર પદાર્થ વેચનાર.

गान्धिको लेखकेऽपि स्यात्सुगंधिव्यवहारिणि, ( मेदिनी ).

સર્જુ શબ્દ સામાન્ય વેપારીનો વાચક છે.

सर्जुर्वणिजि विद्युति, ( मेदिनी ). यजयोः सावर्ण्य = य નો જ અને ज નો य થાય છે: જેમ—યાત્રા = જાત્રા. ભુજંગ, = ભુયંગ, આ નિયમ વડે सर्जु નું सर्यु થઈ પછી सरयु બની સરૈયો થયું હશે. ( म. रा. पं. )

વળી......ફરતા હતા—મેળામાં માણસો તેમજ ગાડીઘોડાની એટલી બધી ભીડ હોય છે કે બંદોબસ્ત રાખવા સિપાઈઓ, વગેરે ફરતા રહે છે.

પાઠ ૬.

તેઓ......હતાં—તેઓ પૈસે ટકે સુખી હતાં.

વધાઈ—વધામણી—શુભ સમાચાર.

ઓવારણાં—આ શબ્દને બદલે દુખણાં, મીઠડાં, વગેરે શબ્દો જુદે જુદે સ્થળે વપરાય છે.

પોળ—મોટાં શહેરોમાં રહેનારાં છોકરાંને પોળનો ખ્યાલ હોય છે, પરન્તુ નાનાં શહેર કે ગામડામાં રહેનારા વિદ્યાર્થીઓને પોળનો ખ્યાલ હોતો નથી. મોટાં શહેરોની મોટી પોળો એવડી હોય છે કે તેમાં એક બે નાનાં ગામડાંનો સમાવેશ થઈ જાય. નાના શહેરમાં જેમ એક શેરીમાં બીજી અને બીજીમાં ત્રીજી શેરી હોય છે, તેમ મોટાં શહેરોની પોળોમાં એક પોળની અંદર બીજી નાની નાની પોળો હોય છે. પોળને દેવા ઉઘાડવાને માટે બારણાં પણ હોય છે.

ચૌટું—(ચતુર્વાટ) જ્યાં ચાર રસ્તા ભેગા થતા હોય તેવો બજારનો ભાગ, અથવા બજાર.

વલે—દશા—ભુંડાહાલ.

ખો—આદત—ટેવ.

પાઠ ૭.

લવારાં—બકરીનાં બચ્ચાં.

ગાડરાં—ઘેટાંનાં બચ્ચાં.

નીરવું—આગળ મૂકવું; નાખવું.

ઝોક—ગામને પાદરે અથવા ગામમાં ભરવાડો બકરાંઘેટાંને જે વાડામાં રાખે છે તે.

પાઠ ૮.

બોડ—બખોલ.

પાઠ ૯.

મૂક્યું—કર્તા 'માએ.'

પાઠ ૧૦.

ઘાટ—યુક્તિ—ઉપાય—રીત.

બીડયો—હોંસથી સાહસ કામ કરવા ગયો.

સસ્કૃત ઉપરથી ઉપજેલી હિદી, બગાળી, મરાઠી, ગુજરાતી, વગેરે ભાષાશાખાઓમા જે ટુકા માપના સ્વરો હોય છે તેમાંહેના અ, ઇ, ઉ, એ નિયામક છે. ઋષિ, હૃદય, કૃપિ અને એવા બીજા શબ્દોમા "ઋ" સ્વર મળી આવે છે ને તે ટુકો બોલાય છે તેનો દીર્ઘ ઉચ્ચાર સસ્કૃતમા દર્શાવેલ છે, પરતુ ગુજરાતીમા તેવા શબ્દો વપરાતા નથી. આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ, અ, અ, આ બધા સ્વરો લાબા ઉચ્ચારના છે, ટુકા માપના સ્વરો ( short vowels ) ને આપણે હ્રસ્વ ને લાબા માપના સ્વરો ( long vowels ) ને દીર્ઘના નામથી પણ જાણીએ છીએ કેવળ વ્યજનને ખોડો ( ખડિત, અપૂર્ણ ) અક્ષર કહીએ છીએ. હ્રસ્વ અક્ષરોને લઘુ અક્ષર, અને દીર્ઘ અક્ષરને ગુરુ, એવા પણ નામ આપણે પિગળ (છદસ્) શાસ્ત્રથી જાણીએ છીએ

કાવ્યછંદોનું બધારણ બતાવવા લઘુગુરુના ચિહ્નો "લ ગ" બહુજ ઉપયોગી અને કીમતી છે.

તેના તેજ લઘુગુરુ ( લ. ગ ) ના ચિહ્નોને અહીં સામેલ કરવાથી કાવ્ય તેમજ સગીતનું સમીલન બહુ સરલ થઈ પડશે ખડિત, અધુરૂં ખોડા અક્ષરનું ઉચ્ચારણ છે તે બતાવવા તેનું " ⌣ " તિરછુ ચિહ્ન કાયમ રાખીશુ સગીતમા તેને દ્રુત સજ્ઞા આપી છે તે બરાબર સમય સૂચક છે.

લઘુ (લ) બતાવવા તેનું ચિહ્ન " | "

ગુરુ (ગ) બતાવવા તેનું ચિહ્ન " ડ "

ખોડો અક્ષર બતાવવા તેનુ ચિહ્ન "⌣" નિર્ધારેલ છે

ઉપર કહી ગયા તે રીતના ઉચ્ચારો પદ્યમા તેમજ ગદ્યમા પણ હોય છે પરતુ પદ્યરચનાને જ્યારે રસમય બનાવવા ગાવામા આવે છે, ત્યારે તેમા કોઇ વર્ણોચ્ચારને ગુરુ અક્ષરથી અધિક કાળમા બોલીએ છીએ તેનું નામ પ્લુત કહેવામા આવે છે, અને તેનું માપ તેના ઉચ્ચારમા જેટલી માત્રાનો સમાવેશ થાય છે તે ઉપરથી કહી શકાય છે જેમકે પ્લુત ત્રણ માત્રાનો, ચાર માત્રાનો, ૭ માત્રાનો ઇત્યાદિ પ્લુત ઉચ્ચારનુ માપ બતાવવા તે અક્ષરની નીચે તેટલી માત્રાના ચિહ્નો મૂકવા જોઈએ

| ખોડો અક્ષર | હ્રસ્વ અક્ષર | દીર્ઘ અક્ષર | દીર્ઘતર (વિશેષ લાંબો ઉચ્ચાર) | દીર્ઘતમ ઉચ્ચાર |
|---|---|---|---|---|
| ક્ | ક | કા | કા | કા |
| દ્રુત | લઘુ | ગુરુ | પ્લુત | પ્લુત |
| ‿ | । | ઽ | ઽ॑ | ઽઽ |
| અર્ધ માત્રા | એક માત્રા | બે માત્રા | ત્રણ માત્રા | ચાર માત્રા |

પ્લુત જ્યારે ત્રણ માત્રા સુધીમાં હોય છે ત્યારે તેનાં તેમજ જ્યારે ચાર માત્રા સુધીમાં હોય છે ત્યારે તેનાં મુખ્ય સ્વરૂપો નીચે મુજબ વિસ્તારી દેખાડવામાં આવે છે.

| પ્લુત માત્રા ૩ | પ્લુત માત્રા ૪ |
|---|---|
| ઽ॑ | ઽઽ |
| । ઽ | ઽ ઽ |
| ઽ । | । । ઽ |
| । । । | । ઽ । |
| | ઽ । । |
| | । । । । |

ગાતી વખત પ્લુતની કીમત જેવી રીતે યોજવામાં આવી હશે તે પ્રમાણે ચિહ્નોથી તે ઢબ દેખાડવામાં આવશે. કારણ કેટલીક જગોએ ફક્ત પ્લુત ઉચ્ચાર એકજ ગીત સ્વર ઉપર સ્થિર રહે છે જેમકે બાળચોથીમાંની "તારા" માંનો ન્હાય શબ્દ ઽઽ ચાર માત્રાથી એકજ અવાજે બોલાય છે તેમ જણાશે અને એજ બાળપોથીમાંહેની "ચાલો ઊઠોને" એ ગીતના આપણે (૨) શબ્દનો પે ઉચ્ચાર પ્લુત છે. તેને જો ન્હાય ની માફક એકજ રૂપ આપીએ તો ગીતનો આનંદ રહેતો નથી; તેથી તેનું સ્વરૂપ બદલવું જોઈએ અને તેને "ઽ । ।" ચિહ્નથી ગાતી વખત શોભાવી શકાશે. આવાં કારણોને લીધે પ્લુત ઉચ્ચાર જે પ્રમાણોમાં ગાનમાં વેહેચાયો હશે, તેવાં ચિહ્નોથી તે બતાવવામાં આવશે. ઉપર કહી ગયા તેતો માત્ર નમુનાઓ છે.

દ્રુતથી પણ સૂક્ષ્મ કાળ હોય છે તેને અનુદ્રુત કહીએ છીએ. તે દ્રુત-

નો પણ અર્ધ સમય બતાવે છે. પરંતુ તે શિષ્યોની શક્તિ પર ધ્યાન રાખી હાલ અહીં બતાવેલ નથી.

યુરોપખંડમાંહેનાં રાજ્યોમાં ઇટલી દેશની સંગીતકુશળતા ઘણા વર્ષોથી પ્રસિદ્ધ છે. ત્યાંથી વિસ્તાર પામીને સંગીતલેખનપદ્ધતિ તમામ દેશોમાં એક સરખી માન્ય થઈ અને કાયમ ગણાઈ છે, તેમાં પણ તાલ, લય, સ્વરરચના વગેરે બતાવવાના નિયમો છે. તેને અનુસરીને દૂર દેશમાંહેના સંગીત જાણનારાઓ તે ઢબથી લખાએલું ગીત તુર્ત ધારી શકે છે ને ઉપજાવી પણ શકે છે. આ લેખનપદ્ધતિમાં પણ ઉચ્ચારશૈલી ઉપર લક્ષ આપવામાં આવે છે, તેમજ તાલલય પર ધ્યાન રાખી યોજના કરવામાં આવે છે. આપણે જેને લઘુ અક્ષરના માપથી બોલીએ છીએ તેને તે પદ્ધતિમાં તેજ રીતે દર્શાવાય છે, એટલે કે ચિહ્ન "।". પશ્ચિમ દેશોમાં પણ તેનું તેજ કાયમ છે અને તેને ક્રોચેટ Crotchet કહે છે. આ ચિહ્ન સંસ્કૃત નાગરિક અને લઘુમાપ કલ્પી તેના ઉપરથી તેનીજ લીટી દાખલ કરેલ છે તેમ ભાસે છે. દ્રુતનું ચિહ્ન પણ તેવુંને તેવુંજ રાખેલ છે. માત્ર વલણ ઉલટું છે. આપણે દ્રુતનું ચિહ્ન અક્ષરની નીચે તિરછું છે તેને બદલે તે પદ્ધતિમાં તિરછું પણ ઉપર જતું દેખાડેલ છે. એટલે કે લઘુ અક્ષરનો એક ભાગ બેભાગ એની ધારણાથી પ્રદર્શિત કરેલ છે. જેમકે તેના નમુનાઓ.

લઘુ "।"=Crotchet "।"

દ્રુત "⌣"=Quaver " , "

અનુદ્રુત "⌣"=Semiquaver

પ્લુત "ऽऽ"=Semibreve O

પ્લુતમાં બે ગુરુઓ છે તેને બે બાજુનો આકાર આપીએ તો તે અંગ્રેજી આઠની સંખ્યા જેવો થાય છે એટલે કે સંબગોળ 8 પણ ઉભી સ્થિતિમાં છે, તેનો બીજો નમુનો ઉપજાવી ઉપર પ્રમાણે આડા લંબગોળનું સ્વરૂપ આકારાયું છે. યુરોપખંડના આર્યો અને હિંદુસ્તાનના આર્યો હજારો વર્ષથી વિખુટા પડેલા છે. ભાષાઓ પણ જુદી છે તેમ છતાં પણ સંગીતસ્વરૂપે ઐતિહાસિક ઐક્ય કેટલે દરજ્જે સચવાઈ રહ્યું છે તે જાણી સાનંદાશ્ચર્ય થયા સિવાય રહેતો નથી.

# भाषावतार.

( ચાલુ પુ. ૪૭ પૃ૪ ૧૫૦ થી. )

ઉદાહરણો.

उपरि=ઉપરય गालि=ગાલ્ય્ मणि=મણ્ય્ परारि=પરાર્
૧૨૪ ૧૨૩ ૧૦૩
कटि=કડ્ય્ ૬૩ गिरि=ગિર્ श्रोणि=ત્રણ્ય્ વગેરે ઘણા છે.
૬૩ ૧૨૪૩ ૧૯, ૧૨૩
गति=ગત્ય્ जाति=જાત્ય્ घाडि=ધાડ્ય્
૧૨૩ ૧૨૩ ૧૨૩

આમાં ગિર્ અને પરાર્માં य નથી ભળતો એ પણ જોવાનું છે.
૧૮ ગણુ ૧૯ મો—नियम—અનંત્ય હ્રસ્વ इ નો अ થાય છે.
આ નિયમ પણ સરલોચ્ચાર માટે થયો જણાય છે. તે પ્રાકૃતમાં પણ છે.જે•
મક. સં. પ્રા. જુ. ગુ. ચા. ગુ. સં. પ્રા જુ. ગુ. ચા. ગુ.
विरूपः वरूयो=વરવો વરવો हरितकी=હરડઈ. હરડઈ. હરડે.

ઉદાહરણો.

कार्तिक=कार्त्यक गिरिनार=ગ્યરનાર तिथि=તથ્ય લિखित=લખત
૫૫૯ ૧૨૩ ૧૨૩ ૨૩ ૧૨૩
किलकिल=કલકલ चिंता=ચંતા दक्षिण=દક્ષણ ઇત્યાદિ
गणिका=ગણ્યકા तिल=તલ दाडिम=દાડ્યમ ઘણાછે.
૧૨૩ ૧૨૨

૨૦ ગણુ ૨૦ મો—नियम અંત્ય દીર્ઘ ई નો अ થાય છે.

આ નિયમનાં ઉદાહરણો પ્રાકૃત કે જૂની ગુજરાતી પર્યંતમાં જણાતાં નથી. તે પણ સરલોચ્ચાર માટે જણાય છે. આમાં પણ ई નો સંપ્રસારણ य બોલાય છે પણ તે એકદેશિક હોવાથી લખ્યો નથી.

ઉદાહરણો.

गर्भिणी=ગાભણ धूली=ધૂલણ્ય रोहिणी=રોહણ शुंठी=શૂંઠ
૧૯ ૧૨૩ ૧૯
छछुंदरी=છછુંદર नाडी=નાડ્ય लहरी=લ્હેર ઇત્યાદિ ઘણા છે.
૨૩

तरवारी=તરવાર नारी=નારય शाली=શાલ્ય
૧૦૪

૨૧ ગણુ ૨૧ મો—नियम-ह्रस्व इ ને। ए થાય છે.

આ નિયમ સંસ્કૃતભાષાનો ખુદનો છે અને તે ગુણુના નામથી પ્રખ્યાત છે તે પ્રાકૃતમાં પણુ છે.

ઉદાહરણો.

इन=એન विरागी=વેરાગી विष्टि=વેઠ ઇત્યાદિ
किंशुकं=કેસુય=કેસુડું द्वि=બે ૮૪ सन्निपात=સનેપાત किमु=કેમ
૧૦૮ ૧૨૪ ૧૨૫
तित्तिरी=તેતર वितस्ति=વ્હેંત हिमाचल=હેમાચલ ઇત્યાદિ
૨૮ ૧૯ ૧૨૬ ૧૦૩

૨૨ ગણુ ૨૨ મો नियम અંત્ય उ નો अ થાય છે.

આ નિયમ પણુ સરલોચ્ચાર માટે થયો છે.

ઉદાહરણો.

अगुरु=અગર किमु=કેમ मधु=મધ राहु=રાહ
૨૩ ૭ ૨૧
कुरु=કુરુ चटु=ચટ शिलाजतु=શિલાજીત ઇત્યાદિ ઘણા છે
૧૨૩
कमंडलु=કમંડલ तनु=તન हिंगु=હીંગ
૧૩૦

૨૩ ગણુ મો—नियम અનંત્ય उ નો अ થાય છે.

ઉદાહરણ.

अवगुण=અવગણુ कुंड=કંડ उच्छीर्ष=અશીકું
૧૩૧
उत्सुर=અસુર गुग्गुल=ગૂગલ कुपुत्र=કપૂત ઇત્યાદિ
૧૨૬ ૧૨૭
उपवास=અપવાસ गुण=ગણુ सुपूत्र=સપૂત
અપાસ ૧૨૬

૨૪ ગણુ ૨૪ મો—नियम उ નો अव થાય છે.

સંસ્કૃત નિયમ પ્રમાણે उ નો व થઈને આકાર છે તે સરલોચ્ચાર

માટે થયો છે. પુલિંગસ્ત્રીલિંગ ઉકારાંત શબ્દને પ્રથમના બહુ વચનમાં उ નો अव् થાય છે જેમ માનુવ मानवः એ આધારે આ નિયમ ઉત્પન્ન થયો છે.

ઉદાહરણો.

कटु=કડવું ताल‍ु=તાળવું वटु=બડવો लड्डु=લાડવો ઇત્યાદિ
૬૩ ૧૩૧ ૬૩ ૧૩૧

ગણ ૨૫ મો—नियम હ્રસ્વ उ નો ओ થાય છે.

આ નિયમ પણ સંસ્કૃતના ગુણ કાર્યનો છે.

ઉદાહરણો,

उद्गार=ઓડકાર तु=તો मुद्ग=મોગ (મગ) पुस्तिका=પોથી
૮૦ ૧૨૬ ૧૧૮
उद्भव=ઓધવ ૧૩૧ भुजंग=ભોયંગ मुद्रा=મોહોર ૧૫ ઈત્યાદિ
कुद्दाल=કોદાળી ૧૩૧ मुक्ता=મોતી૧૨૭ वल्लपुर=બલપોર ઘણા છે

૨૬ ગણ ૨૬ મો—नियम—દીર્ઘ ऊ નો ए થાય છે.

ઉદાહરણ.

नूपुर=નેપુર

૨૭ ગણ ૨૭ મો—नियम—દીર્ઘ ऊ નો ओ થાય છે.

ઉદાહરણો.

चूडा=ચોટલી भू=ભો (ભોં) भूर्जपत्र=ભોજપત્ર
मूर्छा=મોરછા सूची=સોઈ

૩૮ ગણ ૨૮ મો. नियम—ह्रस्व ऋ નો अ થાય છે.

ઉદાહરણ.

मृत=મડું हृदय=હઇયું कृत=કર્યું धृत=ધર્યું पृथुक=પહુવા
ऋग्वेद=રગ્વેદ हृत=હર્યું मृत=મર્યું भृत=ભર્યું आदृत=આદર્યું
ઈત્યાદિ

૨૯ ગણ ૨૯ મો—नियम—હ્રસ્વ ऋ નો अर् થાય છે.

આ નિયમ પણ સંસ્કૃત નિયમાનુસાર સંસ્કૃતમાંથી ગુજરાતી બોલતાં ऋ માં અને र માં કાંઈ તફાવત રહેતો નથી. ऋषि શબ્દ ગુજરાતીમાં એનો એ ઊતાર્યો છે. પણ તેને કેટલાક ऋषि પણ બોલે છે અને કેટલાક रख પણ કહે છે જેમકે રખંપાંચમ, રખેસર, અને ઘૃતનું ઘ્રત બોલે

છે ऋ નો र થઇને સરલોચ્ચાર માટે अ આવી સ્વર થયું છે.

ઉદાહરણો.

कृपा=કરપા (કરપાશંકર) तृषा=તરશ मृग=મરગલું
तृण=તરણ (ણું) नृसिंह=નરસિંહ वृष=વરખ(શશિ) ઇત્યાદિ.

૩૦ ગણુ ૩૦ મો—नियम—ऋ નો आ થાય છે.

ઉદાહરણ.

शृंखला=સાંકલ कृष्ण=કહનો=કાહાન घृष=ઘટ્ઠો=ધાઠો.

૩૧ ગણુ ૩૧ મો—नियम—ह्रस्व ऋ નો હ્રસ્વ इ થાય છે.

આ નિયમ સામવેદની શિક્ષાને આધારે થયો છે અને તે પ્રાકૃતમાં પણ ઉતર્યો છે જેમકે.

સં. दृष्टं. પ્રા. ગા. दिट्ठं. જુ. ગાં. ગુ. દીઠું.

ઉદાહરણ

कृत=કીધું ૧૩૧ घृत=ઘી वृश्चिक=વીંછી ૧૦૯ शृंग=શીંગડું ૧૨૪
गृध्र=ગીધ पृष्ट=પીઠ शृगाल=શીયાલ शृंगार=સિંગાર
૧૨૩

૩૨ ગણુ ૩૨ મો—नियम—હ્રસ્વ ऋ નો હ્રસ્વ उ થાય છે.

ઉદાહરણ

शृणु=શુણ્ય.

૩૩ ગણુ ૩૩ મો—नियम—હ્રસ્વ ऋ નો દીર્ઘ ऊ થાય છે.

ઉદાહરણો

पृच्छति=પૂછે છે वृद्ध=બુઢ્ઢો=બૂઢો. पृष्ठ=પુઠું=પુઠું=प्रच्छ=પૂછ્ય.

૩૪ ગણુ ૩૪ મો—नियम—હ્રસ્વ ऋ નો र થાય છે.

ઉપર ગણુ ૨૯ ગામાં વિગત આવી ગઈ છે તે પ્રમાણે.

ઉદાહરણો.

अमृत=અમ્રત कृपण=ક્રપણ वृष्टि=વ્રષ્ટિ कृत=ક્રત
तृष्णा=ત્રષ્ણ कृपा=ક્રપા वृषभ=વ્રષ(ખ)ભ ઇત્યાદિ
ऋतु=ર્તુ ૨૨ (રત) वृथा=વ્રથા सस्कृतं=સસ્ક્રત

૩૫ ગણુ ૩૫ મો—नियम—હ્રસ્વ ऋ નો હ્રસ્વ रि થાય છે.

ઉદાહરણ.

ऋद्धि=રિદ્ધી=રિધિ. ऋक्ष=રિચ્છો=રીંછ

૩૬ ગણ ૩૬ મો—નિયમ—तृનો ઠરવ इ થાય છે.

આ નિયમ જૂની ગુજરાતીમાં જોવામાં આવે છે તેમ પ્રાકૃતમાં પણ ધાતુ પ્રત્યય તિનો इ થાય છે તેથી तનો સ્વર થાય છે અને ऋનો इ તો ઉપર આવ્યો છે આમાં त ઊડી જાય છે તેથી જુદો ગણ કર્યો છે.

ઉદાહરણ.

जामातृ=જમાઈ ૧૪ भ्रातृ=ભાઈ मातृ=માઈ

૩૭ ગણ ૩૭ મો—નિયમ—ऐ નો ए થાય છે.

આ નિયમ સરલોચ્ચાર માટે થયો છે. માગધીમાં પણ વૈરનું વેર થાય છે.

ઉદાહરણ.

तैल=તેલ भैरव=ભેરવ एकैक=એકેક वैर=વેર सैन्य=સેન

આમાં સેન શબ્દ છે તે સેના ઉપરથી નહીં પણ નપુંસકલિંગી સૈન્ય ઉપરથી થવા વધુ સંભવ છે.

૩૮ ગણ ૩૮ મો—નિયમ—ओનો आय થાય છે.

આ નિયમ સંસ્કૃતનોજ નિયમ છે.

ઉદાહરણ.

गो=ગાઈ=ગાય.

૩૯ ગણ ૩૯ મો— નિયમ—औ નો ओ થાય છે.

આ નિયમ સરલોચ્ચારને લીધે થયો છે, અને તે સંસ્કૃતમાં વૃદ્ધિ નામે પ્રખ્યાત છે.

ઉદાહરણ.

औषध=ઓષડ . गौरी=ગોરય ૧૯ पौत्र=પોતરો (પોત્રો) सौराष्ट्र=સોરઠ ૧૨૩

कौपीन=કોપીન दौहित्र=દોહીતરો ૧૩૧ पौष=પોષ.૨૭ ઈત્યાદિ ઘણા છે.

गौर=ગોરો૧૩૧ पौरुष=પોરષ ૨૩ भौम=ભોમ

૪૦ ગણ ૪૦ મો— નિયમ—औ નો आव થાય છે.

આ નિયમ પણ સંસ્કૃતનો જ છે—

તે દરેકમાં છમાસિક અને છેવટની પરીક્ષાઓ થશે. ( પરિશિષ્ટ ચ જુઓ. )

## પરીક્ષાઓ.

### ધારો ૭ મો.

વર્ષના બે 'ટર્મ' ( ભાગ ) કરવામાં આવ્યા છે; પહેલો ટર્મ તા ૧ જાન્યુઆરીથી શરૂ થઈ તા. ૩૦ મી એપ્રિલને રોજ પૂરો થશે, અને બીજો ટર્મ તા ૧૫ મી જુનને રોજ શરૂ થઈ તા. ૧૫ મી નવેંબરને રોજ પૂરો થશે. આ તારીખો આશરા પડતી છે. દરેક વર્ષના પહેલા ટર્મની આખરે કૉલેજના અધિકારીઓ છમાસિક પરીક્ષા લેશે અને તેમાં પૂરા થએલા ટર્મમાં ચાલેલા બધા અભ્યાસની કસોટી કાઢવામાં આવશે. શિષ્યવૃત્તિ લેનાર જે વિદ્યાર્થીઓ આ પરીક્ષામા નાપાસ થશે તેઓની શિષ્યવૃત્તિ એડયુકેશનલ ઇન્સ્પેકટરની મરજી હશે તો બંધ કરવામાં આવશે.

### ધારો ૮ મો.

ઉત્તર ભાગના એડયુકેશનલ ઇન્સ્પેકટર, કૉલેજના પ્રિન્સિપાલ, અને ખાતાના બીજા જે અધિકારીઓને ઇન્સ્પેકટર નીમશે, તેઓ મળીને દર વર્ષે, બીજા ટર્મની આખરે, સર્ટિફિકેટ માટેની પરીક્ષાઓ લેશે.

### ધારો ૯ મો.

સર્ટિફિકેટ પરીક્ષાઓના પરિણામની ત્રણ જુદી જુદી યાદીઓ બનાવવામા આવશે. દરેક યાદીમાં દોકડાના ક્રમ પ્રમાણે વિદ્યાર્થીઓનાં નામ ગોઠવવામાં આવશે, અને વળી બીજા અને ત્રીજા વર્ષના માણસોની યાદીઓ પૈકી દરેકના બે પેટા વર્ગ પાડવામા આવશે.

પરીક્ષામાં પાસ થવા માટે પહેલા, બીજા અને ત્રીજા વર્ષના દરેક વિદ્યાર્થીએ એકંદર દોકડામાથી ઓછામાં ઓછા સેંકડે ૪૦, દરેક વિષયને માટે ઠરાવેલા દોકડામાંથી ઓછામાં ઓછા એક તૃતીયાંશ, અને દરેક પેટા વિષય માટે ઠરાવેલા દોકડામાંથી કમીમાં કમી એક ચતુર્થાંશ દોકડા મેળવવા જોઈએ.

આ શરતને અનુસરીને બીજા અને ત્રીજા વર્ષના જે વિદ્યાર્થીઓને—

અ. ઠરાવેલા એકંદર દોકડા પૈકી ઓછામા ઓછા સેંકડે ૬૦ દોકડા

મળશે તેમને તેમની યાદીના પહેલા વર્ગમાં મૂકવામાં આવશે.

વ. સેંકડે ૬૦ કરતાં ઓછા ટોકડા મળશે તેમને બીજા વર્ગમાં મૂકવામાં આવશે.

### ધારો ૧૦ મો.

પહેલા વર્ષની આખરે જે વિદ્યાર્થીઓ પરીક્ષામાં નાપાસ થશે તેમને સાધારણ રીતે કૉલેજમાં રાખવામાં આવશે નહિ. બીજા અને ત્રીજા વર્ષના જે વિદ્યાર્થીઓ છેવટની પરીક્ષામાં નાપાસ થશે તેમને પહેલા કે બીજા વર્ષનાં સર્ટિફિકેટો પૈકી જેને માટે તેમનો હક થયો હશે, તે આપવામાં આવશે; પણ તેમને કૉલેજમા રાખવામાં આવશે નહિ. છેવટની કોઈ પરીક્ષામાં નાપાસ થએલા વિદ્યાર્થીઓ, ત્યારપછી એડ્યુકેશનલ ઇન્સ્પેકટરની મંજુરીથી, જે વર્ષના અભ્યાસક્રમમાં નાપાસ થયા હશે, તે અભ્યાસક્રમની ફરી પરીક્ષા આપી શકશે.

### ધારો ૧૧ મો.

પહેલા અને બીજા વર્ષના પાસ થએલા વિદ્યાર્થીઓને ઇન્સ્પેક્ટર ખાસ પસંદ કરશે તોજ બીજા અને ત્રીજા વર્ષનો અભ્યાસ કરવા દેવામાં આવશે.

### ધારો ૧૨ મો.

પાસ થએલા વિદ્યાર્થીઓને સામેલ રાખેલા નમુના (પરિશિષ્ટ ક જુઓ) મુજબ ઇન્સ્પેકટર અને ટ્રેનિંગ કૉલેજના પ્રિન્સિપાલની સહી સાથેનાં સર્ટિફિકેટો આપવામાં આવશે, અને પછી યોગ્યતાના ક્રમ પ્રમાણે ખાલી જગાઓમાંથી તેમને પસંદગી કરવા દેવામાં આવશે.

## નીમણુકોની વર્ગણી.

### ધારો ૧૩ મો.

પાસ થએલા ઉમેદવારો નીચે લખેલા દરવાળા કાયમ પગારની જગાઓ માટે લાયક ગણાશેઃ—

| | |
|---|---|
| ૩ જા વર્ષના માણસો | ૧ લો વર્ગ—દર મહિને રૂ: ૨૫ |
| | ૨ જો વર્ગ—,, ,, રૂ: ૨૦ |

ધારો ૨૦ મો.

આ બાબતો ઉપર એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર વખતોવખત જે ધારા મંજુર કરશે તે કૉલેજના ધારા ગણાશે.

પરિશિષ્ટ અ–(ધારો ૫ મો).

કરારનામું.

| રૂ: ૧–૮–૦ નો સ્ટાંમ્પ. |
|---|

એક તરફ............................................................અને બીજી તરફ ઉત્તર ભાગના એડયુકેશનલ ઇન્સ્પેક્ટર...................... .............એ બેની વચ્ચે આજ તારીખ.......................................તે દિવસે થએલો કરાર.

હું.......................... આથી કરાર કરૂં છું કે અમદાવાદ ટ્રેનિંગ કૉલેજ માટે ઠરાવેલા ધારા અને શિષ્યવૃત્તિના ક્રમ પ્રમાણે મને શિષ્યવૃત્તિ આપી, તેને પેટે એ ટ્રેનિંગ કૉલેજના ધારા પાળીશ, અને ઉત્તર ભાગના એડયુકેશનલ ઇન્સ્પેકટર મને એ કૉલેજમાં રહેવા દેશે સાંસુધી, અથવા જરૂરજોગ સર્ટિફિકેટની પરીક્ષામાં પાસ થઈશ સાંસુધી સાં રહીશ; અને જેટલી મુદત હું તે ટ્રેનિંગ કૉલેજમાં રહ્યો હઈશ તેટલીથી ઓછી નહિ એટલી મુદત સુધી કેળવણીખાતામાં શિક્ષક તરીકે નોકરી કરીશ. વળી આ કરાર હું કોઈ રીતે તોડું તો સરકારને રૂ: ૧૫૦) અંકે રૂપીઆ દોઢસો આપવાને કબુલ થાઉં છું. એ રૂપીઆ દંડ તરીકે નહિ, પણ નુકસાન અને થએલા ખરચના વળતર તરીકે ગણવા.

અને અમે.................................................................... તથા ........ ઉપર લખેલા..............................................................ના આથી જામીન થઈએ છીએ, એવી રીતે કે જે પ્રમાણે કામ કરવા તથા વર્તવાને તેણે ઉપર કબુલ કર્યું છે તે પ્રમાણે તે બધું કરશે અને વર્તશે; અને જો એ પ્રમાણે ન કરે અને ન વર્તે તો અમે બંને મળીને

અને અમારોમાંનો દરેક જણ ઉપર લખેલા રૂ. ૧૫૦) અંકે રૂપીઆ દોઢસો સરકારને આપવા આથી બધાઈએ છીએ.

અને આથી હું.................ઉત્તર ભાગનો એડ્યુકેશનલ ઇન્સ્પેકટર સરકાર તરફથી કરાર કરૂં છું કે વિદ્યાર્થી તરીકેની શિષ્યવૃત્તિની અથવા શિક્ષક તરીકેના પગારની જે રકમ દેવી થશે તે રકમ સદરહુ.........ને મહિને મહિને આપીશ, પરંતુ મને જરૂર જણાય તો એ.................ના કોઇ પણ એક કે વધારે માસની શિષ્યવૃત્તિનો અથવા પગારનો થોડો કે બધો ભાગ નહિ આપવાનો, અથવા અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાંથી કે કેળવણીખાતામાંથી એને કાઢી મૂકવાનો મારો હક આ કરારની રૂએ કશાથી બંધ પડશે નહિ.

શિષ્યવૃત્તિ લેનાર વિદ્યાર્થી } (સહી)

સાક્ષીઓ } (સહી)

જામીનો } (સહી)

સાક્ષીઓ } (સહી)

(સહી)

એડ્યુકેશનલ ઇન્સ્પેકટર,

ઉત્તર ભાગ.

(સહી)

સહી બાબતનો સાક્ષી.

---

## પરિશિષ્ટ ઘ–(ધારો ૬ ઠ્ઠો.)

### અભ્યાસક્રમ.

### ફરજીઆત વિષયો.

### પહેલું વર્ષ.

#### ૧. શિક્ષણપદ્ધતિ અને નિશાળવ્યવસ્થા.

અ. નિશાળવ્યવસ્થા અને કથિતપાઠનાં મૂળતત્ત્વો કિન્ડર્ગાર્ટન સાથે.

બ. વર્નાક્યુલર માસ્તરકોડ અને દફતરી પત્રકો.

क. ગુજરાતી સ્કૂલોના મહેતાજીઓ માટે ખાતા તરફથી છપાએલી સૂચનાઓ.

## ૨. ગુજરાતી ભાષા.*

अ. ગુજરાતી વાચનમાળાનું વાચન અને કવિતા; ૨૦૦ લીટીઓનો મુખપાઠ. વ્યાકરણ અને સાદા વાક્યોનું પૃથક્કરણ. વ્યુત્પત્તિ અને પિંગળ.

ब. નિબંધ (અક્ષર ઉપર ધ્યાન આપવામાં આવશે.)

## ૩. બીજી ભાષા.

સંસ્કૃત—પહેલી બુકના ૧ થી ૨૭ પાઠ સુધી,

અથવા

ઉર્દુ—ફાર્સી—

अ. ઉર્દુ ધોરણોનું વ્યાકરણ અને ઉર્દુ વાચનમાળાનું પુનરાવર્તન.

ब. ફાર્સી પહેલી ચોપડી પૂરી. (લાહોર સીરીઝની.)

## ૪. ગણિત.

अ. અંકગણિત—મોઢાનું અને લખાણનું—રીતોનાં કારણો સાથે (ભાગ, શેર, વીમો, કમિશન, વર્ગમૂળ, ઘનમૂળ પાયાપ્રકરણ અને શ્રેઢીઓ સિવાયનું ).

ब. અક્ષરગણિત—સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર.

क. દેશીનામું.

द. ભૂમિતિ ( પરિશિષ્ટ ब ની ટીપ अ જુઓ ).

## ૫. ઇતિહાસ અને ભૂગોળ.

अ. ઇતિહાસ.

(અ) હિન્દુસ્તાનનો ઇતિહાસ—મુસલમાની અને મરાઠી રાજ્યના ખાસ જ્ઞાન સાથેનો.

* જેમાં સંસ્કૃત ભાષાના જ્ઞાનની જરૂર પડે એવા ગુજરાતી વ્યુત્પત્તિ અને પિંગળના પ્રશ્નો બીજી ભાષા તરીકે ફાર્સી લેનાર (ત્રણે વર્ષના) મુસલમાનોને પૂછવા નહિ.

(બ) ગુજરાતનો ઇતિહાસ-મુસલમાની તથા મરાઠી રાજ્ય.

(કૅમ્પબેલ ગેઝેટીયરના પુસ્તકના ભાગ ૧ લાની છેલ્લામાં છેલ્લી શોધો ઉપરથી.)

ज. ભૂગોળ.

(અ) એશિઆ અને હિંદુસ્તાન.

(બ) રાજકીય વિભાગો સહિત હિંદુસ્તાનનો નકશો ચિતરવો.

(ક) પૃથ્વી—તેનો આકાર, કદ અને ગતિઓ.

## ૬. વિદ્યા.

अ. પદાર્થવિજ્ઞાન-બાલ્ફર સ્ટુઅર્ટની પદાર્થવિજ્ઞાનની પ્રવેશપોથીનાં મૂળતત્ત્વો પ્રમાણે-એટલે પદાર્થોના મુખ્ય ધર્મ, ગરમી, પ્રકાશ, અને વીજળીનાં મૂળતત્ત્વો.

ब. વાચનમાળાની પહેલેથી ચાર ચોપડીમાં આવતા વિદ્યાના પાઠો.

## ૭. ખેતી.

નાઈટ્સ રીડર્સ—૧ લો ભાગ પૂરો અને બીજો ભાગ અર્ધો.

## ૮. ડ્રૉઇંગ.

(૧) કુદરતી અને બીજા સાધારણ પદાર્થ-પદાર્થપાઠની સૂચનાઓમાં બતાવ્યા છે તેવા-કાળા પાટીઆ ઉપર ચીતરવા.

(૨) સીસાપેન અને કલમથી ચિત્ર પાડવું. ઉપરના જેવાજ પદાર્થોનાં ચિત્રો સીસાપેન અને કલમથી કાગળ ઉપર પાડવાં.

સૂચના—પ્રથમ સીસાપેનથી અને પછી કલમથી અભ્યાસ કરવો.

(૩) ભૂગોળ અને ઇતિહાસના પાઠોનો ખુલાસો આપવાને નકશા દોરવા.

(૪) આંકણી, સેટ્સ્કવેર, ફુટપટીની આકણી, કંપાસ વગેરે સાદાં ડ્રૉઇંગનાં સાહિત્યો વાપરવામાં, તથા પદાર્થોનાં માપનાં પ્રમાણોની નજરથી અટકળ કરવામાં, તથા બારણાં, પેટી, બારી, ટેબલ, વગેરે સાદા પદાર્થોનું ખરેખર માપ લેવામાં કેળવણી.

## ૯. કસરત.

મગદળ અને મલખમ સાથેની સાદી કસરત; તેમજ દંડ, કૂદવું, દોડવું, અને સ્કૂલડ્રિલ.

### ૯. કસરત.

પહેલા વર્ષના અભ્યાસક્રમ ઉપરાંત પૅરેલલ અને હૉરિઝન્ટલ બાર ઉપર કસરત, અને ડ્રિલ.

## ત્રીજું વર્ષ.

### ૧. શિક્ષણપદ્ધતિ અને નિશાળવ્યવસ્થા.

अ. શિક્ષણપદ્ધતિ, કથિતપાઠ અને નિશાળવ્યવસ્થાનું સંપૂર્ણ જ્ઞાન.

ब. ન્યાયશાસ્ત્ર અને માનસશાસ્ત્ર—ન્યાયના પ્રકાર, ટેવ અને લક્ષણનું બંધારણ તથા નીતિની વ્યવસ્થાનાં મૂળતત્ત્વો.

### ૨. ગુજરાતી ભાષા.

अ. વાચનનાં ૫૦ પાનાં અને કવિતાની ૫૦૦ લીટી; ૨૦૦ લીટીનો મુખપાઠ. વ્યાકરણ, વ્યુત્પત્તિ અને પિંગળનું ઉત્તમ જ્ઞાન.

ब. નિબંધ (અક્ષર ઉપર ધ્યાન આપવામાં આવશે.)

### ૩. બીજી ભાષા.

સંસ્કૃત—

(અ) રઘુવંશનો એક સર્ગ અને શકુન્તલાનો એક અંક; અથવા બીજા કોઈ ઉત્તમ કવિના પુસ્તકમાંથી તેટલોજ ભાગ—મુખપાઠ સાથે.

(બ) સંસ્કૃત બીજી ચોપડીના ૧૩ થી ૨૧ પાઠ (૧૬ મા પાઠ શિવાય.)

ઉર્દુ—ફાર્સી.

(અ) તોબાતેનસુહનાં ૫૦ પાનાં. ઉર્દુમાં નિબંધનું લખાણ. શીકસ્તે વાંચવું.

(બ) કરીમાનો અર્ધો બીજો ભાગ.

### ૪. ગણિત.

अ. અંકગણિત—રીતોનાં કારણો સાથે પૂરું.

ब. અક્ષરગણિત—બેથી વધારે અવ્યક્ત પદો ન આવે તેવાં તેમજ વારસંખ્યાંકો અક્ષર ન હોય તેવાં સાદાં સમીકરણો.

આ સમીકરણો ઉપર સહેલા પ્રશ્નો.

क. ભૂમિતિ—(પરિશિષ્ટ ઘ ની ટીપ अ જુઓ.)

ड. માપકરણુ—સર્વેઈંગ સાથે પૂરું.

## ૫. ઇતિહાસ-ભૂગોળ.

अ. ઇતિહાસ—

હિન્દુસ્તાનનો પ્રાચીન વખતનો ઇતિહાસ અને પુનરાવર્તન. ગુજરાતના ઇતિહાસનું પુનરાવર્તન. હિન્દુસ્તાન અને ઇંગ્લંડની વચ્ચે સંબંધમાં આવતો ઇંગ્લંડનો ઇતિહાસ.

ब. ભૂગોળ—

જગતની ભૂગોળ—અંગ્રેજી સામ્રાજ્યનું વિશેષ જ્ઞાન—ઈંગ્લંડનો નકશો ચીતરવા સાથે. વાતાવરણ.

## ૬. વિદ્યા.

ખગોળ—अ. લોકિયરની પ્રવેશપોથી.

ब. સાતમી ચોપડીના વિદ્યાના પાઠ.

## ૭. ખેતી.

નાઇટ્સ રીડર્સમાં આવેલું ખેતીનાં મૂળતત્ત્વોનું જ્ઞાન.

## ૮. ડ્રૉઈંગ.

(૧) પહેલા અને બીજા વર્ષ કરતાં વધારે મુશ્કેલ નમુનાઓ લઈને કાળા પાટીઆ પર ચૉકથી, અને કાગળ પર પેન્સિલથી, કલમથી અને રંગથી ચિત્ર પાડવાનો અભ્યાસ જારી રાખવો.

(૨) ભૂમિતિનાં કૃત્યો અને તેમનો ડિઝાઇનમાં ઉપયોગ. મિ. સી. એલ. બર્ન્સની મધ્યમ ડ્રૉઈંગમાળાનાં ચાર્ટ્સ પ્રમાણે.

(૩) વિદ્યાઓના પાઠમાં આવતા બનાવો ખુલાસાવાર સમજાવવાને સાદા દેખાવોનું ચિત્ર પાડવું. આ ત્રીજો વિષય ડ્રૉઈંગમાં જે સારી શક્તિ ધરાવતા હશે તેમને માટે ખાસ કરીને સૂચવ્યો છે. બધા વિદ્યાર્થીઓને ઘણું કરીને ફરજીઆત થશે નહિ.

સૂચના—આગળ પ્રમાણે સ્મૃતિથી ચિત્ર પાડવું.

## ૯. કસરત.

ડ્રિલ સાથે સંપૂર્ણ અભ્યાસક્રમ.

# સર્ટિફિકેટ પરીક્ષાની યોજના.

( ધારો ૮ અને ૯ મો )

| પરીક્ષાના વિષયો. | વધારેમા વધારે દોકડા. | | |
|---|---|---|---|
| | ૧લું વર્ષ | ૨જુ વર્ષ | ૩જુ વર્ષ |
| ૧. નિશાળવ્યવસ્થા— | | | |
| અ. લેખી... ... . ...... | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| બ વર્ગ શિખવવો— પહેલુ વર્ષ-ધોરણ ૧ થી ૩ બીજુ વર્ષ-ધોરણ ૧ થી ૫ અને બાળવર્ગ ત્રીજુ વર્ષ-વર્નાક્યુલર શાળા નો કોઇપણ વર્ગ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| કુલ. | ૨૦૦ | ૨૦૦ | ૨૦૦ |
| ૨. સ્વભાષા-ગુજરાતી— | | | |
| અ. પુસ્તકો, વ્યાકરણ, ઇત્યાદિ-લેખી | ૧૨૫ | ૧૨૫ | ૧૨૫ |
| બ. નિબંધ ( અક્ષર ઉપર ધ્યાન આપવામાં આવશે ). | ૫૦ | ૫૦ | ૫૦ |
| ક વાચન અને મુખપાઠ. | ૨૫ | ૨૫ | ૨૫ |
| કુલ | ૨૦૦ | ૨૦૦ | ૨૦૦ |
| ૩. બીજી ભાષા ( વાચન અને મુખપાઠ સહિત ). | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |

| પરીક્ષાના વિષયો. | વધારેમાં વધારે દોકડા. | | |
|---|---|---|---|
| | ૧લું વર્ષ. | ૨જું વર્ષ. | ૩જું વર્ષ. |
| ૪. ગણિત | | | |
| अ. અંકગણિત-લેખી. ( પહેલા વર્ષના દેશીનામા સાથે ). | ૧૦૦ | ૭૫ | ૭૫ |
| ब. અક્ષરગણિત-લેખી. | ૫૦ | ૫૦ | ૫૦ |
| क. ભૂમિતિ અને માપકરણ-લેખી... | ... | ૭૫ | ૭૫ |
| ड. ભૂમિતિ.................................. | ૫૦ | .. | ... |
| કુલ. | ૨૦૦ | ૨૦૦ | ૨૦૦ |
| ૫. ઇતિહાસ અને ભૂગોળ— | | | |
| अ. ઇતિહાસ-લેખી. | ૫૦ | ૫૦ | ૫૦ |
| ब. ભૂગોળ અને નકશો ચીતરવો-લેખી. | ૫૦ | ૫૦ | ૫૦ |
| કુલ. | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| ૬. વિદ્યા-લેખી................................ ... | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| ૭. ખેતી ........................................ | ૫૦ | ૫૦ | ૫૦ |
| ૮. ડ્રૉઈંગ ( હુન્નરશાળાની પરીક્ષા )......... | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |
| ૯. કસરત ............................ ...... | ૫૦ | ૫૦ | ૫૦ |
| ફરજીઆત વિષયોના દોકડાનો એકંદર સરવાળો. | ૧૧૦૦ | ૧૧૦૦ | ૧૧૦૦ |

( અભ્યાસક્રમ જુઓ ).

## પરિશિષ્ટ च ની ટીપ अ.

### ભૂમિતિ.

### પહેલું વર્ષ.

(ड.) ડ્રૉઈંગનાં સાહિત્યોનો ઉપયોગ—

(૧) ફુટપટી (ઇંચ અને એક ઇંચના દશ ભાગવાળી તથા સેંટી-

મીટર અને મીલીમીટરવાળી

(૨) સેટ્સ્કવેર.

(૩) પ્રોટ્રેક્ટર.

(૪) કંપાસ.

ગોળખંડના ખૂણાઓનું માપ, કાગળ વાળવાના સાદા અને સહેલા મનોપત્નો, સપાટ આકૃતિનાં નામ અને લક્ષણ.

### કર્ત્તવ્ય ભાગ.

(૧) એક આપેલા ખૂણા બરાબર એક ખૂણાની રચના.

(૨) ખૂણા, કૌંસ અને સીધી લીટીઓને દુભાગવી.

(૩) કોઈ લીટીમાં કે લીટી બહાર આપેલા બિંદુમાંથી તે પર લંબ દોરવાની રચના.

(૪) એક આપેલી લીટીને સમાન્તર લીટી દોરવાની રચના.

(૫) નીચે આપેલાં સાધનો ઉપરથી ત્રિકોણની રચના.

(अ) ત્રણ બાજુઓ.

(व) બે ખૂણા અને પાસેની બાજુ.

(क) બે બાજુ અને અંતર્ખૂણો.

(ड) બે ખૂણા અને તેમાંના એકની સામેની બાજુ.

(૬) કોઈ સીધી લીટીના સરખા ભાગ કરવા.

### પ્રમેય.

(૧) કોઈ બિંદુ આગળ સીધી લીટીઓથી બનેલા ખૂણાઓનો સંબંધ.

(૨) સમાન્તર સીધી લીટીઓના ગુણ.

(૩) ત્રિકોણના ગુણો.

(૪) સમાન્તરબાજુ ચતુષ્કોણના ગુણો.

## બીજું વર્ષ.

### કર્ત્તવ્ય ભાગ.

(૧) આપેલા ત્રિકોણ બરાબર એક સમાન્તર બાજુ ચતુષ્કોણની રચના, અથવા સીધી લીટી આકૃતિની રચના કે જેમાં એક ખૂણો એક સીધી લીટી ખૂણાની બરાબર હોય.

(૨) વર્તુલને સ્પર્શ કરતી લીટીની રચના.

(૩) ત્રિકોણની બહાર અથવા તો અંદર સ્પર્શ કરતા વર્તુલની રચના.

### પ્રમેય.

(૧) ક્ષેત્રફળમાં સમાન્તર બાજુ ચતુષ્કોણોની સમાનતા.
(૨) ક્ષેત્રફળમાં ત્રિકોણોની સમાનતા.
(૩) એકજ બિંદુમાંથી દોરેલી બે સ્પર્શલીટીની સમાનતા.
(૪) જ્યાની સમાનતા.
(૫) એકજ વર્તુળ ખંડમાંના ખૂણાન્ત સમાનતા.
(૬) એકજ કૌંસ ઉપર થતા ખૂણાઓની સમાનતા.
(૭) એકજ કૌંસ ઉપર થતા મધ્યબિંદુ આગળના અને પરિઘ આગળના ખૂણાઓનો સંબંધ.
(૮) ગોળને સ્પર્શ કરનાર (સાઇક્લિક) ચતુષ્કોણના ગુણો.

### ત્રીજું વર્ષ.

(क) કર્તવ્ય ભૂમિતિ-( ટીપ ૧) મા આપેલાં કૃત્યો-જરૂર લાગશે તો આ કૃત્યોને લગતા સહેલા પ્રશ્નો પૂછવામા આવશે. વિદ્યાર્થીઓએ ઇંચ, દશાંશ ઇંચ, સેંટીમીટર, અને મીલીમીટરના આંકાવાળી આંકણી, સેટસ્કવેર, ખૂણામાપકઅર્ધગોળ—પ્રોટ્રેક્ટર—, કંપાસ, અને કઠણ પેન્સિલ પાસે રાખવાં. બધી આકૃતિઓ બારીકીથી દોરવી.

( ટીપ ૨ ) માં કહેલા પ્રમેય સિદ્ધાતો, તે ઉપરથી ઉપજતા પ્રશ્નો અને મનોયત્નો, અને તેનો ઉપયોગ આવે એવા અંકગણિતના દાખલા પૂછવામાં આવશે. વિષયનું પદ્ધતિસર વિવેચન આવતું હોય તેવી કોઈ પણ સિદ્ધતા સ્વીકારવામાં આવશે. એ વિવેચન માટે ( ટીપ ૨ ) માં જે પ્રમેય સિદ્ધાન્તોનો અનુક્રમ આપ્યો છે, તેજ અનુક્રમ ફરજીઆત નથી. સમજાય તેવી ટુંકી સંજ્ઞાઓ વાપરવાની ભલામણ કરવામાં આવે છે.

### ટીપ ૧

ખૂણા, લીટીઓ, અને કૌંસોને દુભાગવાનુ;
સીધી લીટીઓ ઉપર લંબ દોરવાનુ;
આપેલા ખૂણાની બરાબર ખૂણો કરવાનું;
આપેલી સીધી લીટીઓને સમાન્તર લીટીઓ દોરવાનું;

આપેલાં જોઈતાં સાધનો ઉપરથી ત્રિકોણો બનાવવાનું;

સીધી લીટીઓને સરખે ભાગે ભાગવાનું;

ગોળને સ્પર્શલીટીઓ દોરવાનું.

આપેલા ગોળની અંદર કે બહાર સ્પર્શ કરતી ૩, ૪, ૬, ૮, બાજુવાળી સમબાજુવાળી આકૃતિઓ દોરવાનું;

ત્રિકોણ કે ચોરસની અંદર કે બહાર સ્પર્શ કરતો ગોળ દોરવાનું;

આપેલા ખૂણાના જેવડો ખૂણો રહે તેવો આપેલી સીધી લીટી ઉપર ગોળનો ખંડ દોરવાનું.

## ટીપ ૨

### એક બિંદુએ થતા ખૂણાઓ.

એક સીધી લીટી બીજી સીધી લીટી ઉપર ઉભી રહે તો તેથી થએલા પાસપાસેના બે ખૂણાઓનો સરવાળો બે કાટખૂણા બરાબર છે; અને તેથી ઉલટું બે લીટીઓ એક બીજાને છેદે તો સામસામેના ખૂણા બરાબર છે.

### સમાન્તર લીટીઓ.

એક લીટી બીજી બે લીટીઓને છેદે ત્યારે, જો (૧) વ્યુત્ક્રમ ખૂણાઓનું જોડકું બરાબર હોય, અથવા (૨) બહારનો એક ખૂણો તેજ દિશા તરફના માંહેના સામેના ખૂણાની બરાબર હોય, અથવા (૩) છેદનારી લીટીની એકજ બાજુ તરફના બે ખૂણાઓનો સરવાળો બે કાટખૂણા બરાબર હોય તો, તે બે લીટીઓ સમાન્તર છે, અને તેથી ઉલટો પ્રમેય સિદ્ધાંત—જે સીધી લીટીઓ એકજ સીધી લીટીને સમાન્તર છે તે પરસ્પર સમાન્તર છે.

## ત્રિકોણ અને સીધી લીટી આકૃતિઓ.

ત્રિકોણના ત્રણે ખૂણાઓનો સરવાળો બે કાટખૂણા બરાબર છે.

કોઈ પણ બહુકોણ આકૃતિ એવી હોય કે તેનો એક પણ ખૂણો અંતર્ગામી ન હોય, તો તેની બધી બાજુઓને અનુક્રમે વધારીએ તો એ રીતે થએલા ખૂણાઓનો સરવાળો ચાર કાટખૂણા બરાબર છે.

જો કોઈ એક ત્રિકોણની બે બાજુઓ અને તેની વચ્ચેનો ખૂણો

બીજા ત્રિકોણની બે બાજુઓ તથા તેની વચ્ચેના ખૂણાની બરાબર હોય તો ત્રિકોણો બધી રીતે સરખા થશે.

જો કોઈ એક ત્રિકોણના બે ખૂણા અને એક બાજુ બીજા ત્રિકોણના બે ખૂણા અને એક બાજુની અનુક્રમે બરાબર હોય તો ત્રિકોણો બધી રીતે સરખા થશે.

જો કોઈ ત્રિકોણની બે બાજુઓ સરખી હોય, તો તેમની સામેના ખૂણાઓ સરખા છે, અને તેથી ઉલટી પ્રતિજ્ઞા—

કોઈ એક ત્રિકોણની ત્રણે બાજુઓ બીજાની ત્રણે બાજુઓની અનુક્રમે બરાબર હોય તો ત્રિકોણો બધી રીતે સરખા થશે.

જો બે કાટખૂણ ત્રિકોણના કર્ણ સરખા હોય, અને એકની એક બાજુ બીજાની એક બાજુની બરાબર હોય, તો ત્રિકોણો બધી રીતે સરખા થશે.

જો કોઈ ત્રિકોણની બે બાજુઓ લાંબાટુંકી હોય તો લાંબી બાજુની સામેનો ખૂણો ટુંકી બાજુની સામેના ખૂણા કરતાં મોટો છે, અને તેથી ઉલટી પ્રતિજ્ઞા—

એક આપેલી લીટી સુધી તેની બહાર આપેલા બિંદુથી દોરેલી લીટીઓમાં જે તેના ઉપર લંબ છે તે ટુંકામાં ટુંકી છે.

સમાન્તરબાજુ ચોખૂણની સામસામેની બાજુઓ તથા ખૂણાઓ સરખા છે; દરેક કર્ણ સમાન્તર બાજુ ચતુષ્કોણને દુભાગે છે

જો એક લીટીને ત્રણ અથવા વધારે સમાન્તર લીટીઓ છેદીને અંતર્ભાગ સરખા કરતી હોય તો તેમને છેદનારી બીજી કોઇ પણ લીટીથી થએલા અંતર્ભાગો પણ સરખા થાય.

### ક્ષેત્રફળ.

એકજ અથવા સરખા પાયા પરના અને એકજ ઊંચાઈના સમાન્તરબાજુ ચોખૂણોનું ક્ષેત્રફળ સરખું હોય છે

એકજ અથવા સરખા પાયા પરના અને એકજ ઊંચાઈવાળા ત્રિકોણોનું ક્ષેત્રફળ સરખું હોય છે.

૩. કોઈ પણ વાલી છે કે કેમ ? જો વાલી હોય તો તેની કેવી સ્થિતિ છે ?

૪. યતીમની કાંઈ પણ મીલકત હોય તો તે શી શી અને કેટલી કીમતની છે ?

૫. યતીમ હાલે કાંઇ ભણે છે કે કેમ ? અથવા ભણી શકે તેવો છે કે કેમ ?

૬. યતીમ માટે ભલામણ કરનાર ગૃહસ્થનું નામ, ઠેકાણું તથા ધંધો.

૭. યતીમ માટે પૂરી પાડવામાં આવેલી હકીકતના ખરાપણા માટે ગામના પટેલ, તલાટી અથવા નિશાળના મહેતાજી અથવા આબરૂદાર ગૃહસ્થનું સર્ટિફિકેટ.

તા૦ ૧૫-૨-૦૮, સેક્રેટરીયટ, મુંબઈ.

શુભેચ્છક, સૈયદ શમસુદીન સૈયદમીયાં કાદરી.

---

# વડોદરા રાજ્યના શિક્ષકો માટે શિક્ષણસ્પર્ધાની યોજના.

૧ શિક્ષણના કામમાં ઉત્સાહ રાખનારા શિક્ષકોને પોતાના અનુભવ વગેરેનો અજમાયશ કરવા તક મળે તથા શિક્ષણના કામ માટે કરવાની અનેક યોજનાઓમાં ઉપયોગી સૂચનાઓ જાણવામાં આવે અને બીજાને જણાવી શકાય તે હેતુથી આવી સ્પર્ધાની યોજના કરવામાં આવે છે.

૨ વખતો વખત અનુકૂળતા વગેરે પ્રમાણે સ્પર્ધાના વિષયો નક્કી કરી જાહેર કરવામાં આવશે.

૩ વડોદરા રાજ્યની દેશી કેળવણીખાતાના તાબાની સર્વ પ્રકારની શાળાના પુરુષ અને સ્ત્રી શિક્ષકોને આ સ્પર્ધામાં ભાગ લેવા છૂટ છે.

૪ આપેલા વિષયના ઉત્તર વગેરે લખી મોકલનારે લખાણ નીચે પોતાની સંજ્ઞાની સહી કરી એક કાગળ પર પોતાનું નામ, સ્થળ, ક્યાં શિક્ષક છે, કેટલો પગાર મળે છે તે હકીકત લખી પાકીટમાં બીડી તે પાકીટના ઉપર સંજ્ઞા લખી લખાણ સાથે તે રાખવું.

૫ લખાણ સ્પર્ધા માટે મોકલવામાં આવે તે સાથે એક આનો અગર એક આનાની પોસ્ટની પા આનાવાળી ટીકીટો પ્રત્યેક ભાગ લેનારે મોકલવી જોઈએ. એક ગામ કે સ્થળેથી એક કરતાં વધારે ઇસમ લખાણ મોકલવાના હોય તો ટપાલ ખર્ચ ઓછો થવા તેમણે પોતપોતાનાં લખાણ, સંજ્ઞાનાં પાકીટ અને અકેક આનો એકઠી કરી મોકલવાને અડચણ નથી.

૬ લખાણ ઠરાવેલી મુદત સુધીમાં અમને મળી જવાં જોઈએ.

૭ ઇનામની રકમ—સ્પર્ધામાં ભાગ લેનાર તરફથી આવેલા અકેક આનાની કુલ રકમમાં રૂ. ૩) ત્રણ અમારા પોતાના તરફથી ઉમેરવામાં આવશે અને આ પ્રમાણે એકંદર જે રકમ થશે તેમાંથી વધારેમાં વધારે રૂ. ૧૦) અને રૂ. ૭) સુધીનાં નિદાન બે ઇનામ રાખવામાં આવશે ને તે અનુક્રમેઃ—

(૧) રૂ. ૧૨ ઉપરાંત પગારવાળા શિક્ષકોમાંથી; અને

(૨) રૂ. ૧૨ કે તેની અંદરના પગારવાળા શિક્ષકોમાંથી.

જેમના ઉત્તરો પહેલા નંબરના જણાશે તેમને અકેક આપવામાં આવશે. કુલ રકમ રૂ. ૧૭ થી વધારે થશે તો દરેક વર્ગમાં એકે એક વધારે ઇનામ રૂ. ૫ ને રૂ. ૩ સુધીનું રાખવામાં આવશે. કુલ રકમ રૂ ૧૭ થી કમી થશે તો તેના પ્રમાણમાં ઇનામની રકમ કમી રાખવામાં આવશે. એકંદર રકમ રૂ. ૨૫ ઉપરાંત થશે તો બાકી રહેલી રકમનો ઉપયોગ બીજી વખતે થશે.

૮ રૂ. ૧૨ ઉપરાંત પગારવાળા શિક્ષકો પૈકી જે ઇનામને પાત્ર ઠરશે તેને રોકડા રૂપિયા આપવામાં નહિ આવે; પણ તેની પસંદગીનાં પુસ્તકો કે ચીજો આપવામાં આવશે. રૂ. ૧૨ સુધીના ઇનામને પાત્ર શિક્ષ-

ફને રોકડા રૂપિયા, પુસ્તકો કે ચીજ પસંદ પડે તે આપવામા આવશે.

૯ જેમનાં લખાણુ ઈનામને પાત્ર તથા પસંદ કરવા યોગ્ય જણારી તેમનાં નામ પ્રગટ કરવામાં આવશે, તેમજ ઈનામને પાત્ર ઠરેલાં લખાણો તેમજ એકંદર લખાણોનો સાર શિક્ષકોને ઉપયુકત થાય એવા રૂપમાં કેળવણી વગેરેમાં સગવડ પ્રમાણે પ્રસિદ્ધ કરવામાં આવશે.

છગનલાલ ઠાકોરદાસ મોદી.

વડોદરા, તા. ૩૦–૩–૦૮.

*ટીપઃ*—જે તે સ્થળના મુખ્ય શિક્ષકો આ સ્પર્ધામાં ભાગ લેશે અને પોતાના તાબાના તથા તળની બીજી શાળાઓના શિક્ષકોને માહિતી આપી આમાં ભાગ લેવા સમજ આપશે એવી ઉમેદ રાખવામાં આવે છે.

છ. ઠા. મોદી.

---

## ચર્ચાપત્ર.

## તુખ્મેહેના અને તુખ્મેરૈહાન.

ભાષાવતાર વિષે આચાર્ય વલ્લભજી હરિદત્તે માહે એપ્રિલના શાળાપત્રના પૃષ્ઠ ૧૧૦ માં ફારસી તથા અરબી શબ્દોના વિષે હકીકત લખી છે તેમાં તુખ્મેરેહાનના શબ્દ ઉપર જે નોટ કરી છે, તે સબંધમાં મુનશી આદમજી સુલેમાન નીચે મુજબ લખી જણાવે છે.

અરબી ભાષામાં રૈહાન જેને ગુજરાતના ઘણાખરા ભાગમાં આવચીબાવચીના નામથી ને કેટલાક લોકો આજાગુજાના નામથી પણ ઓળખે છે, અને જેનાં બીજને પાણીમા જુદાં પલાળી ગરમ ત્રતુમાં શરબતમાં નાંખી પીએ છે, ને ઠડકને માટે તેનો ઉપયોગ કરે છે તે તકમરીયાંનાં બીજ છે. તુલસીના જેવીજ એના છોડવાને માંજરો થાય છે; પરંતુ એના છોડમાંથી અત્તર બનાવવામા આવતું નથી.

હેના અરબી ભાષાનો બીજો એટલે જુદોજ શબ્દ છે. તેને ગુજરાતમાં મેહદી અથવા મેંદીના નામથી લોકો ઓળખે છે. બાગબગીચામાં કેટલીક જગ્યાએ વાડ તરીકે મેંદીના છોડવાઓનો ઉપયોગ થાય છે. સ્ત્રીઓ હાથ રગવાના કામમા મેંદીના છોડના પાંદડાં વાપરે છે;

તેનેજ અરબી ભાષામાં " હેના " કહે છે. ઉત્તમ પ્રકારે કેળવેલી મેહ- દીના છોડવાનાં પાંદડાંમાંથીજ " હેનાનું " અત્તર બનાવવામાં આવે છે. તેનુંજ નામ હેનાનું અત્તર છે. આ બાબત ઘણીજ પ્રખ્યાત છે. તુખ્મે હેના અને તુખ્મેરૈહાન એ બે શબ્દો તદન જુદાજ છે.

---

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજની સને ૧૯૦૮ ની સાલની પ્રાવેશિક પરીક્ષા નવા પાંચમા ધોરણ પ્રમાણે થશે.

૧. કાઠિઆવાડ વિભાગની તમામ નિશાળોના માસ્તરો, આસિ- સ્ટંટો અને સ્ત્રીશિક્ષકોને ખબર આપવામાં આવે છે કે, આ કૉલેજમાં દાખલ થવાને જે બાઇઓ ઉમેદ રાખતી હોય તેમની ઉંમર, અભ્યાસ વગેરે હકીકતનું પત્રક સને ૧૮૯૩ ની સાલના ગુજરાત શાળાપત્રના પૃષ્ઠ ૨૬૪ મે છાપેલા નમુના પ્રમાણે બનાવી તેમાં માગેલી હકીકત બરાબર પૂરી આ જાહેર ખબર પહોંચે કે જેમ બને તેમ તાકીદથી અમારા ત- રફ મોકલવું. તારીખ ૧ લી માહે ઑગસ્ટ સને ૧૯૦૮ પછી આવાં પત્રકો લેવામાં નહિ આવે.

૨. સને ૧૯૦૩ ના ગુજરાત શાળાપત્રના પૃષ્ઠ ૨૨૨ મે તે સા- લની પ્રાવેશિક પરીક્ષાની જાહેર ખબર છાપેલી છે તેની કલમ પહેલી અને છઠ્ઠી સિવાયની બાકીની પાંચ કલમોમાં લખેલી શરતો આ સાલને માટે પણ લાગુ છે એમ સમજવું.

૩. આ સાલની પ્રાવેશિક પરીક્ષા તારીખ ૭ મી માહે સપ્ટેંબર સને ૧૯૦૮ સોમવારના રોજ સવારના અગિઆર વાગે આ કૉલેજના મકાનમાં શરૂ થશે.

૪. આ સાલની પ્રાવેશિક પરીક્ષામાં વાચનની નવી પાંચમી ચોપડી લેવાશે.

| | |
|---|---|
| તારીખ ૧૩ મી એપ્રિલ સને ૧૯૦૮ | Fances L. M$^{c}$ Afee. |
| | લેડી સુપરિન્ટેન્ડેન્ટ બા.ફી. ટ્રે. કૉ. |
| રાજકોટ. | રાજકોટ. |

# નવરોજી પેસ્તનજી વકીલ સ્કૉલરશિપ.

## જાહેર ખબર.

આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ શહેરમાં આવેલી કે તેની આસપાસની સરકાર તરફથી સ્વીકારાએલી કોઈ પણ શાળામાંની દેશી છોકરીઓને આપવાની નવરોજી પેસ્તનજી વકીલની ચાર સ્કૉલરશિપ માટેની હરીફાઈની પરીક્ષા તા. ૨૪ મી ઑગસ્ટ ૧૯૦૮ ને સોમવારે અને ત્યાર પછીના દિવસોએ લેવામાં આવશે.

૨. મે. ઉ. ભા. ના એજ્યુકેશન ઇન્સ્પેક્ટર સાહેબ આ પરીક્ષા લેશે. પરીક્ષામાં દાખલ થવા માટેની અરજી મે. ઉ. ભા. ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબને કરવી અને તે અરજી ૧૯૦૮ ની ૨૩ મી જુલાઈએ અથવા તે તારીખ પહેલાં તેમને પહોંચવી જોઈએ. આ તારીખ વીત્યા બાદ કોઈ પણ અરજી સ્વીકારવામાં આવશે નહિ.

૩. ઉમેદવારોની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કૉલરશિપની રકમ અને તેની શરતો વગેરે બાબતોનો વધારે ખુલાસો કાનુનોમાંથી મળી આવશે.

સહી K. P. Trivedi,
Ag. Educational Inspector.
N. D.

અમદાવાદ,
તા. ૨૯ મી મે ૧૯૦૮.

ઉપલાં ૧૩ પુસ્તકોનો આખો સટ લેનારને પહોચડામણી ખર્ચ પડશે નહિ, પણ માત્ર રૂ. ૭-૦-૦ મા મળશે. રૂ ૧૦ થી ૨૫) સામટા લેનારને સેંકડે ૧૦ ટકા લેખ અને પચીસ ઉપરાતના ખરીદનારને સેંકડે ૨૦ ટકા વટાવ આપવામાં આવશે. **નાચેના સ્થળ મળશે ૧ ધી ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ, કોટ મુંબઈ. ૨ એન. એમ. ત્રિપાઠીની કુાં૦ પ્રિન્સેસ** રોડ, કાલકાદેવી, મુબઈ ૩ **શા. કરસનદાસ નારણદાસ**, બુકસેલર—નાણાવટ સુરત. ૪ **હરિશ્ચન્દ્રની કુાં૦** જીતેકરવાડી, ઠાકોરદ્વાર, મુ. નં. ૨

---

## દીલ્હીવાળા લાલા બીશનદયાળ ધરમદાસનો



# શુદ્ધ સાચાં મોતીનો સુરમો.

આંખની બળતર, કળતર, મગજની ગરમી, નજળો, ખીલ, ઝાખ, છારી, છાયા, ફુલુ, પડળ, આંખમાથી પાણીનુ ઝરવું, ચીપડા, પરવાળા વીગેરેને મટાડે છે. આ સુરમો વિદ્યાર્થીઓને તથા નબળી આખવાળાને ઘણોજ ઉપયોગી તથા આશીર્વાદ રૂપ છે.

કીમત નં. ૧-૩ નો કાળો સુરમો તો. ૦। ની શીશીનો રૂ. ૦॥
તો. ૦॥ ની શીશીનો રૂ. ૧
નં. ૨ નો કાળો સુરમો તો. ૦। ની શીશીનો રૂ. ૦।
તો ૦॥ ની શીશીનો રૂ. ૦॥
નં. ૪ નો પીળો સુરમો તો. ૦। ની શીશીનો રૂ ૦॥
તો. ૦॥ ની શીશીનો રૂ. ૧
નં. ૫ નો ધોળો સુરમો તો. ૦। ની શીશીનો રૂ. ૦॥
નં. ૬ નો લાલ સુરમો શીશી ૧ નો રૂ. ૦॥

☞ **આંજવાની સળી શીશી સાથે મળશે.**

બનાવનાર તથા વેચનાર
**લાલા બીશનદયાળ ધરમદાસ અત્તરવાળા.**
નં. ૩૫૫૩ અમદાવાદ

## સૂચના.

આ પત્રસંબંધી સર્વે લખાણુ એડિટર તરફ મોકલવું. નાટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરના લખાણુ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણુ ચોકખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણુ પાછું મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલશે તો તે પણ યોગ્ય અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે; પોસ્ટેજ માફ. છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આનો; પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલ ખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર પાને રૂ. ૧ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમાં સમાસ થશે

**☞ જાહેર ખબરોના ભાવમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો તે તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ:—**

### જાહેર ખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. | |
|---|---|---|
| ૧... ... ... ... ... | ૨ | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછી |
| દસથી વધારે લીટીઓ માટે રૂ. ૧)- | | ના અગીઆર માસ લગી દર માસે |
| ની લીટીઓ ત્રણ પ્રમાણે. | | ½ ગણો ચાર્જ પડશે. છ માસ માટે |
| બાર માસ લગી લાગલાગટ હશે | | પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી દરેક માસે ½ ચાર્જ લેવાશે. |

**શાળાપત્રની સાથે કોઈ પણ હૅંડબિલ વહેંચવામાં**

ક. આનંદજી મુળજી બાંધી શરકારી ઐત.
REGISTERED NO. B, 42.

અંક ૮ મો. પુસ્તક ૪૭ મું.

# The Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર.

ઑગસ્ટ ૧૯૦૮.

## અનુક્રમણિકા.



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ.

" યુનાઇટેડ " પ્રિન્ટિંગ પ્રેસ.

( સર્વ હક સ્વાધીન રાખ્યા છે )

"ઈનામ તથા લાઈ. માટે મંજુર થયેલ વ્યુત્પત્તિસાર ભા. ૧, ત્રીજી આ ૦-૫-૦; અને રજી પ્રી.માટે ગણિત, ૦-૩-૦, ઠે. ૨૦૮કાં. જે. એ. ઝવેરી, જુનાગઢ'

---

ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૭ મું. ઑગસ્ટ ૧૯૦૮. અંક ૮.

# शिक्षण विषे संवाद.

૨૨ મી ફેબ્રુઆરી ૧૯૦૮ ના 'ટીચર્સ એડ' માં મિ. ગિલ્બર્ટ બેને માબાપ અને છોકરાં વચ્ચે નિશાળના શિક્ષણ વિષેનો સંવાદ આપ્યો છે તે ઘણો રમુજી છે. તે સંવાદ નીચે પ્રમાણે છેઃ—

માતા કહે છે—ઍનિ, તું આજે નિશાળેથી બહુ મોડી આવી. મારે તને કંઈક કામ પર મોકલવી હતી.

ઍનિ કંઈ બોલતી નથી. મા તેની લાલ આંખો તરફ જુએ છે.

તું રોય છે. તને શું થયું છે ?

સુંદર, સુકુમાર કેશવાળી ઍનિ ફરી ડસકાં ભરીને રૂએ છે. ડસકાં ભરતી ભરતી કહે છે—અરે, મા, મારાથી નવા દાખલા ગણાયા નહિ તેથી શિક્ષકે મને ગોંધી રાખી.

મા કહે છે—મને લાગે છે કે તેં બરોબર ધ્યાન નહિ આપ્યું હોય.

તે નાની છોકરી કહે છે—અરે મા, મેં તો ધ્યાન આપ્યું હતું. મેં બહુજ પ્રયત્ન કર્યો. મહેતી એવી આડી હતી કે મને ગોંધી રાખી એટલુંજ નહિ, પણ મૂર્ખ પણ કહી.

વારુ, તેણે તને એમ કહેવું નહોતું. પણ હું ધારું છું કે તેણે તારી સાથે બહુ માથું ફોડયું હશે. લે, હવે આંખ લોહી નાખ.

ઍનિ માંએ બતાવેલે કામે જાય છે. પછી તરતજ તેનો ભાઈ જૉન ઘેર આવે છે. આવતાં વારને તે પોતાની દુઃખની વાત કહેવા માંડે છે.

પરડો ફલાણો ફલાણો ( શિક્ષકનું નામ દઈ.) બિનકારણે આજ મારા પર બહુ ગુસ્સે થયો. હું કરું છું તે એને કંઈ પણ ઠીક પડતુંજ નથી.

તે હમેશ બબડ્યા કરે છે. અમે છોકરાઓ એને બીલકુલ ચ્હાતા નથી અને—

મા વચ્ચે બોલી ઊઠે છે—હવે એક પણ શબ્દ વધારે બોલતો મા.

મા જૉનનો રમત પર પ્રેમ કેવો છે અને તે કેવી રીતે વાત વધારીને કહે છે તે બરોબર જાણતી હતી તેથી તેણે તેને વધારે બોલતો અટકાવ્યો-ને કહ્યું,—તે તારે માટે સારો શિક્ષક છે. તેના વગર તું હાલ ચાલે છે તેમ પાંસરો ચાલત નહિ. તું એને માટે સારૂં ન બોલી શકે તો ખોટું તો બોલતોજ ના.

પણ જૉન કંઈ એમ અટકાવાય એવો નહોતો. પોતાનો બોલ છેલ્લો રહે ત્યાંસુધી તે બોલે એવો હતો. તે એકદમ વગર વિચારે બોલી ઊઠે છે—મા, તમે હમેશ શિક્ષકનો પક્ષ કરો છો, તમે કદી મારો પક્ષ કરતાં નથી.

તે એથી પણ વધારે બોલત, પણ માની સખત નજરને લીધે બોલી શકતો નથી.

પછી ચાહ પીવાનો વખત થાય છે. તેનો બાપ બહારથી ઘેર આવે છે. જૉન ક્રિકેટ રમી ઘેર આવે છે ને ચાહ પીવાના મેજ આગળ પોતાની જગાએ બેસે છે.

પિતા પૂછે છે—જૉન, આજે નિશાળમાં કેમ ચાલ્યું ?

જૉન ગળામાંથી બોલીને કહે છે—બહુ સારૂં ચાલ્યું.

તું શું શીખ્યો ?

જૉનની મરજી તો ક્રિકેટમાં પોતાનું શુરાતન કહી જવાની હતી, પણ તેમ કરી પૂછેલો સવાલ ઉડાવવો તેને ગમ્યો નહિ, તેથી કહે છે—

અમને 'યુનાઇટેડ સ્ટેટસ' ની ભૂગોળ શિખવી અને પાર્લામેન્ટમાં દાખલ થનાર માટે મત આપવાનો હક પ્રથમ શી રીતે મળ્યો તે વિષે ઇતિહાસનો પાઠ હતો, અને—

પિતા કહે છે—જૉન, એટલી બધી ઉતાવળ ન કર એમ કહી તે તેને ઉપરા ઉપરિ ઝીણા સવાલો પૂછે છે અને ઝડપથી બોલતો અટકાવે છે. જૉન ઠેકાણે આવે છે. તે જાણે છે કે જેમ જેમ હું દહાડાના પાઠ વિસ્તારથી ગણાવીશ, તેમ તેમ તે મને વધારે ઊંડા સવાલો પૂછશે.

જૉન, અને એવી રીતે નિશાળે શિખવ્યું નહોતું.

જૉન નીસાસો મૂકે છે અને તેનો ચહેરો આનન્દથી પ્રકાશે છે. તે [illegible] છે કે પિતાના સવાલો હવે પૂરા થયા. એજ વાક્ય તે હમેશ છેવટ

બોલતો પણ જૉન ખુરસીમાં બેઠો બેઠો ઊંચોનીચો થાય છે, તેથી તેનો પિતા હજી એક સવાલ કરે છે—આજે શિક્ષકે તારા પર સોટી વાપરી હતી?

હા, પિતા.

શા માટે?

જૉન કહેતાં અચકાય છે, શરમથી ફીકો થાય છે, વળી અચકાય છે, પછી બબડે છે—કશા માટે નહિ, હું ફક્ત—

જૉનનો પિતા કહે છે—મારા વહાલા પુત્ર, એકદમ કહી દે.

આથી જૉન એકદમ કહી દે છે—મેં માત્ર એક છોકરાની પીઠ ઉપર ચાક વડે ' ડી ' અક્ષર કહાડયો.

પિતા કહે છે—અને એને તું ' કશું નહિ ' કહે છે! જૉનને માનભંગ થયલો મૂકી પિતા ઍનિ તરફ ફરે છે—બેટા, તારો દહાડો તો નિશાળમાં સારો ગયો કેની ?

પણ તેની માતા એકદમ વચ્ચે બોલી ઉઠે છે—ઍનિની તબીઅત આજે સારી નથી. આથી ઍનિની નિશાળનાં દુઃખની વાત તેના પિતાને કાને પહોંચી નહિ.

છોકરાં સુતાં પછી માતા કહે છે કે ઍનિને નિશાળમાં બહુ સુખ નથી અને એની મહેતી એની સાથે સારી રીતે વર્તતી નથી.

શિક્ષક કહે છે કે અમારા દિવસના પરિશ્રમની-કુટુંબોમાં કેવી રીતે પરીક્ષા થાય છે તેનો આ ઉત્તમ નમુનો છે. માબાપ ન્યાયાધીશ અને સહાયક પંચનું ('જૂરિ'નું) કામ કરે છે; અને અમારા શિષ્યોની સાક્ષી લે છે. તેઓ અમારા પક્ષમાં કે વિરુદ્ધ પોતાનો ફેંસલો આપે છે. જો વિરુદ્ધ ફેંસલો હોય છે, તો અમને પીડાકારક થઈ પડે છે; કેમકે એવા ફેંસલા પછી તે છોકરૂં અમારી સામું થવા લલચાય છે; અને સારૂં શિક્ષણ અશક્ય થઈ પડે છે એ અફસોસની વાત છે.

સ્ત્રીશિક્ષકે ઍનિને મૂર્ખ કહી તેને માટે તે એટલી બધી પસ્તાય છે કે આને બદલે મેં મારી જાતને લાત મારી હોત તો વધારે સારૂં. તે સમજે છે કે છોકરાંનો ગમે તેવો દોષ હોય અને એવા ઉપપદ માટે તેઓ ગમે તેવાં લાયક હોય તોપણ શિક્ષકો તેમને આવાં (મૂર્ખ, જેવાં) ઉપપદ આપે તે તેમને ગમતું નથી. પણ જે વખતે તેણે તેને મૂર્ખ કહી તે વખતે તેનામાં જે ખરૂં લાગે તે કહેવાની હિંમત હતી,

તેથી તેણે ઍનિને જેવી ધારી તેવીજ—મૂર્ખજ કહી. તે ભૂલી ગઈ કે એ શબ્દની છોકરાંને ઘેર શાન્ત રીતે ટીકા થશે અને માબાપની વૃત્તિ છોકરાંના પક્ષમાં થશે. ઍનિને શિખવવું ઘણું અઘરૂં છે. તેનું જીવન બે પ્રકારનું છે. ઘરમાં તે એક નાની રાણીની પદવી ભોગવે છે. માએ તેને લાડ લડાવી બગાડી છે ને બાપે તેને જોઈએ તેથી વિશેષ માનીતી કીધી છે. નિશાળમાં તો તે તેની યોગ્ય જગ્યાએ બેસે છે અને તે યોગ્ય જગ્યા પગેને લગભગ છેડે છે બાપડી ઍનિ જ્યારે જ્યારે નિશાળે જાય છે, ત્યારે ત્યારે તેનું માનભંગ થાય છે. ઘર છોડયું કે તે ઊંચી પદવીથી ભ્રષ્ટ થાય છે. આથી શિક્ષક તરફ તેની વર્તણુક ભાગ્યેજ ન્યાયી હોય છે. આમાંજ તેના બધા દુઃખનું રહસ્ય રહેલું છે. પછી જે બને છે તે ઉપર વર્ણવ્યું છે.

બીજા દિવસનો સવારનો ( ૯–૩૦ નો ) દેખાવ—મિસ, તમને એક પિતા મળવા માગે છે.

બાપડી સ્ત્રીશિક્ષકની છાતી ધબકે છે. તેને આખા દિવસનો સાઠ છોકરીને શિખવવાનો પરિશ્રમ વેઠવાનો ઊભો છે; તેથી દિવસની શરૂઆતમાંજ તેના મગજની શાન્તિમાં ખલેલ પહોંચે તે તેને ગમતું નથી.

હવે તે ગૃહસ્થ તિરસ્કારને સ્વરે કહે છે—ઍનિના શિક્ષક તમે છો!

હા, હું છું.

પછી લાલચોળ આંખ કરી તે કહે છે—તમે કાલે એને મૂર્ખ કહી. એમ કહેવાનો તમારો શો અર્થ છે ? –

બાપડા શિક્ષકની કેવી દુર્દશા! પણ હવે આપણે અહીંજ નાટકનો પડદો પાડી સમાપ્ત કરીએ છીએ.

સાર શો છે ?—શિક્ષકો છોકરાંને ઉપનામો આપે છે તે તેમનાં માબાપોને બીલકુલ રુચતું નથી. શિક્ષકમાં ધૈર્ય, ધૈર્ય અને ધૈર્યજ હોવું જોઈએ એમ તેમનો અભિપ્રાય છે. તેઓ તેમને કહેશે કે અમારાથી તો શિક્ષકનું કામ નહિ થાય. અમારો તો મિજાસ ઠેકાણે રહેજ નહિ, પણ તમારે તો ધીરજ રાખવીજ જોઈએ. તમે તો શિક્ષક છો, માટે તમારે તો ધૈર્યશીલજ થવું જોઈએ.

પણ એથી ઉલટું માબાપોને શિક્ષકની ઘણી નરમાશ પણ ગમતી નથી; માબાપોને આમ કહેતાં કોણે નથી સાંભળ્યાં કે મિ. ફલાણા શિ-

ક્ષક બહુ સારા છે; ઘણા માયાળુ છે છોકરાને ગરજ માર્ક વર્તવા દે છે. માબાપો ઘણીવાર કહે છે કે જે શિક્ષક માયાળુ હોય પણ દૃઢ હોય તેવો શિક્ષક અમને ગમે છે અતિમાયાળુ શિક્ષકોની ગણના માબાપ સારા શિક્ષકોમા કરતા નથી. તેમને તેઓ પોચા—માલ વગરના ગણે છે અને જેવી ગણના માબાપ કરે છે તેવીજ છોકરાં કરે છે.

મોટી ઉમરનો માણસ પોતાની બાલ્યાવસ્થામાં જ્યારે તે શિષ્ય હતો તે વખતના પોતાના શિક્ષક વિષે સાધારણ રીતે આ પ્રમાણે વર્ણન કરે છે—

'હા, તે ઘણો સારો શિક્ષક હતો, પણ ઘણો સખત હતો એ મારો શિક્ષક નહોત તો હુ હાલ જે મારી સ્થિતિમા છુ તેમા ન હત.' સમય ઘણી બાબતની પરીક્ષા કરે છે અને સારા શિક્ષણની પરીક્ષા તો સમયજ કરે છે વખત ગયે સખ્તાઇ શિક્ષકનું ઉત્તમ લક્ષણ ગણાય છે, પણ અતિનરમાશ કઈ સારૂ લક્ષણ ગણાતુ નથી

ધૈર્ય, દયાળુ સ્વભાવ અને દૃઢતાની સાથે શિક્ષકમા ચોથા લક્ષણની ખાસ જરૂર છે ને તે ન્યાયબુદ્ધિ છે ન્યાયી શિક્ષક ઘણી સત્તા ભોગવે છે ને તે કદી અપ્રિય થતો નથી છોકરાઓ તેની તરફ ભય અને પૂજ્ય બુદ્ધિથી જુએ છે તે કદી આવેશથી વર્તતો નથી; પણ કોઈ પણ કામ કરતા પહેલા શાન્ત રીતે વિચાર કરે છે અને પુરાવાની યોગ્ય તુલના કરી ફેસલો આપે છે. એનો ફેંસલો એકવાર આપ્યો કે કોઇ તેની વિરુદ્ધ બોલી શકતુ નથી. એને કોઈ માનીતા શિષ્ય નથી. એની દૃષ્ટિ સર્વ તરફ સરખી છે અને તે સઘળાની પાસેથી ઉત્તમ કામ માગે છે તેના ધૈર્યથી જડતું જડત્વ જતું રહે છે અને અગાઉ કરતા તે વિશેષ ધ્યાન ન આપતાં શરમાય છે. તે જાણે છે કે છોકરા પણ શિક્ષકનો અન્યાય સમજે છે અને જીવે છે ત્યાસુધી તે કદી ભૂલી જતા નથી. તેથી તે કદી પણ અન્યાયી થશે નહિ, તેમજ તુરંગી પણ થશે નહિ ને જાણે છે કે છોકરા અન્યાયને ધિક્કારે છે તેમ તુરંગને પણ ધિક્કારે છે. દરેક છોકરાને પોતાની શક્તિનો ઉત્તમ ઉપયોગ કરતા શિખવશે. પોતાના દાખલાથી તેમજ દૃઢ નિશ્ચયથી તે રસિક તેમજ નીરસ, બધા વિષયોમા છોકરાનું ધ્યાન આકર્ષે છે અને તેને કેળવે છે કે જીવન સુખમય તેમજ

દુઃખમય પણ છે. તે છોકરામાં ઉત્તમ લક્ષણ લાવે છે અને જ્ઞાન સંપાદન કરવાની તેમની શક્તિ કેળવે છે આવા શિક્ષકનેજ માબાપ વિજયી શિક્ષક કહે છે.

---

# સૈરન્ધ્રીચંપૂ અને કાવ્યશાસ્ત્ર.

અમને શાસ્ત્રીજી વલ્લભજી હરિદત્ત આચાર્ય તરફથી 'સૈરન્ધ્રીચપૂ' નામનું 'ચપૂકાવ્ય' મળ્યું તેની ઉપકાર સાથે પહોંચ સ્વીકારતાં વાચકવર્ગનું તે તરફ લક્ષ ખેંચીએ છીએ. ઘણું કરીને ગુજરાતી ભાષામાં ચંપૂકાવ્ય આ પહેલુંજ છે.

કાવ્યના ધ્વનિ, ગુણીભૂતવ્યઙ્ગ્ય અને ચિત્ર એમ ત્રણ પ્રકાર આગાઉ દર્શાવ્યા છે ( જુઓ શાળાપત્ર પુ૦ ૪૩ પૃ૦ ૩૬૯-૭૧ ) દૃસ્ય અને શ્રવ્ય તરીકે પુનઃ કાવ્યના બે પ્રકાર છે. દૃસ્ય કાવ્ય અભિનેય છે અને તેમા રામાદિ સ્વરૂપનો આરોપ થવાથી તે રૂપક પણ કહેવાય છે. 'दृश्यश्रव्यत्वभेदेन पुनः काव्यं द्विधा मतम् । दृश्यं तत्राभिनेयं तद्रूपारोपात्तु रूपकम् ॥' ( સાહિત્યદર્પણ ૬ પરિચ્છેદ ૧ શ્લોક ). અભિનય એટલે નટ રંગભૂમિ પર રામાદિની અવસ્થાનુ અનુકરણ કરે છે તે. તે ચાર પ્રકારનો છે—આઙ્ગિક, વાચિક, આહાર્ય અને સાત્ત્વિક. અંગથી કરેલો અભિનય આઙ્ગિક, વાણીથી કરેલો વાચિક, વેષરચના આદિથી કરેલો આહાર્ય અને સ્તંભ, સ્વેદ, આદિ આઠ *સાત્ત્વિક ભાવથી કરેલો તે સા-

---

*स्तम्भः स्वेदोऽथ रोमाञ्चः स्वरभङ्गोऽथ वेपथुः । वैवर्ण्यमश्रु प्रलय इत्यष्टौ सात्त्विकाः स्मृताः ॥—સ્તંભ—ચેષ્ટાનો પ્રતિબન્ધ, અંગની નિશ્ચલતા, સ્વેદ—પરસેવો, રોમાંચ—રૂવાટા ઊભાં થવાં, સ્વરભંગ—બોલવામા ફેરફાર, વેપથુ—કંપારી, વૈવર્ણ્ય—ચહેરાની ફીકાસ, અશ્રુ—આંસુ અને પ્રલય—મૂર્છા, રાગ, દુઃખ આદિથી ઇન્દ્રિયોનું અસ્ત થવું—આ આઠ, સત્ત્વથી નિષ્પન્ન થવાથી, સાત્ત્વિક ભાવ કહેવાય છે. સત્ત્વ એટલે રસાદિનો પ્રકાશ કરનાર કંઈક આન્તર ધર્મ; રામાદિની સાથે નટની તન્મયતા, તેને સુખે સુખી અને તેને દુઃખે દુઃખી એવું ચિત્ત તે સત્ત્વ-

ત્વિક. આઙ્ગિક અભિનયને શાખા પણ કહે છે. તેના શારીર, મુખજ અને ચેષ્ટાકૃત એવા ત્રણ વિભાગ છે. શિર, હસ્ત, ઉરસ્ ( છાતી ), પાર્શ્વ, કટિ અને પાદ એ ૭ અંગ અને નેત્ર, ભ્રૂ ( ભવાં ), નાસા, અધર, કપોલ ( ગાલ ) અને ચિબુક ( હડપચી ) એ ૭ ઉપાંગ કહેવાય છે.

રૂપકના દસ પ્રકાર છે—નાટક, પ્રકરણ, ભાણ, વ્યાયોગ, સમવકાર, ડિમ, ઈહામૃગ, અંક, વીથિ અને પ્રહસન નાટિકા, ત્રોટક, નાટ્ય, રાસક, ભાણિકા વગેરે અરાઢ ઉપરૂપક કહેવાય છે.

પ્રબન્ધનું *વસ્તુ કે ઇતિવૃત્ત ( વર્ણ્ય વિષય ) બે પ્રકારનું હોય છે: આધિકારિક અને પ્રાસંગિક. પ્રબન્ધનું જે મુખ્ય વસ્તુ તે ઽઆધિકારિક અને પ્રસંગે વર્ણવેલું તે પ્રાસગિક. રામાયણમા રામસીતાવૃત્તાન્ત આધિકારિક અને સુગ્રીવાદિવૃત્તાન્ત પ્રાસગિક વસ્તુ છે. અર્થાત્, આધિકારિક એ પ્રધાન વસ્તુ અને પ્રાસંગિક એ અંગભૂત વસ્તુ છે પ્રાસંગિક વસ્તુ બે પ્રકારનું છે—પતાકા અને પ્રકરી. દૂરાનુવર્ત્તી—મોટી કથા તે પતાકા અને અલ્પાનુવર્ત્તી—નાની કથા તે પ્રકરી. સુગ્રીવાદિવૃત્તાન્ત તે પતાકા અને જટાયુ, આદિવૃત્તાન્ત તે પ્રકરી. આ પ્રમાણે આધિકારિક એ એક પ્રકાર અને પ્રાસંગિકના બે પ્રકાર મળીને વસ્તુ ત્રણ પ્રકારનું થાય છે. એ ત્રણના દરેકના પાછા ત્રણ પ્રકાર છે—પ્રખ્યાત, ઉત્પાદ્ય અને મિશ્ર. ઇતિહાસમાં પ્રસિદ્ધ વસ્તુ તે પ્રખ્યાત, કવિકલ્પિત વસ્તુ તે ઉત્પાદ્ય વસ્તુ અને બનેનું મિશ્રણ હોય તે મિશ્ર વસ્તુ. મહાવીરચરિતાદિમાં પ્રખ્યાત ઇતિવૃત્ત છે, માલતીમાધવાદિમા ઉત્પાદ્ય છે અને ઉત્તરરામચરિતાદિમાં મિશ્ર છે.

રૂપકામાં જે મુખ્ય પુરુષ વર્ણવ્યો હોય તે નેતા કે નાયક કહેવાય છે તે ત્યાગી—દાતા, વીર, કુલીન, શ્રીમાન, રૂપ, યૌવન અને ઉત્સાહયુક્ત, દક્ષ—સત્વર કાર્ય કરનાર, લોકનું મન સપાદન કરનાર, તેજસ્વી, વિદગ્ધ—ગૂઢ અભિપ્રાય જાણનાર અને શીલવાન હોવો જોઈએ. આ ના-

---

*'यस्तु यत्र स्यात् प्रबन्धस्य शरीरं कचिकल्पितम् । इतिवृत्तं तदेवाहुर्नाट्याभिनयकोविदाः ॥' ભાવપ્રકાશ

ઽ અધિકાર એટલે ફલસ્વામ્ય, ફલપ્રાધાન્ય, તે જેને હોય તે અધિકારી. અધિકાર કે અધિકારીથી નિર્વૃત્ત તે આધિકારિક, અર્થાત્ પ્રધાન;

કરુણરસ પ્રધાન હોય છે. ઇહામૃગમાં ઇતિવૃત્ત મિશ્ર હોય છે, નાયક ધીરોદ્ધત હોય છે, ચાર અંક હોય છે અને શૃંગારરસનો આભાસ હોય છે.

નાટય, નૃત્ય અને નૃત્ત—ચાર પ્રકારના અભિનયથી ધીરોદાત્ત આદિ નાયકની અવસ્થાનું રસાશ્રય અનુકરણ તે નાટય. તેજ નાટય દૃશ્ય હોવાથી રૂપ કહેવાય છે અને નટને વિષે રામાદિની અવસ્થાનો આરોપ હોવાથી રૂપક પણ કહેવાય છે. રસાશ્રય હોવાથી તે વાક્યાર્થના અભિનયથી યુક્ત છે. એમાં સાત્વિક અભિનય પુષ્કળ હોય છે. નૃત્ય એ ભાવાશ્રય છે અને એમાં પદાર્થનો અભિનય છે. એમા આંગિક અભિનય પુષ્કળ છે; કેમકે નૃત્ એટલે 'ગાત્રનો વિક્ષેપ કરવો' એ ધાતુ ઉપરથી એ વ્યુત્પન્ન છે. નૃત્યને લોકો પ્રેક્ષણીયક પણ કહે છે અને એ કરનારા નર્તક કહેવાય છે. નાટયના કરનારા નટ કહેવાય છે અને એ શબ્દ નટ્ એટલે 'કંઈક ચલન કરવું' એ ધાતુ ઉપરથી નિષ્પન્ન થયો છે તેથી તેમાં સાત્વિકભાવ પુષ્કળ હોય છે. નૃત્યને માર્ગ પણ કહે છે. તાલ અને લયથી યુક્ત તે નૃત્ત કહેવાય છે અને દેશ્ય આનો પર્યાય શબ્દ છે.

શ્રવ્ય કાવ્યના બે પ્રકાર છે, પદ્ય અને ગદ્ય. જેમાં છન્દોબદ્ધ પદસન્તાન હોય છે તે પદ્ય કહેવાય છે. એકજ શ્લોકનું કાવ્ય મુક્તક, બે શ્લોકનું યુગ્મક, ત્રણનું સંદાતનિક, ચારનું કલાપક અને પાંચનું કુલક કહેવાય છે. અન્ય આલંકારિકો જુદાં નામ પણ આપે છેઃ—એક શ્લોકનું કાવ્ય મુક્તક, બેનું યુગલક, ત્રણનું ગુણવતી, ચારનું પ્રભદ્રક, પાંચનું બાણાવલી અને છનું કરહાટક કહેવાય છે. કેટલાક બે શ્લોકના કાવ્યને સંદાનિતક, ત્રણને વિશેષક, ચારને કલાપક અને પાંચને કુલક કહે છે

મોટા કાવ્યને મહાકાવ્ય અને નાનાને ખંડકાવ્ય કહે છે. મહાકાવ્યનું લક્ષણ દંડીએ આપેલું સુપ્રસિદ્ધ છે—મહાકાવ્ય સર્ગબન્ધ હોય છે, અર્થાત્, તેમાં સર્ગો હોય છે. આરંભમાં આશીર્વાદ, નમસ્કાર કે વસ્તુનિર્દેશ (વર્ણ્ય વિષયની સૂચના) હોય છે તેમાં ઐતિહાસિક કથા હોય છે કે અન્ય કથા સજ્જનને આશ્રયે કલ્પેલી હોય છે. તેમાંથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે પુરુષાર્થ સધાય છે, તેમાં ચતુર અને ઉદાત્ત નાયક હોય છે, તેમાં નગર, અર્ણવ, શૈલ, ઋતુ, ચન્દ્રોદય અને સૂર્યોદયનું વર્ણન હોય છે. ઉદ્યાન, જલક્રીડા, મધુપાન, રતોત્સવ, વિપ્રલંભ,

વિવાહ, અને કુમારના ઉદયનું પણ તેમાં વર્ણન હોય છે. મન્ત્ર, દૂત, પ્રયાણ, આજિ—યુદ્ધ, અને નાયકનો અભ્યુદય તેમાં વર્ણવેલાં હોય છે. તે અલંકારયુક્ત, રસભાવથી સંપૂર્ણ હોય છે અને અસંક્ષિપ્ત, અર્થાત્, વિસ્તારવાળું હોય છે. તેમાં બહુ વિસ્તારવાળા નહિ એવા સર્ગો હોય છે, વૃત્તો—છન્દો શ્રવ્ય—કર્ણને મધુર અને યતિભંગરહિત હોય છે; વળી સર્ગને અન્તે ભિન્ન છન્દો હોય છે. આવા લક્ષણવાળું કાવ્ય મહાકાવ્ય કહેવાય છે. આટલાં અંગમાંથી કોઈ અંગ ન્યૂન હોય તોપણ અન્ય અંગ સંપૂર્ણ હોય ને સહૃદય પુરુષો પ્રસન્ન થાય તો તે પણ મહાકાવ્ય કહેવાય છે.

કાલિદાસરચિત રઘુવંશ અને કુમારસંભવ, માઘરચિત શિશુપાલવધ, ભારવિકૃત કિરાતાર્જુનીય, અને હર્ષરચિત નૈષધીયચરિત એ પંચ મહાકાવ્ય છે. એ મહાકાવ્યમાં ઋષિપ્રણીત હોય તો સર્ગને સ્થાને આખ્યાન સંજ્ઞા હોય છે, જેમકે મહાભારતમાં. પ્રાકૃત કાવ્યોમાં સર્ગને સ્થળે આશ્વાસ અને અપભ્રંશનિબદ્ધ કાવ્યમાં કુડવક કહે છે. નાના કાવ્યને ખંડકાવ્ય કહે છે. મેઘદૂત ખંડકાવ્ય છે.

છન્દોબદ્ધરચનારહિત કાવ્ય ગદ્ય કહેવાય છે, તેના ચાર પ્રકાર છે.—મુક્તક, વૃત્તગન્ધિ, ઉત્કલિકાપ્રાય અને ચૂર્ણક. આદ્ય પ્રકાર સમાસરહિત હોય છે, દ્વિતીયમાં છન્દના ભાગ હોય છે, દીર્ઘસમાસથી યુક્ત ગદ્ય ઉત્કલિકાપ્રાય અને અલ્પસમાસયુક્ત ચૂર્ણક કહેવાય છે.

**કથા અને આખ્યાયિકા**—કથામાં રસયુક્ત વસ્તુ ગદ્યથીજ વિનિર્મિત હોય છે. ક્વચિત્ આર્યા અને ક્વચિત્ વક્ત્ર, અપવક્ત્ર છન્દો હોય છે, આરંભમાં પદ્યથી નમસ્કાર હોય છે અને પદ્યથી ખલાદિના વૃત્તનું કીર્તન હોય છે. કાદમ્બરી આદિ કથા છે.

આખ્યાયિકામાં કથાની પેઠે નમસ્કાર, ખલવૃત્તનું કીર્તન અને સરસ વસ્તુનું વર્ણન હોય છે. પરંતુ વિશેષ એ છે કે એમાં કવિના વંશનું અનુકીર્તન હોય છે, અન્ય કવિઓનાં ચરિત્ર અને પદ્ય ક્વચિત્ ક્વચિત્ હોય છે. હર્ષચરિતાદિ આખ્યાયિકા છે.

કથાનો ભાગ આશ્વાસ કહેવાય છે, અને આશ્વાસના આરંભમાં આર્યા, વક્ત્ર કે અપવક્ત્રમાંના કોઈક છન્દથી ભાવી અર્થનું સૂચન હોય છે.

ભામહના મત પ્રમાણે આખ્યાયિકામાં રમણીય શબ્દાર્થ અને પદ્-

વૃત્તિવાળું ગદ્ય, ઉદાત્ત અર્થ અને ઉચ્છ્વાસ હોય છે. તેમાં નાયક પોતાનું ચરિત પોતે કહે છે. વક્ત્ર અને અપરવક્ત્ર છન્દ હોય છે અને ભાવી અર્થનું સૂચન હોય છે. જેમાં કવિના અભિપ્રાયવાળાં કેટલાંક કથન હોય છે, કન્યાહરણ, સંગ્રામ, વિપ્રલંભ અને ઉદયનું વર્ણન હોય છે; વક્ત્ર કે અપરવક્ત્ર છન્દ હોતા નથી, ઉચ્છ્વાસ પણ હોતા નથી; તેમાં નાયક પોતાનું ચરિત કહેતો નથી, પણ અન્ય કહે છે; કેમકે કુલીન પુરુષ સ્વગુણનું આવિષ્કરણ શી રીતે કરે ?

દંડી આવા મત પર ટીકા કરી કહે છે કે આખ્યાયિકા નાયકેજ કહેવી જોઈએ અને કથા નાયક કહે અને બીજો પણ કહે. સત્ય બાબત કહેવી છે, માટે એમાં સ્વગુણનું કીર્તન એ દોષ નથી. એમ કેટલાક આલંકારિકો ભેદ કહે છે. પણ આખ્યાયિકા નાયકજ કહે એવો નિયમ નથી, કેમકે અનિયમ જોવામાં આવે છે, કેમકે તેમાં પણ અન્ય વક્તા હોય છે. અન્ય વક્તા હોય કે પોતે હોય- એ તે કેવું ભેદલક્ષણ ? વળી વક્ત્ર અને અપરવક્ત્ર છન્દ અને ઉચ્છ્વાસ હોવાપણું એ જો આખ્યાયિકાનું ભેદક ચિહ્ન હોય, તો પ્રસંગે કથામાં પણ આર્યા આદિની પેઠે વક્ત્ર અને અપરવક્ત્રનો પ્રવેશ શું નથી થતો ? વળી લંભાદિ કથાના ભાગની સંજ્ઞા અને ઉચ્છ્વાસ આખ્યાયિકાના ભાગની સંજ્ઞા એવો ભેદ જોવામાં આવે છે તોપણ શું ? તેટલા માટે કથા અને આખ્યાયિકા એકજ જાતિ છે ને તેની બે સંજ્ઞા છે; અને શેષ આખ્યાનજાતિઓનો એમાંજ સમાવેશ થાય છે. આવો દંડીનો મત છે.

અગ્નિપુરાણમાં આખ્યાયિકા અને કથા વચ્ચે નીચે પ્રમાણે ભેદ આપ્યો છે. આખ્યાયિકામાં ગદ્યમાં વિસ્તારે કર્તાના વંશની પ્રશંસા થાય છે, કન્યાહરણ, સંગ્રામ, વિપ્રલંભ અને વિપત્તિ વર્ણવેલી હોય છે, [1]રીતિ

---

૧ ગુણને આશ્રયે રહેલી પદસંઘટના તે રીતિ. વૈદર્ભી, ગૌડી અને પાંચાલી એ ત્રણ રીતિ છે. જેમાં બન્ધ પરુષ નથી, શબ્દકાઠિન્ય નથી અને અતિદીર્ઘ સમાસ નથી તે વૈદર્ભી રીતિ. જેમાં દીર્ઘ સમાસને ઉદ્ભટ પદ હોય તે ગૌડી રીતિ. વૈદર્ભી અને ગૌડી એ ઉભય રીતિના મિશ્રણવાળી રીતિ તે પાંચાલી છે.

અને ²વૃત્તિની પ્રવૃત્તિઓ દીપ્ત-તેજસ્વી હોય છે, ઉચ્છ્વાસથી પરિચ્છેદ હોય છે, તેમાં ઉત્તર ભાગમાં ચૂર્ણક હોય છે, વક્ત્ર અને અપરવક્ત્ર છન્દ હોય છે. કથામાં કવિ શ્લોકો વડે સ્વવંશની સંક્ષેપે પ્રશંસા કરે છે, તેમાં મુખ્ય અર્થ ઉતારવા માટે કથાન્તર હોય છે, તેમાં પરિચ્છેદ હોતા નથી ને હોય તો લંભકોથી ક્વચિત્ હોય છે અને તેની વચમાં ચતુષ્પદી હોય છે.

આખ્યાયિકામાં શૃંગારમાં પણ ઉદ્ધત રચનાં હોય છે; કથામાં નાટકાદિમાં રૌદ્ર રસમાં પણ અધિક ઉદ્ધત રચના હોતી નથી; અન્ય પ્રબંધોમાં રચના યથાયોગ્ય થાય છે.

**ચમ્પૂ**—ગદ્યપદ્યમય કાવ્ય તે ચમ્પૂ કહેવાય છે. એમાં એકનો એક વિષય ગદ્ય અને પદ્યમાં હોય છે. ભોજકૃત ભોજચંપૂ અનન્તકવિરચિત ભારતચમ્પૂ, ત્રિવિક્રમભટ્ટરચિત દમયન્તીચમ્પૂ આદિ ચમ્પૂઓ સંસ્કૃતમાં છે.

ગદ્યપદ્યમય રાજસ્તુતિ બિરૂદ કહેવાય છે.

જયતિથી શરૂ થતું, ગદ્યપદ્યયુક્ત, માલિનિ આદિ છંદવાળું અનુપ્રાસથી વિચિત્ર, વિભક્તિવાળા ( સંબોધનસહિત ) વાક્યોથી યુક્ત,

---

૨ વૃત્તિ=નાટકરચનાવિશેષ, રસ જમાવવામાં અનુકૂળ વર્ણરચના કેટલાક એનો અનુપ્રાસમાં અન્તર્ભાવ કરે છે જેને વિષે અનુપ્રાસના ભેદો વર્તમાન છે તે વૃત્તિઓ. સામાન્ય રીતે ચાર પ્રકારની ગણાય છે—ભારતી, સાત્ત્વતી, કૈશિકી અને આરભટી જ્યાં શૃંગાર અને કરુણરસ અતિકોમળ સંદર્ભથી વર્ણવાય ત્યાં કૈશિકી વૃત્તિ, જ્યા રૌદ્ર અને બીભત્સ અતિપ્રૌઢ સંદર્ભથી પ્રતિપાદન કરાય ત્યા આરભટી વૃત્તિ, જ્યાં અતિસુકુમાર નહિ એવા હાસ્ય, શાન્ત અને અદ્ભુત રસ અતિસુકુમાર નહિ એવા સંદર્ભથી ગુથાય ત્યા ભારતી વૃત્તિ અને જ્યાં અતિપ્રૌઢ નહિ એવા વીર અને ભયાનક રસ અતિપ્રૌઢ નહિ એવા સંદર્ભથી ગુથાય ત્યાં સાત્વતી વૃત્તિ છે વૃત્તિ અર્થને આશ્રયે ને રીતિ શબ્દને આશ્રયે છે. વૃત્તિ રસને જમાવે છે, રીતિ અર્થનિરપેક્ષ શબ્દમાં રહેવાથી, રચનામાં સૌકુમાર્ય કે પ્રૌઢતા આવે છે ભિન્ન ભિન્ન પદરચનાથી કાવ્ય ગુણો થાય છે તેને આશ્રયે રીતિ રહેલી છે.

અષ્ટતાલસમેત અને અન્તે કવિની કૃતિના વર્ણનવાળું સ્તુતિકાવ્ય ઉદાહરણ કહેવાય છે.

વળી ચક્રવાલક, ભોગાવલી, બિરુદાવલી, તારાવલી, વિશ્વાવલી, રત્નાવલી, પંચાનનાવલી એવાં પણ કાવ્યો છે.

નાયકાદિની રસને અનુકૂળ ચેષ્ટા પણ વૃત્તિ કહેવાય છે. આરંભમાં નાટકમાં પાત્રની રસાનુકૂળ અંગચેષ્ટા, તે પછી એવી ચેષ્ટાને અનુસરતી વર્ણરચના તે વૃત્તિ ગણાઈ. વૃત્તિઓ રચનાને આશ્રિત છે અને રસાવસ્થાનની સૂચક છે. રસાદિને અનુકૂળ હોઈ ઔચિત્યવાળો અર્થવ્યાપાર તે વૃત્તિ

ઉપરની હકીકત ઉપરથી સમજાશે કે ચમ્પૂ એ ગદ્યપદ્યમય કાવ્ય છે. ચમ્પૂનું ગદ્ય અલંકૃત હોય છે. સંસ્કૃતમાં એવાં કાવ્યો છે, પણ ગુજરાતીમાં હોય એમ જાણવામાં નથી. સૈરન્ધ્રીચમ્પૂ એ પાંચ સ્તબકવાળું ચમ્પૂકાવ્ય પ્રથમજ ગુજરાતીમાં રચાયલું છે. આચાર્ય વલ્લભજીએ એ ચમ્પૂ રચી ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવી છે. પાંડવો વિરાટને ત્યાં ગુપ્ત વેશે રહ્યા ત્યારે દ્રૌપદી સૈરન્ધ્રીના નામથી સુદેષ્ણાની દાસી હતી. તે સમયનો ઇતિહાસ એ ચમ્પૂનો વિષય છે. અમે વાચકવર્ગને એ પુસ્તક વાંચવાની ભલામણ કરીએ છીએ.

---

# ભાષાવતાર.

( ચાલુ પુ. ૪૭ પૃ ૧૯૪ થી. )

ઉદાહરણ.

| | | | |
|---|---|---|---|
| कास=કાંસ | अश्रु=અસુ=આંસુ | लंका=લંકાં | पुरु=પુર |
| घाटी=ધાંટી | द्वारिका=દ્વારિકાં | यमुना=યમુનાં | वासी=વાસવો |
| | १९ | मूढ=મૂંઢ | ઇત્યાદિ ઘણા છે |
| त्र्यस्र=તસુ=ત્રાંસું. | मधुरा=મધુરાં | वक्र=વકુ=વાંકુ | |

આ નિયમ માટે મ્હારો અભિપ્રાય એવો છે કે—નાસિકાસ્થાની વ્યંજનપર સતે નિરનુનાસિક સ્વર સાનુનાસિક થવાનો પેટા નિયમ ઠરાવવો જોઈએ. જોકે એમ લખાતું નથી. પણ બોલે છે તો ખરા ત્યારે ઉચ્ચારાનુસાર લેખનપદ્ધતિ પ્રમાણે આમ શા સારૂ ન કરવું—ઉદાહરણ—

राम=રાંમ । नाम=નાંમ । विना=વિંના । भीम=ભીંમ । उमा=ઉંમા
क्षुण=છુંણુ વગેરે સેંકડો છે.

૪૨ ગણ ૪૨ મો—नियम—स्वर વિપર્યય થાય છે.

ઉદાહરણ.

करुणा = કુરણા । रघुनाथ = રૂઘનાથ । शकुन = શુકન

૪૩ ગણ ૪૩ મો—नियम—अनुस्वार નો લોપ થાય છે.

ઉદાહરણ

विंशति = વીસા = વીશ      मांस = માંસ = માસ.
त्रिंशत् = तीसा = ત્રીશ      सिंह = સીહો = સ્હી.

ज्ञानं=જ્ઞાન जलं=જલ, नीरं=નીર, यलं=યલ એમ અકારાંત નપુંસકલિંગના પ્રથમાના એકવચનના સંસ્કૃત એના એ વર્ગના બધા આ નિયમમાં પેસી શકે.

## क વર્ગ પ્રકરણ.

૪૪ ગણ ૪૪ મો—नियम—क નો अ થાય છે.

ઉદાહરણ.

कुंभकार = કુંભઆર = કુંભાર.
लोहकार = લોહઆર = લોહાર.
चित्रकार = ચિત્રઆર = ચીતારો.

૪૫ ગણ ૪૫ મો—नियम—क નો ख થાય છે—

આ નિયમ જીહ્વાદોષને માટે થયો છે તથાપિ તે પ્રાકૃતમાં પણ છે.

ઉદાહરણ.

कील=ખીલો=ખીલો ૧૩૧    शाक=શાખ    कृसरां=ખીચડી
स्कंध=ખંધો=ખાંધ (ખંધોલો)    कोण=ખૂણો    ઇત્યાદિ.
૧૨૫=૧૬

૪૬ ગણ ૪૬ મો—नियम—क નો ग થાય છે—

આ નિયમ સંસ્કૃતભાષાનુસાર છે—પણ તે સર્વ જગોએ નથી થાતો. हश् પ્રત્યાહારનો અક્ષર અને સ્વર પર હોય ત્યારે થાય છે. પણ क કઠિન અને ग કોમલ તેથી ઉચ્ચારની સરલતાને લીધે ગુજરાતીમાં ઘણું કરી બધે થાય છે. પ્રાકૃતમાં પણ છે. જેમકે. एक = ઈગ साधुकार= સાહુગાર—

પ્રમાણિકા છંદ અને નારાચ છંદમાં.

। ऽ | । ऽ | । ऽ | । ऽ | આવું રૂપ આપેલું છે. તે નગણુની કિમ્મત સમજાવે છે. આ બન્ને છંદોમાં માત્ર આવર્તનનીજ (Recurrence) સંખ્યાનો ભેદ છે.

તમામ ભગણ અથવા બધા નગણથી પાદ પૂરી કવિતા બને ખરી પરંતુ તેમાં એકજ તરેહનો ઉચ્ચારપ્રવાહ આ... ...અથવા આ.. ... થાય છે જેથી તે વૈચિત્ર્યની ખામીને લીધે Monotonous નીરસ થઈ કહેવાય છે તો તે દૂર કરવા નગણને બદલે અહીં એક લઘુ એક ગુરુ એ યોજના ઉત્તમ છે.

હવે ભુજંગી, ત્રોટક અને નારાચ છંદોમાં પ્રથમ અક્ષર હ્રસ્વ છે અને ત્યાં તાલ પડતો નથી બલકે જુદા અક્ષર પર તાલ આવે છે માટે તેને જેમ તાલ સરખો પડે તેવી રીતે સંગીતમાં બતાવવામાં આવે છે. જ્યારે આવી રીતનો અગત્યનો સુધારો સર્વેના સમજવામાં આવ્યો ત્યારે આધુનિક બીજા કવિઓએ તેનાં રૂપાંતર કર્યાં છે. નારાચ છંદમાં નગણનું સ્વરૂપ લઈ ત્રણ માત્રાનો સમ ભાગ કાયમ રાખી આદિ ગુરુ નિર્ધાર્યો અને વૈચિત્ર્ય વધારવા કોઈ કોઈ જગોએ શુદ્ધ નગણ એટલે ।।। એ પ્રમાણે પણ શબ્દરચના યોજવામાં આવેલ છે. આ શોભા બતાવવાનું અને તે મુજબ યોજવાનું કામ સંગીત શીખવે છે હિંદી ભાષાની નીચેની કવિતા જુઓઃ—

आज | श्याम | मोहि | लीनि | बंसु | री ब | जाय |
के | हर ह | र सब | करत | जात | ... ....

અહીં આદિ અક્ષર ગુરુ છે તથા ત્રણ માત્રાનો શબ્દ પણ તે છે તેથી તાલ Rhythm બરાબર પ્રથમથીજ શરૂ થાય છે. આ નમુના જેવીજ આપણી પહેલી ચોપડીમાં એક કવિતા છે.

"જાગ મુજ વ્હાલાં બાળ પંખી વન બોલે"

આ કવિતામાં તાલ તો સારો પડે છે પરંતુ બે જગો મુજ, વન, એ શબ્દો માત્ર બે માત્રાનો વખત સહજ લે છે તેને બદલે આપણે પ્રવાહનો નિર્વાહ નિભાવવા મુંજ, વંન એ પ્રમાણે ગાતી વખત ઉચ્ચાર કરવો પાશે-ખેર.

જેમ નારાચછંદ અને તેનું રૂપાંતર દર્શાવી તાલની યોગ્ય વ્યવસ્થા દેખાડી છે તે મુજબ ભુજંગીછંદ અને ત્રોટકની પણ જરૂર છે; કારણ જો કે તેનાં પાદ સમ ખંડથી વહેંચાએલાં છે તોપણ તાલની બંધબેસતી યોગ્યતા નથી. તેતો જ્યારે ભુજંગીને.

। ऽ | ऽ । ऽ | ऽ । ऽ | ऽ । ऽ | ऽ | આ પ્રમાણે અને ત્રોટકને

॥ | ऽ॥ | ऽ॥ | ऽ॥ | ऽ | આ પ્રમાણે દર્શાવીએ ત્યારે તાલ પડે. જોકે માત્રાનો સરવાળો ( syllabic quantity ) તો જેવો ને તેવોજ છે પરંતુ રૂપાંતર થઈ જાય છે તાલ શબ્દનો અર્થ પણ મજા, ગમ્મત, આનંદ છે ને તેવીજ રીતે તેને સંગીતમાં આનંદસૂચક નામથી સ્પષ્ટ ઓળખાય છે. કવિતોને તાલના તોલથી માપીને ગાઈએ તો તાલ પડેજ એમાં શંકા શી?

દોહરા, ચોપાઈ, કુંડળીયા, રોળાવૃત, ઉધોર, ચરણાકુળ, મહીદીપ, હરિગીત, ગીતિ એ વગેરે માત્રાના પ્રબંધથી વ્યવસ્થિત છે તેમજ દોધક, ઇંદ્રવજ્રા, ઉપેન્દ્રવજ્રા, ઉપજાતિ, લલિત, તોટક, દ્રુતવિલંબિત, વસંતતિલકા, માલિની, શિખરિણી એ વગેરે અક્ષરગણથી બંધાએલા છે. આઠ ગણના સ્વરૂપ વિચારતાં ત્યાં પણ માત્રાનો તોલ તો સાચવવાનો જરૂરનો છે. મગણ છ માત્રાનો છે ય, ર, તગણ એ પાંચ પાંચ માત્રાના અને ભ, જ, સગણ એ ચાર ચાર માત્રાના અને નગણ માત્ર ત્રણ માત્રાનો ગણ છે. ઉપર બતાવેલા છંદો તથા તેના જેવા બીજા પોત પોતાના લક્ષણથી નિયમસર દરેક ચરણે જોવામાં આવે છે તેથી તેનાં ખંડો સરખા તેમજ સેહેલાઈથી ગોઠવી શકાશે કારણ તેમાંનું દરેક ચરણ અમુક બંધારણનું હોઇને તેનાં બીજાં ચરણોની સાથે નિસબત ધરાવે છે તેથી આવી કવિતાઓનાં માત્ર ચાર ચરણોના તાલ તથા ગાનપ્રકાર શીખવીએ તો બની શકે છે. તોપણ પદ, ગીત, ગરબા, વગેરે કાવ્ય બંધારણમાં આપણે વધારે સમજવાનું હોય છે. ત્યાં માત્રામેળ કે વર્ણ–મેળ નથી પરંતુ માત્ર તાલથી સમાન ખંડ બનેલા જોવામાં આવે છે. આવાં પદ દયારામ, નરસિંહ મેહેતા, પ્રેમાનંદ, ગિરધરના કાવ્યોમાં મળી આવે છે. તેમાં આપણે આખી લીટીનો વિચાર તાલના તોલ ( Total value of syllabic weight ) થી કરવાનો રહે છે, ને તેને લીધે

કોઈ જગોએ હ્રસ્વનો દીર્ઘ ઉચ્ચાર, દીર્ઘનો હ્રસ્વ ઉચ્ચાર અથવા કોઈ જગોએ રે, લોલ, વગેરે વધારાના અક્ષરો ઉમેરી ગાનનો તાલ પૂરો કરવો પડે છે. અગર જો તેમ નહિ કરીએ તો કાવ્યઉચ્ચારણનો પ્રવાહ સરળ વહેતો નથી, પરંતુ તુટી જતો દેખાય છે. આવી કવિતાઓને ચોકખા ગીતક્રમમાં ગોઠવી તાલ તથા ઉચ્ચારણશૈલી ખાસ બતાવવાની ઘણી જરૂર જણાશે. આ જાતની કવિતાના નમુના બાળપોથીમાં પણ છે તેથી તેના તાલ તથા ઉચ્ચારણશૈલી હ્રસ્વ દીર્ઘ પ્લુત વગેરે ચિહ્નોથી બતાવવામાં આવે છે.

દરેક ઉભી લીટી કવિતાના ચરણના ખંડનું માપ આવર્તનથી બતાવે છે ને તે દરેક ખડે પહેલી માત્રા ઉપર તાલ આવે છે ને તે પ્રમાણે ગોઠવી નીચે બતાવવામાં આવે છે.

કોઈ કોઈ સ્થળે ગુરુ વા પ્લુત ઉચ્ચારણ બીજા ખંડમાં ઉપયુક્ત હોય છે તે જગોએ તેનું અનુસધાનસૂચક ચિહ્ન—આ પ્રમાણે બતાવેલ છે. " વાદળી | —, | , કહે | વા | —ય | ; ન્હા | —ય.

તેમજ ગીતકાવ્યમાં " ટેક " બોલવાની હોય છે. તે ગીતક્રમનુ એક આવર્તન બતાવી આપે છે તેથી તે ટેકને ઉભી બે લીટીથી ઓળખાવેલ છે. કોઈ કોઈ સ્થાને ટેકથી તાલમાં આવર્તન પણ નક્કી થઇ જાય છે. તેથી ટેકની જરૂરીઆત ગીતકાવ્યમાં ઘણી છે તે ધ્યાનમાં રુચશે. ઉદાહરણ " ચાંદા " વિષેની કવિતા જોશો.

---

કાવ્યમાહેના દરેક વર્ણોચ્ચારનું માપ જે યોગ્ય રીતે પિંગળમા બનાવ્યુ છે તેનો સમતોલ નિભાવી, તાલની સફળના સાચવી અને પ્લુત, ઉચ્ચાર તેમજ વિરામચિહ્નનો પણ યોગ્ય સમય દર્શાવી અહીં દરેક બાળપોથીમાંહેની રચના ગોઠવી છે તેથી મહેતાજીઓને તેમજ સ્કૉલરોને ઘણી સારી મદદ મળશે તથા કામ પણ સહેલું થઈ જશે ગાવાનો સ્થ્ય આધાર તાલ અને અવાજ ઉપર છે. અહીં તાલના ચોકસ જ્ઞાન વિષે માહેતી આપી છે તેથી લગભગ અર્ધું કામ સાફ દર્શાવી શકાશે. હવે માત્ર ગાતી વખત જે અવાજ નીચો ઉંચો થાય છે તે વિષેની સમજ બાકી રહેશે.

---

# ભૂગોળશિક્ષણ.

## પાઠ ૧

( ચાલુ પુ'૪૭ પૃ. ૧૭૫-થી )

૧. પૃથ્વીનો આકાર કેવો છે ?

૨. જ્યાં જ્યાં જમીન આવી હોય તેવા ભાગ બતાવો.

૩. જ્યાં જ્યા પાણી આવ્યુ હોય તેવા ભાગો બતાવો.

૪. કયા ભાગ મોટા છે, પાણીના ને જમીનના ?

૫. ગોળાને એક ચક્કર ફેરવો; એ શેના પર ફરે છે ?

૬. ગોળાનું છેક ઉત્તર બિંદુ બતાવો, એને શું કહે છે ?

૭. ગોળાનું છેક દક્ષિણ બિંદુ બતાવો; એને શું કહે છે ?

૮. એ બે ધ્રુવની વચ્ચે સરખે અતરે ગોળાને ફરતી જે કાળી લીટી આવેલી છે તે બતાવો; એને શુ કહે છે ?

૯. વિષુવવૃત્તની ઉત્તરે જમીન વધારે આવેલી છે કે દક્ષિણે ?

૧૦. પાણી કયા વધારે આવેલુ છે ? વિષુવવૃત્તની ઉત્તરે કે દક્ષિણે ?

## પાઠ ૨

૧. પૃથ્વી પર જમીનના કયા કયા મોટા ભાગો ( ખંડો ) આવેલા છે ? બતાવો.

૨. જે ખડંમા આપણે રહીએ છીએ તે બતાવો તેનું નામ શુ ?

૩. આફ્રિકા બતાવો, યૂરોપ; ઑસ્ટ્રેલિઆ; અમેરિકા, ઉત્તર અને દક્ષિણ.

૪. પૃથ્વી ઉપર પાણીના કયા કયા મોટા ભાગો ( મહાસાગરો ) આવેલા છે ? બતાવો.

૫. એશિઆ ખંડની ઉત્તરે કયો મહાસાગર આવેલો છે ? પૂર્વે ? દક્ષિણે ?

૬. ઉત્તર ધ્રુવની આસપાસ ફરતો કયો મહાસાગર આવ્યો છે ? દક્ષિણ ધ્રુવની આસપાસ ?

૭. વિષુવવૃત્તની ઉત્તરમા કયા કયા ખડો આવેલા છે ? દક્ષિણમાં ? બતાવો.

૮. કયા કયા ખડોને ચીરીને વિષુવવૃત્ત જાય છે ?

પાઠ ૭

૧. આફ્રિકાનો કિનારો કેવો છે? એશિઆ ખંડના કિનારા જેવોજ કે કાંઈ જુદી રીતનો? અમેરિકાનો? ઑસ્ટ્રેલિઆનો? યૂરોપનો?

૨. વિસ્તાર (કદ) ના પ્રમાણમાં કયા ખંડનો કિનારો સૌથી વધારે ખાંચાખુંચી વાળો છે? કયો સૌથી ઓછો? એમ કહેવાનું કારણ કાંઈ તમને જણાય છે?

૩. એશિઆના કિનારા પર કયાં કયાં સમુદ્ર, ઉપસાગર તથા અખાત આવેલાં છે? બતાવો. યૂરોપના કિનારા પર? આફ્રિકાને કિનારે? ઑસ્ટ્રેલિઆને? અમેરિકાના કિનારા પર?

૪. **અહીંથી***(બહેરિંગની સામુદ્રધુનીથી) **અહીં*****સુધી** (જીબ્રાલ્ટરની સામુદ્રધુની સુધી)માં કિનારે કિનારે કયા કયા સમુદ્ર, ઉપસાગર, તથા અખાત આવેલાં છે?

૫. **અહીંથી*** (બહેરિંગની સામુદ્રધુનીથી) નીકળી એશિઆ, યૂરોપ અને અમેરિકાને ઉત્તર કિનારે થઈ પાછા **અહીંજ***(બહેરિંગ સામુદ્રધુની આગળ) આવીએં+ તો વચમાં કયા કયા સમુદ્ર, અખાત, અને ઉપસાગર આવે? બતાવો.

* ગોળા પર બતાવીને. +.જો એ રસ્તે જવાતું હોય તો.

પાઠ ૮

૧. એશિઆ ખંડના ઉત્તર કિનારા પર કયા કયા દ્વીપકલ્પ આવેલા છે? પૂર્વ કિનારા પર? દક્ષિણ કિનારા પર? બતાવો.

૨. યૂરોપ ખંડના દક્ષિણ કિનારા પર? પશ્ચિમ? ઉત્તર?

૩. અમેરિકાને પૂર્વ કિનારે? પશ્ચિમ કિનારે?

૪. **અહીંથી***(બહેરિંગની સામુદ્રધુની સુધી)માં કયા કયા દ્વીપકલ્પ આવેલા છે? કયાં કયાં મોટા ભૂશિર આવેલાં છે? બતાવો.

૫. એશિઆ યૂરોપને ઉત્તર કિનારે જેજે મોટાં ભૂશિર હોય તે બતાવો. યૂરોપને પશ્ચિમ કિનારે? આફ્રિકાને કિનારે? અમેરિકાને કિનારે ફરતાં? ઑસ્ટ્રેલિઆને કિનારે ફરતાં?

પાઠ ૯

૧. અમેરિકા ખંડમાં પર્વતો ઘણાખરા કેમ આવેલા છે? ઉત્તર દક્ષિણ કે પૂર્વ પશ્ચિમ? ઉભા કે આડા?

૨. એ પર્વતોની હાર કયાંથી શરૂ થાય છે? અને કયાં થઈને કયાં સુધી જાય છે? બતાવો.

૩. એ પર્વતની હાર કયા કાંઠા-તરફ વધારે આવેલી છે?

૪. આફ્રિકામાં પર્વતો ઘણાખરા કઈ દિશામાં આવેલા છે? પૂર્વ-પશ્ચિમ કે ઉત્તરદક્ષિણ?

૫. એ પર્વતોની હાર કયાંથી શરૂ થાય છે? અને કયાં થઈ કયાં સુધી જાય છે? બતાવો.

૬. એ પર્વતની હાર કયા કાંઠા તરફ વધારે આવેલી છે? પૂર્વ કે પશ્ચિમ?

૭. ઑસ્ટ્રેલિઆમાં પર્વતો ઘણાખરા કઈ દિશામાં આવેલા છે?

૮. એ પર્વતો કયાંથી શરૂ થાય છે? અને કયાં થઈ કયાં સુધી જાય છે? બતાવો.

૯. એ પર્વતો કયા કાંઠા પાસે આવેલા છે? પૂર્વ કે પશ્ચિમ?

૧૦. એશિઆ ખંડમાં પર્વતો ઘણાખરા ઉભા આવેલા છે કે આડા? ઉત્તરદક્ષિણ કે પૂર્વપશ્ચિમ? પર્વતોની હાર કયાંથી શરૂ થાય છે? અને કયાં કયાં થઈને કયાં સુધી જાય છે? બતાવો.

૧૧. જુઓ, એશિઆમાં પર્વતોનો મોટો જથ્થો કયાં આવેલો છે?

૧૨. યુરોપ ખંડમાં પર્વતો ઘણાખરા કઈ દિશામાં આવેલા છે? એશિઆના પર્વતો માફકજ આવેલા છે કે જુદી રીતે?

૧૩. એ પર્વતો કયાંથી શરૂ થાય છે? અને કયાં કયાં થઈને જાય છે?

૧૪. એ પર્વતોની હાર કયાં પૂરી થાય છે?

## પાઠ ૧૦.

૧. છોકરાંઓ, તમે જોયું કે દરેક ખંડને ચીરીને એકેક મોટી પર્વતની હાર સલગ જાય છે ત્યારે એ પ્રમાણે દરેક ખંડના કેટલા મુખ્ય ભાગ પડે છે? તપાસો. કયા કયા? બતાવો.

૨. એ ભાગોનો ઢાળ કઈ દિશામાં છે?

૩. એશિઆ ખંડના ઢોળાવો બતાવો. એ કઈ કઈ દિશા તરફના છે? એમાં કયો ઢોળાવ મોટો છે?

૪. યૂરોપ ખંડના ઢોળાવો કયા કયા છે? એ કઈ કઈ દિશામાં જાય છે? કયો મોટો છે?

૫. આફ્રિકાના? અમેરિકાના? ઑસ્ટ્રેલિઆના?

૬. સારે એ પ્રમાણે પૃથ્વીની સપાટીના બધા મળીને કેટલા વિભાગો પડેલા છે? પૃથ્વીની સપાટી કયા કયા અને કેટલા ઢોળાવોની બનેલી છે?

૭. એ ઢોળાવોની ઉપલી કોર મળે છે ત્યાં શું હોય છે? નીચલી કોર મળે છે ત્યાં?

પાઠ ૧૧.

૧ એશિઆના ઢોળાવો તપાસો. તે કઈ દિશા તરફનો છે? સારે એ ખંડની નદીઓ કઈ દિશા તરફ વહેતી હોવી જોઈએ?

૨. નદી શી રીતે બને છે? નદીનું પાણી બધું ક્યાંથી આવે છે? તમે જાણો છો? કહો.

૩. નદી મોટી નાની હોવાનું કારણ શું? વિચાર કરો. (જે નદીનું પાત્ર મોટું તે નદી મોટી અને જેનું પાત્ર નાનું તે નાની હોય છે.)

૪. સારે દરેક ઢોળાવ શાનો બનેલો છે?

૫ એશિઆ ખંડના ઉત્તર ઢોળાવ પર થઈને કઈ કઈ નદી વહે છે? દક્ષિણ ઢોળાવ પર થઈને? તે ક્યાંથી નીકળી ક્યાં જાય છે?

૬. યૂરોપના ઉત્તર ઢોળાવ પર થઈને? દક્ષિણ ઢોળાવ પર થઈને? તે ક્યાંથી નીકળી ક્યાં જાય છે?

૭. અમેરિકાના પૂર્વ ઢોળાવ પર થઈને? પશ્ચિમ? ઑસ્ટ્રેલિઆના?

૮. આફ્રિકામાં કેઈ કઈ મોટી નદીઓ આવેલી છે? બતાવો. તે ક્યાંથી નીકળી ક્યાં જાય છે?

૯. ઉત્તર મહાસાગરમાં કઈ કઈ નદીઓ પડે છે? આટલાંટિકમાં? પાસિફિકમાં? હિંદી મહાસાગરમાં? બંગાળાના ઉપસાગરમાં? અરબી સમુદ્રમાં? ભૂમધ્યસમુદ્રમાં? કાળા સમુદ્રમા? કાસ્પિઅન સમુદ્રમાં? બાલ્ટિક સમુદ્રમાં? ચિનાઈ સમુદ્રમાં? પીળા-સમુદ્રમાં? મેક્સિકોના અખાતમાં? હડસન અખાતમાં? વગેરે.

કે૦ સુ૦ વકીલ.

### પ્રાવેશિક પરીક્ષા.

ગદ્યમાં નવી સાતમી ચોપડીના પહેલાં ૧૦૦ પાનાં; પદ્યમાં તેજ પુસ્તકમાંથી પહેલી ૫૦૦ લીટી; પહેલી ૨૦૦ લીટીના મુખપાઠ સાથે.

---

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

( ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૨૪-૬-૦૮ ના હુકમ ન ૨૫૦૮ ઉપરથી ),

### હાઇ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની સરકારી સ્કૉલરશિપો.

### ઉત્તર ભાગ.

૧. આથી ખબર આપવામાં આવે છે કે તા ૧૭ મી જાન્યુઆરી ૧૦૯૭ ના મુંબઈ સરકારી ગેઝીટ ભાગ ૧ ને ૯૬-૯૮ પૃષ્ઠે પ્રસિદ્ધ થએલા નિયમો મુજબ ઉત્તર ભાગના દરેક જીલ્લામાં ત્રણ ત્રણ સરકારી સ્કૉલરશિપો આપવા સારૂ સોમવાર તા. ૧૪ મી સપ્ટેંબર સને ૧૯૦૮ ને રોજ તથા તે પછીના દિવસોએ નીચે લખેલાં મધ્યસ્થળોએ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામા આવશે:—

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ ( ખેડાજિલ્લો ) | ગોધરા ( પંચમહાલ ). |
| ભરૂચ. | થાણા. |

૨. ત્રણમાંની એક સ્કૉલરશિપ માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકેશે; જે લોકો ઇંગ્રેજી કેળવણીમાં પાછળ છે, જેવાકે, બેની-ઇઝરાયલ, કણબી, અને કણબી કરતા જે લોકો વધારે પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે એક સ્કૉલરશિપ રાખવામાં આવશે; અને એક સ્કૉલરશિપ મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. થાણા જિલ્લામાં નીચે જણાવેલી બે સ્કૉલરશિપો ખાલી પડયાનું જાહેર કરવામાં આવ્યુ છે; જે છેલા ઉમેદવારને પૂરેપૂરી સ્કૉલરશિપ આપવામાં આવશે, તેવા ઉમેદવારની પછી તરતજ જે ઉમેદવારોનો નંબર આવશે, તેમને આ સ્કૉલરશિપો આપવામાં આવશે.

## જાહેર ખબર.

### હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની કાઝી શહાબુદ્દીન સ્કૉલરશિપો.

આથી ખબર આપવામાં આવે છે, કે કાઝી શહાબુદ્દીન ઍન્ડાવ્મેન્ટ ફંડમાંથી અમદાવાદ અને ખેડા જિલ્લાની કોઈ પણ જાહેર સ્કૂલના મુસલમાન ઉમેદવારોને હાઇ અને સ્પેશ્યલ સ્કૂલોમાં પાંચ પાંચ રૂપિઆની બે સ્કૉલરશિપો આપવા સારૂ તા. ૧૪ મી સપ્ટેંબર સને ૧૯૦૮ ને રોજ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશે. અમદાવાદ જિલ્લાના ઉમેદવારોની અમદાવાદ હાઇસ્કૂલના મકાનમાં અને ખેડા જિલ્લાના ઉમેદવારોની નડીઆદ હાઇસ્કૂલના મકાનમાં પરીક્ષા લેવાશે. તા. ૨૬ મી મે સને ૧૯૦૪ ના મુંબઇ સરકારી ગેઝીટ ભાગ ૧ લાને ૬૩૬–૬૪૦ પૃષ્ઠે પ્રસિદ્ધ થએલા નિયમોમાં જણાવેલી શરતો મુજબ આ પરીક્ષા લેવાશે.

૨. પરીક્ષામાં દાખલ થવાની અરજીઓ તથા ફી અમદાવાદ અને નડીઆદ મધ્ય સ્થળોની પરીક્ષકકમિટીના પ્રમુખ આવતી તા. ૧૫ મી ઑગસ્ટ સુધીમા લેશે.

અમદાવાદ,
તા. ૧૨–૬–૦૮.

F. B. Pendarves Lory.
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

---

## જાહેર ખબર.

### અમદાવાદ કણબી ઈન્ક્રિટિસાઇડ ફંડમાંથી આપવાની સ્કૉલરશિપની પરીક્ષા.

આથી ખબર આપવામાં આવે છે, કે અમદાવાદ કણબી ઇન્ફન્ટિસાઇડ ફંડમાંથી અમદાવાદ જિલ્લાના કડવા અને લેવા કણબીની નાતના છોકરાઓને હાઇ અને સ્પેશ્યલ સ્કૂલોમાં ત્રણ ત્રણ રૂપિઆની ૭ સ્કૉલરશિપો આપવા સારૂ બુધવાર તા. ૧૬ મી સપ્ટેંબર ૧૯૦૮ ને રોજ અમદાવાદ હાઇસ્કૂલના મકાનમાં હરીફાઈની પરીક્ષા લેવામાં આવશે. તા. ૫ મી મે ૧૯૦૪ ના મુબઇ સરકારી ગેઝીટ ભાગ ૧ લાને ૫૧૨—૫૧૪ પૃષ્ઠે પ્રસિદ્ધ થએલા નિયમોના 'કલૉઝ ૪'માં આપેલા નિયમ અને શરતો મુજબ આ પરીક્ષા લેવાશે.

અમદાવાદ,
તા. ૧૨–૬–૦૮.

F. B Pendarves Lory.
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

## પુસ્તકોની પહોંચ.

મે. વડોદરા સ્ટેટ વિદ્યાધિકારી સાહેબ તરફથી મળેલાં નીચેનાં આઠ પુસ્તકોની પહોંચ અમે ઉપકાર સાથે સ્વીકારીએ છીએ.

૧ મરાઠી ખેળાંચે પુસ્તક.
૨ શ્રી થોરલે સયાજીરાવ મહારાજ યાંચે ચરિત્ર ભાગ ૧
૩ ,, ,, ,, ભાગ ૨
૪ ઇલીઝાબેથ રાણીનો સમય.
૫ પ્રાચીન પુરાણોની બોધદાયક વાર્તાસંગ્રહ.
૬ આઈ બાપ વ મુલાંચે પરસ્પર ધર્મ.
૭ પ્રોટેસ્ટંટ પરિવર્તન.
૮ વ્હેમખંડન

## જાહેર ખબર.

મુંબઈની ગવર્મેન્ટ સેન્ટ્રલ બુક ડીપો કાઢી નાંખવાથી, સરકારના હુકમથી, કેળવણીખાતાના મરાઠી, ગુજરાતી, કાનરીઝ અને ઉર્દુ નકશાઓ વેચવાનું તથા છાપવાનું કામ મિ. નરહર નારાયણ દાતારને (નં. ૯૮. બુધવાર પેઠ-પુના-શહેર) સોંપવામાં આવ્યું છે, તેથી ખાતાના તે નકશાઓ જેઓને જોઈતા હોય તેઓએ હવે પછી તેમને લખી જણાવવું.

અમદાવાદ સહી. K. P. Trivedi,
તા. ૨૧-૫-૦૮. Ag. Educational Inspector.
N. D.

## જાહેર ખબર.

### કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા.

૧. આથી ખબર આપવામાં આવે છે, કે કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજની ચાલુ સાલની પ્રવેશક પરીક્ષા તા. ૭ માહે સપ્ટેમ્બર સન ૧૯૦૮ સોમવારે સવારના અગિઆર વાગે, અને તે પછીના દિવસોએ રાજકોટ મેલ ટ્રેનિંગ કૉલેજના મકાનમાં લેવામાં આવશે. આ પરીક્ષા સાતમા ધોરણમાં થશે, માટે જેમણે સાતમા ધોરણનો અભ્યાસ કર્યો હોય, તેવા વિદ્યાર્થીઓએ હાજર થવું.

૨. સન ૧૮૮૦ ના સપ્ટેમ્બર માસના શાળાપત્રમાં નમુનો છપાયો છે, તે મુજબ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપતાં જણાવવું કે ઉમેદવારની

ઉમ્મર ૧૭ વર્ષથી વધારે, અને ૨૦ વર્ષથી ઓછી છે. તેમ કાંઇ ખોડ-ખાંપણ નથી, ને ચાલચલગત સારી છે. ચાલચલગતની બાબતમાં ખાસ તપાસ કરી પોતાની ખાત્રી કરીનેજ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપવું.

૩. સર્ટિફિકેટમાં ઉમ્મરનાં વર્ષ, માસ અને દિવસ લખવાની સાથે અગ્રેજી અને ગૂજરાતી જન્મતિથિ લખવા ચૂકવું નહિ.

૪. સત્તર વર્ષ કરતાં નાની ઉમ્મરના ઉમેદવારોને પરીક્ષા આપવા સારૂ મઝૂરી મેળવવાની જરૂર નથી. તે પાસ થશે તોપણ તેને કૉલેજ-માં દાખલ કરવામાં નહિ આવે.

૫. બાવીશ વર્ષ કરતાં મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓએ પરીક્ષા આ-પવા માટે, તેમ પાસ થયા પછી કૉલેજમાં દાખલ થવા સારૂ, કાઠિયાવાડ એજન્સિના મહેરબાન એજ્યુકેશનલ ઓફિસર સાહેબ બહાદુરની ખાસ પરવાનગી મેળવવી પડશે. તેઓ પાસ થશે તોપણ તેમને કૉલેજમાં દા-ખલ કરવામાં આવશે નહિ.

૬. જે ઉમેદવારે પરીક્ષા પહેલા બાર માસમાં એક કરતાં વધારે મહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય, તેમણે તે સઘળાનાં સર્ટિફિકેટ લાવ-વાં. ચાલચલગતની બાબતમાં તો પરીક્ષા પહેલાં એક માસ અગાઉનું સર્ટિફિકેટ ખાત્રી લાયક ગણાશે.

૭. પરીક્ષા થઇ રહ્યા બાદ લાયક જણાયેલા ઉમેદવારોને શરીર સમ્બન્ધી તપાસ માટે મહેરબાન દાક્તર સાહેબ પાસે મોકલવામાં આવશે, માટે તેઓને આહી વધારે વખત રોકાવું પડશે.

૮. દર વર્ષે પ્રવેશક પરીક્ષાની જાહેર ખબર બનતાં સુધી આગાપ-ત્રમાં પ્રગટ કરવામાં આવશે, પણ પરીક્ષાની તારીખ ઉતાવળે જાણવાની જેની આતુરતા હશે, તેને રાજકોટમાં- રહેતા તેના લાગતા વળગતા તરફથી અગર સ્કૉલરો તરફથી તે મળી શકશે; કારણ કે તારીખ મુકરર થયેથી તુર્ત કૉલેજના નોટિસ બૉર્ડ ઉપર તે જાહેર કરવાનો રિવાજ છે.

રાજકોટ મેલ ટ્રેનિંગ કૉલેજ }
તા. ૬ માહે જુલાઈ સન.૧૯૦૮. } B. H. BUCH,

પ્રિન્સિપલ, કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ
કૉલેજ, રાજકોટ.

# કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરીઓ માટે મંજુર કરેલા શાળોપયોગી ગુજરાતી ગ્રંથો.

| અસલ કીમત રૂ. આ | ફક્ત થોડા વખત માટે | ઘટાડેલી કીમત રૂ. આ. |
|---|---|---|
| ૫—૫ | કવિ નર્મદાશંકરની કસાયલી કલમે લખાયેલો છેલ્લો ગ્રંથ "ગુજરાત સર્વ સંગ્રહ" જેમાં ગુજરાતનો જાણવા લાયક ઇતિહાસ, પુરાતન ઇતિહાસ, યાત્રાના સ્થળોનું વર્ણન, વસ્તી આદિ અનેક જાણવાજોગ બાબતોનો સંગ્રહ છે... | ૨—૦ |
| ૩—૦ | ઈંગ્લાંડનો ઇતિહાસ—રા સા જમીઅતરામ શાસ્ત્રીકૃત... | ૧—૮ |
| ૦—૭॥ | હિંદના લોકનો ટુંકો ઇતિહાસ—રા સા મહીપતરામ રૂપરામકૃત ... | ૦—૪ |
| ૦—૫ | યુરોપનો ઇતિહાસ—રા સા મહીપતરામકૃત ... | ૦—૩ |
| ૦—૫ | કોલંબસનો વૃત્તાંત—પ્રાણલાલ મથુરદાસ કૃત | ૦—૪ |
| ૦—૩ | જગતના ઇતિહાસની રૂપરેખા—રા સા મહીપતરામ કૃત ... | ૦—૧ |
| ૦—૫ | ચરિત્ર નીરૂપણ—અમ્બર્સ એકઝેમ્પ્લરી બાયોગ્રાફીનું ભા૦ મુ૦ નાનાભાઇ હરિદાસ કૃત ભાષાંતર, એમાં ૭૦ ચરિત્રો છે. | ૦—૩ |
| ૧-૧૨ | યુક્લીડ સ્કંધ ૧,૨,૩ ખા બા જમશેદજી અરદેસર દલાલ કૃત | ૦-૧૨ |
| ૧—૪ | રેખા યથાદર્શન—રા બલવંતરાય એમ મહેતા કૃત .. | ૦-૧૦ |
| ૦—૬॥ | કર્તવ્ય ભૂમિતિ—પ્રેક્ટિકલ જીયોમેટ્રીનું ભાષાંતર ડ્રોઇંગ સ્કુલ માટે... | ૦—૫ |
| ૦—૨॥ | આદિ કારણ ભૂમિતિ જીયોમેટ્રિકલ ફીગર્સનું ભાષાંતર આર્ટ સ્કુલ માટે ડ્રોઇંગનું પુસ્તક ... | ૦—૨ |
| ૧—૪ | ધાતુ સંગ્રહ—રે ટેલર અને વ્રજલાલ કાળીદાસ શાસ્ત્રી કૃત સંસ્કૃત ધાતુઓ તેના ગુજરાતી અર્થ સાથ બહુ ઉપયોગી. | ૦-૧૦ |
| ૦—૫॥ | મીઠી મીઠીવાસો—રા સા ગણપતરામ અનુપરામત્રવાડીકૃત. | ૦—૪ |

ઉપલાં ૧૩ પુસ્તકોનો આખો સટ લેનારને પહોંચડામણી ખર્ચ પડશે નહિ, પણ માત્ર રૂ. ૭—૦—૦ માં મળશે. રૂ ૧૦ થી ૨૫) સામટાં લેનારને સેંકડે ૧૦ ટકા લેખ અને પચીસ ઉપરાંતના ખરીદનારને સેંકડે ૨૦ ટકા વટાવ આપવામાં આવશે. **નીચેના સ્થળે મળશે** ૧ **ધી ગુજરાતી પ્રિંટિંગ પ્રેસ, કોટ મુંબઈ. ૨ એન. એમ. ત્રિપાઠીની કાં૦ પ્રિન્સેસરોડ,** કાલકાદેવી, મુંબઈ. ૩ શા. કરસનદાસ નારણદાસ, બુકસેલર—નાણાવટ સુરત. ૪ **હરિશ્ચન્દ્રની કાં૦** જીતેકરવાડી, ઠાકોરદ્વાર, મું. નં. ૨

---

## દીલ્લીવાળા લાલા બીશનદયાળ ધરમદાસનો



# શુદ્ધ સાચ્ચાં મોતીનો સુરમો.

આંખની બળતર, ફળતર, મગજની ગરમી, તજળો, ખીલ, ઝાંખ, છારી, છાયા, ફુલું, પડળ, આંખમાંથી પાણીનું ઝરવું, ચીપડા, પરવાળાં વીગેરેને મટાડે છે. આ સુરમો વિદ્યાર્થીઓને તથા નબળી આંખવાળાને ઘણોજ ઉપયોગી તથા આશીર્વાદ રૂપ છે.

કીમત નં. ૧—૩ નો કાળો સુરમો તો. ા ની શીશીનો રૂ. ાા
તો. ાા ની શીશીનો રૂ. ૧
નં. ૨ નો કાળો સુરમો તો. ા ની શીશીનો રૂ. ાા
તો. ાા ની શીશીનો રૂ. ાા
નં. ૪ નો પીળો સુરમો તો. ા ની શીશીનો રૂ. ાા
તો. ાા ની શીશીનો રૂ. ૧
નં. ૫ નો ધોળો સુરમો તો. ા ની શીશીનો રૂ. ાા
નં. ૬ નો લાલ સુરમો શીશી ૧ નો રૂ. ાા

☞ **આંજવાની સળી શીશી સાથે મળશે.**

બનાવનાર તથા વેચનાર
**લાલા બીશનદયાળ ધરમદાસ અત્તરવાળા.**
નં. ૩૫૫૩ અમદાવાદ

# સુચના.

આ પત્રસંબંધી સર્વે લખાણુ એડિટર તરફ મોકલવું. નૉટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસંદ પડેલું લખાણ પાછુ મોકલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મગાવી લેવું

**શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલશે તો તે પણ યોગ્ય અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત અગાઉથીજ વરસ એકનો રૂ. ૧–૦–૦ રાખી છે, પોસ્ટેજ માફ છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના; પદરનો ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલ ખર્ચ સાથે રૂ. ૦–૧૨–૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ સુધી આપવામાં આવશે. ચર્ચાપત્રનો એમા સમાસ થશે નહિ.

**☞ જાહેર ખબરોના ભાવમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો છે, તે તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ:—**

**જાહેર ખબરો છાપવાના ભાવ.**

| રૂ. | લીટી. |
|---|---|
| ૧... ... ... ... | ... ૨ |

દસથી વધારે લીટીઓ માટે રૂ. ૧)– ની લીટીઓ ત્રણ પ્રમાણે.

બાર માસ લગી લાગલાગટ ઠશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર માસ લગી દર માસે ½ ગણો ચાર્જ પડશે. છ માસ માટે પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી દરેક માસે ⅔ ચાર્જ લેવાશે.

**શાળાપત્રની સાથે કોઈ પણ હૅંડબિલ વહેંચવામાં આવશે નહિ.**

आनंदनो मुद्रको पांची वरपत्नो भेट.
REGISTERED NO. B. 48.
અંક ૯ મો. પુસ્તક ૪૭ મું.

# The Gujarat School Paper

# ગુજરાત શાળાપત્ર.

સપ્ટેમ્બર ૧૯૦૮.

## અનુક્રમણિકા.



( કેળવણીખાતાના હુકમથી. )

અમદાવાદ.
"યુનાઈટેડ" પ્રિન્ટિંગ પ્રેસ.

## સૂચના.

આ પત્રસંબંધી સર્વે લખાણુ એડિટર તરફ મોકલવુ. નૉટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણુ ઉપર ધ્યાન આપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણુ ચોકખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું તે અમુક માસમા છાપવા અથવા નાપસંદ પડેલું લખાણુ પાછુ મો કલવા બંધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવુ

શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલશે તો તે પણ યોગ્ય અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશું.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવુ તે વિના ભૂલ થવાનો સભવ છે પો સ્ટની ટિકેટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, પોસ્ટ સિવાય બીજી ટિકેટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિંમત. અગાઉથીજ વરસ એકનો રૂ ૧-૦-૦ રાખી છે, પોસ્ટેજે માફ છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના, પદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કૉલરોને ટપાલ ખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦.

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવુ. વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ સુધી આપવામાં આવશે ચર્ચાપત્રનો એમા સમાસ થશે નહિ

☞ જાહેર ખબરોના ભાવમાં નીચે પ્રમાણે ફેરફાર કર્યો છે, તે તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ:—

### જાહેર ખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| રૂ. ... લીટી. | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછી |
| ૧... ... ... ... ... ૨ | ના અગીઆર માસ લગી દર માસે |
| દસથી વધારે લીટીઓ માટે રૂ ૧)- | છે ગણો ચાર્જ પડશે ૭ માસ માટે |
| ની લીટીઓ ત્રણ પ્રમાણે | પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી |
| બાર માસ લગી લાગવાગટ હશે | દરેક માસે છે ચાર્જ લેવાશે |

શાળાપત્રની સાથે કોઈ પણ હેંડબિલ વહેંચવામાં આવશે નહિ.

# કેળવણી ખાતાએ, ઇનામ તથા લાઇબ્રેરીઓ માટે મંજુર કરેલા શાળોપયોગી ગુજરાતી ગ્રંથો.

| અસલ કીમત રૂ. આ. | ફક્ત થોડા વખત માટે | ઘટાડેલી કી થી રૂ આ. |
|---|---|---|
| ૫—૫ | કવિ નર્મદાશંકરની કસાયલી કલમે લખાયેલો છેલ્લો ગ્રંથ "ગુજરાત સર્વ સંગ્રહ" જેમાં ગુજરાતનો જાણવા લાયક ઇતિહાસ, પુરાતન ઇતિહાસ, યાત્રાના સ્થળોનું વર્ણન, વસ્તી આદિ અનેક જાણવાજોગ બાબતોનો સંગ્રહ છે... ... ... ... .... | ૨—૦ |
| ૩—૦ | ઇંગ્લાંડનો ઇતિહાસ—રા સા જમીઅતરામ શાસ્ત્રીકૃત... | ૧—૮ |
| ૦—૭॥ | હિંદના લોકનો ટુંકો ઇતિહાસ—રા સા મહીપતરામ રૂપરામકૃત ... ... ... ... ... ... | ૦—૪ |
| ૦—૫ | યુરોપનો ઇતિહાસ—રા સા મહીપતરામકૃત ... | ૦—૩ |
| ૦—૫ | કોલંબસનો વૃત્તાંત—પ્રાણલાલ મથુરદાસ કૃત | ૦—૪ |
| ૦—૩ | જગતના ઇતિહાસની રૂપરેખા—રા. સા. મહીપતરામ કૃત ... ... ... ... ... | ૦—૧ |
| ૦—૫ | ચરિત્ર નીરૂપણ—મ્યમ્બર્સ એકઝેમ્પલરી બાયોગ્રાફીનું ભા૦ મુ૦ નાનાભાઇ હરિદાસ કૃત ભાષાંતર, એમાં ૭૦ ચરિત્રો છે. | ૦—૩ |
| ૧-૧૨ | યુકલીડ સ્કંધ ૧,૨,૩, ખા બા જમશેદજી અરદેસર દલાલ કૃત | ૦—૧૨ |
| ૧—૪ | રેખા યથાદર્શન—રા. બલવંતરાય એમ મહેતા કૃત .. | ૦—૧૦ |
| ૦—૬॥ | કર્તવ્ય ભૂમિતિ—પ્રેકટિકલ જીયોમેટ્રીનું ભાષાંતર ડ્રોઇંગ સ્કુલ માટે... ... ... ... | ૦—૫ |
| ૦—૨॥ | આદિ કારણ ભૂમિતિ—જીયોમેટ્રિકલ ડ્રોઇંગનું ભાષાંતર આર્ટ સ્કુલ માટે ડ્રોઇંગનું પુસ્તક ... | ૦—૨ |
| ૧—૪ | ધાતુ સંગ્રહ—રે ટેલર અને વ્રજલાલ કાલીદાસ શાસ્ત્રી કૃત સંસ્કૃત ધાતુઓ તેના ગુજરાતી અર્થ સાથ બહુ ઉપયોગી. | ૦ ૧૦ |
| ૦—૫॥ | મીઠી મીઠી વાતો—રા.સા ગણપતરામ અનુપરામ ત્રવાડી કૃત | ૦—૪ |

*

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૭ મું. સપ્ટેમ્બર. ૧૯૦૯. અંક ૯.


## વાકયપૃથક્કરણ.

આ વિષય સંબંધી 'શાળાપત્ર' પુ૦ ૪૫ પૃ૦ ૧૦૧ માં સવિસ્તર લખ્યું છે પરંતુ શિષ્યવર્ગની યોગ્યતા પ્રમાણે તેનો ઉપયોગ કેટલાક શિક્ષકો કરી શકતા નથી, તેથી કેટલુંક ફરી લખવાની જરૂર પડી છે.

શબ્દજ્ઞાન કરતાં વસ્તુજ્ઞાન પર વિશેષ લક્ષ આપવું જોઈએ એ બાબત શિક્ષકો ઘણીવાર ભૂલી જાય છે. બાળકની શાબ્દિક સ્મરણશક્તિ વિશેષ તીવ્ર હોય છે એ માનસશાસ્ત્રનો સિદ્ધાન્ત તેમને યાદ હોય એમ લાગતું નથી. કોઈ નવો શબ્દ બાળકને કાને પડે છે તો તે તેઓ પકડી લે છે: વિચારશક્તિ બરોબર કેળવાયલી ન હોવાથી તેનો અર્થ જાણવાની તેઓ દરકાર કરતાં નથી. આ કારણથી બાળકોને વસ્તુજ્ઞાન આપ્યા પછી શબ્દજ્ઞાન આપવું, કદી પહેલું આપવું નહિ. વળી બાળકોને જ્ઞાન આપવામાં તેઓ સમજે એવાજ શબ્દો વાપરવા જોઈએ; તેઓથી સમજાય નહિ એવા અઘરા શબ્દો કદી વાપરવા નહિ. અધિકારને અનુસરી, પાત્રની યોગ્યતા લક્ષમાં રાખીનેજ જ્ઞાન આપવું અને તે માટે તેને ઘટે એવીજ ભાષા વાપરવી.

હવે 'પૃથક્કરણ,' 'ઉદ્દેશ્ય,' 'વિધેય,' 'પૂરક,' 'વર્ધક' વગેરે શબ્દોનો વિચાર કરો. કેટલાક શિક્ષકો પણ એ શબ્દોનો અર્થ પરિપૂર્ણ રીતે વ્યુત્પત્તિસહિત સમજતા નથી તો બાળકો કયાંથી સમજે? પ્રથમ એનો અર્થ સમજાવીએ અને પછી બાળકો માટે કયા શબ્દો વાપરવા તે વિષે વિચાર કરીએ. 'પૃથક્કરણ' એ પૃથક્' અને 'કરણ' એ બે શબ્દોનો બનેલો છે. 'પૃથક્' એટલું જુદું. એ શબ્દની જોડણી પર બરોબર ધ્યાન આપવું. ઘણા શિષ્યો તેમજ શિક્ષકો 'પ્રથક્' લખે છે. 'દૃષ્ટાન્ત,' 'પૃથક્' એ શબ્દોમાં રકાર નથી, ઋકાર છે એ લક્ષમાં રા-

રહી ' એમાં ' ચોપડી ' કર્તા નથી, પરંતુ ઉદ્દેશ્ય છે. ' ચોપડી ' વિષે વાત
કહી છે માટે એ ઉદ્દેશ્ય છે એ પ્રથમા વિભક્તિમાં છે પણ કર્તા નથી. પ્ર
થમા વિભક્તિ અહિં પ્રાતિપદિકાર્થે કે નામાર્થે છે. એ વિષે ' વિભક્તિ ' નું
પ્રકરણ જોવું ( જુઓ ' શાળાપત્ર ' પુ૦ ૪૬ પૃ૦ ૩૩ ), એ વાક્યમાં
કર્તાનો તો અધ્યાહાર છે. ' મારાથી, ' ' તેનાથી, ' કે ' તમારાથી ' એમ
તે કોઈ કર્તા છે ને તેનો અધ્યાહાર છે. આ ઉપરથી સમજાશે કે 'કર્તા'
ને ' ઉદ્દેશ્ય ' પર્યાયશબ્દો નથી, તેમજ ' ક્રિયા ' અને ' વિધેય ' એ
પણ તેવા નથી. આમ અર્થ જુદો હોવાથી શુદ્ધ શબ્દોજ વાપરવા અને
અશુદ્ધનો ત્યાગ કરવો જોઈએ.

વળી ' ઉદ્દેશ્ય ' અને ' વિધેય ' એ શબ્દો વાપરવાનું બીજું કારણ
એ છે કે એ શબ્દો કંઈ કપોલકલ્પિત નથી. સંસ્કૃત વ્યાકરણમાં વપરા-
યલા શબ્દો છે. ' વિધેયાવિમર્શ ' નામનો આલંકારિકો કાવ્યદોષ વર્ણવે છે
તેમાં પણ ' વિધેય ' શબ્દ વપરાયલો છે. ઉદ્દેશ્ય વાપરતા પહેલાં વિધેય
વાપર્યું હોય ત્યાં વિધેયનો વિમર્શ એટલે વિચાર થઈ શકતો નથી, તેનો
અવિમર્શ થાય છે, માટે ' વિધેયાવિમર્શ ' દોષ §કહેવાય છે.

---

§ એ દોષનું પ્રસિદ્ધ ઉદાહરણ નીચે આપ્યું છેઃ—

न्यकारोह्ययमेव मे यदरयस्तत्राप्यसौ तापसः
सोऽप्यत्रैव निहन्ति राक्षसकुलं जीवत्यहो रावणः ।
धिक् धिक् शक्रजितं प्रबोधितवता किं कुम्भकर्णेन वा
स्वर्गग्रामटिकाविलुण्ठनवृथोच्छूनैः किमेभिर्भुजैः ॥

આજ મારો તિરસ્કાર છે કે મારે શત્રુઓ છે, તેમાં પણ વળી
આ તાપસ શત્રુ છે, તે પણ અહિંજ રાક્ષસકુળનો સંપૂર્ણ નાશ કરે છે,
તોપણ અહો ! રાવણ જીવે છે. ઇન્દ્રજિતને ધિક્કાર છે, કુંભકર્ણ ઊંઘમાં-
થી જાગ્રત્ થયો તેથી પણ શું થયું ? સ્વર્ગરૂપી ગામડાનો નાશ કરવામાં
વૃથા વૃદ્ધિ પામેલા આ ભુજોનું પણ શું પ્રયોજન છે ? આ વાક્ય રાવણે
કહ્યું છે એમાં अयमेव मे न्यक्कारः ' આજ મારો તિરસ્કાર છે ' એમ
अयम् ' આ ' ઉદ્દેશ્ય છે તે न्यक्कारः (તિરસ્કાર) ની પછી મૂક્યો છે,
વિધેય न्यक्कारः ને ઉદ્દેશ્ય अयम् ની પૂર્વે મૂકવાથી વિધેયાવિમર્શ દોષ છે.
વળી છેલ્લા પાદમાં वृथोच्छूनैःમાં 'वृथा' એ વિધેય છે અને 'उच्छूनत्व'
એ ઉદ્દેશ્ય છે. હાથનું વધવું વૃથા છે એવો અર્થ છે, ત્યાં પણ ક્રમનો
વિપર્યાસ થવાથી વિધેયાવિમર્શ દોષ છે.

' अनुवाद्यमनुक्त्वैव न विधेयमुदीरयेत् ' ( અનુવાદ્ય–ઉદ્દેશ્ય કહ્યા વિના વિધેય કહેવું નહિ ) એવું વિદ્વાનોનું વચન છે. એ તો સ્પષ્ટજ છે કે જે બાબતને વિષે કંઈ પણ કહેવાનું હોય તે બાબત કહ્યા વિના જે કંઈ કહેવાનું હોય તે કહીએ તો ક્રમનો વિપર્યાસ થાય છે. આ પ્રમાણે ' ઉદ્દેશ્ય ' અને ' વિધેય ' એ શબ્દો આપણા પ્રાચીન ગ્રન્થોમાં છે તેનો ત્યાગ કરી અન્ય શબ્દો વાપરવા અને તે પણ ખોટા એ યોગ્ય નથી.

' પૂરક ' અને ' વર્ધક ' એ શબ્દો ' અક ' પ્રત્યયાન્ત છે, અને ' અક ' પ્રત્યયનો અર્થ ' કરનાર ' હોવાથી ' પૂરક ' એટલે ' પૂરું કરનાર, ' ' પૂરનાર ' અને ' વર્ધક ' એટલે ' વધારનાર ' એવો અર્થ થાય છે, ' નાશક, ' ' તારક, ' ' પાલક, ' ' કારક, ' ' ભાજક, ' ' નાયક, ' ' સ્થાપક ' વગેરે ' અક ' પ્રત્યયાન્ત શબ્દો ગુજરાતી ભાષામાં પ્રચલિત છે.

આ પ્રમાણે બધા શબ્દોના અર્થ અને વ્યુત્પત્તિ સમજીને શિક્ષકોએ શિષ્યને શિખવવા. હવે શિખવવામા અધિકારનો વિચાર કેવી રીતે કરવો તે વિષે કહેવાની જરૂર છે. આરંભમાં એટલે ૩ જા ધોરણમાં જ્યાં વ્યાકરણનો વિષય શરૂ થાય છે ત્યાં એ અઘરા શબ્દો વાપરવાની જરૂર નથી. ' પૃથક્કરણ ' ને બદલે ' ભાગ પાડવા ' વાપરવું. વાકયના ભાગ પડાવતાં એમ શિખવવું કે દરેક વાકયમાં કઈકને વિષે કંઈક કહ્યું હોય છે. આમ હોવાથી દરેક વાકયના બે ભાગ પડાવવા ને તેને મથાળે ' કોને માટે ' ને ' શું કહ્યું ' એવા શબ્દો લખવા; અને ' ઉદ્દેશ્ય ' અને ' વિધેય ' ને ઠેકાણે એ શબ્દો શિખવવા. દાખલા તરીકે ' ગાય ચરે છે ' એ વાકય લઈ એના ભાગ કરાવવા. ' કોને માટે ' કહ્યું છે ? ' ગાયને માટે ' શું કહ્યું છે ? ' ચરે છે ' એમ છોકરાઓ સહેલાઈથી ખાનાં પાડી શબ્દો નીચે પ્રમાણે લખી શકશે.

| ' કોને માટે ' | ' શું કહ્યું ' |
|---|---|
| ગાય | ચરે છે. |
| ઘોડો | ફરે છે. |
| લાલ ઘોડો | ઉતાવળો દોડે છે. |
| છોકરો | ચોપડી લખે છે. |
| મહેનતુ છોકરા | વહેલા ઊઠી કામે વળગે છે. |

આ પ્રમાણે સાદામાં સાદાં વાકયોથી શરૂ કરી ધીમે ધીમે મોટાં

રહી ' એમાં ' ચોપડી ' કર્તા નથી, પરંતુ ઉદ્દેશ્ય છે. ' ચોપડી ' વિષે વાત કહી છે માટે એ ઉદ્દેશ્ય છે એ પ્રથમા વિભક્તિમાં છે પણ કર્તા નથી. પ્રથમા વિભક્તિ અહિં પ્રાતિપદિકાર્થે કે નામાર્થે છે. એ વિષે ' વિભક્તિ ' નું પ્રકરણ જોવું ( જુઓ ' શાળાપત્ર ' પુ૦ ૪૬ પૃ૦ ૩૩ ), એ વાક્યમાં કર્તાનો તો અધ્યાહાર છે. ' મારાથી, ' ' તેનાથી, ' કે ' તમારાથી ' એમે તે કોઈ કર્તા છે ને તેનો અધ્યાહાર છે. આ ઉપરથી સમજાશે કે 'કર્તા' ને ' ઉદ્દેશ્ય ' પર્યાયશબ્દો નથી, તેમજ ' ક્રિયા ' અને ' વિધેય ' એ પણ તેવા નથી. આમ અર્થ જુદો હોવાથી શુદ્ધ શબ્દોજ વાપરવા અને અશુદ્ધનો ત્યાગ કરવો જોઈએ.

વળી ' ઉદ્દેશ્ય ' અને ' વિધેય ' એ શબ્દો વાપરવાનું બીજું કારણ એ છે કે એ શબ્દો કંઈ કપોલકલ્પિત નથી. સંસ્કૃત વ્યાકરણમાં વપરાયલા શબ્દો છે. ' વિધેયાવિમર્શ ' નામનો આલંકારિકો કાવ્યદોષ વર્ણવે છે તેમાં પણ ' વિધેય ' શબ્દ વપરાયલો છે. ઉદ્દેશ્ય વાપરતા પહેલાં વિધેય વાપર્યું હોય ત્યાં વિધેયનો વિમર્શ એટલે વિચાર થઈ શકતો નથી, તેનો અવિમર્શ થાય છે, માટે ' વિધેયાવિમર્શ ' દોષ §કહેવાય છે.

---

§ એ દોષનુ પ્રસિદ્ધ ઉદાહરણ નીચે આપ્યું છે:—

न्यक्कारो ह्ययमेव मे यदरयस्तत्राप्यसौ तापसः
सोऽप्यत्रैव निहन्ति राक्षसकुलं जीवत्यहो रावणः ।
धिक् धिक् शक्रजितं प्रबोधितवता किं कुम्भकर्णेन वा
स्वर्गग्रामटिकाविलुण्ठनवृथोच्छूनैः किमेभिर्भुजैः ॥

આજ મારો તિરસ્કાર છે કે મારે શત્રુઓ છે, તેમાં પણ વળી આ તાપસ શત્રુ છે, તે પણ અહિંજ રાક્ષસકુળનો સંપૂર્ણ નાશ કરે છે, તોપણ અહો ! રાવણ જીવે છે. ઇન્દ્રજિતને ધિક્કાર છે, કુંભકર્ણ ઊંઘમાંથી જાગ્રત્ થયો તેથી પણ શું થયું ? સ્વર્ગરૂપી ગામડાનો નાશ કરવામાં વૃથા વૃદ્ધિ પામેલા આ ભુજોનું પણ શું પ્રયોજન છે ? આ વાક્ય રાવણે કહ્યું છે એમાં अयमेव मे न्यक्कारः ' આજ મારો તિરસ્કાર છે ' એમ अयम् ' આ ' ઉદ્દેશ્ય છે તે न्यक्कारः ( તિરસ્કાર ) ની પછી મૂક્યો છે, વિધેય न्यक्कारः ને ઉદ્દેશ્ય अयम् ની પૂર્વે મૂકવાથી વિધેયાવિમર્શ દોષ છે, વળી છેલ્લા પાદમાં वृथोच्छूनैःમાં 'वृथा' એ વિધેય છે અને 'उच्छूनत्व' એ ઉદ્દેશ્ય છે. હાથનું વધવું વૃથા છે એવો અર્થ છે, ત્યાં પણ ક્રમનો વિપર્યાસ થવાથી વિધેયાવિમર્શ દોષ છે.

એટલે હવે માત્ર ગુથાળીજ બદલવાનાં છે. વસ્તુજ્ઞાન પક્કું થઈ ગયું છે તો પછી શબ્દજ્ઞાન કરાવવામાં હરકત નથી. એ શબ્દોનો ઉચ્ચાર અને જોડણી શિક્ષકે જાતે શીખવાં અને પછી છોકરાંને શિખવવાં. એ શબ્દોનો અર્થ અને વ્યુત્પત્તિ ઉપર આપ્યાં છે. વળી કેમ શિખવવું તેનું પણ દિગ્દર્શન કર્યું છે. ચોથા ધોરણથી તે ઉપલાં ધોરણ સુધી એ વિષય વિષે વિવેચન આગલાં 'શાળાપત્રો' માં કર્યું છે ( જુઓ શાળાપત્ર પુ.૪૫ પૃ.૧૦૧).

**જર્મેનિની શાળામાં દાક્તરી તપાસ**—જર્મેનિમાં શારીરિક વૃદ્ધિ અને કસરત પર કેવું લક્ષ આપવામાં આવે છે તે નીચેની હકીકત પરથી જણાશે, ડૉ. લૅંગર્મેનને ઇ. સ, ૧૯૦૬ માં ગાઇસેન નામના જર્મેનિના ભાગમાં આવેલી શાળાનાં છોકરાંની તપાસ કરવા નીમ્યો હતો. તેના પ્રદેશમાં ૧૦,૦૦૦ છોકરાં આવતાં હતાં તે નીચે પ્રમાણે પોતાની તપાસ કરતો. દરેક છોકરૂં જેની તપાસ થાય તેને કાર્ડ આપવામાં આવતું, એમાંના કેટલાંક ખાનાં ઇન્સ્પેકટરદાક્તરના કહેવાથી શિક્ષક પૂરતા ને કેટલાંક ઇન્સ્પેકટર જાતે ઘેર પૂરતા. છોકરાંનાં નામ, જન્મદિવસ વગેરેનાં ખાનાં ઉપરાંત કાર્ડમાં ઓછામાં ઓછાં ૨૧ ખાનાં હતાં, જેવાં કે—(૧) તપાસની તારીખ; (૨) વર્ગ; ( ૩ ) ઊંચાઈ; (૪) વજન; ( ૫ ) પોષણના સંબંધમાં શરીરની સ્થિતિ; (૬) સ્વચ્છતા; (૭) ચામડી; (૮) છાતીનું માપ; (૯) છાતી; (૧૦) પેટ; (૧૧) બરડો; (૧૨) શરીરના છેડાના અવયવો; (૧૩) મોં; (૧૪) નાક; (૧૫) બોલવું; (૧૬) આંખ, તેની જોવાની શક્તિ; (૧૭) કાન, તેની સાંભળવાની શક્તિ; (૧૮) લાંબા વખતનો રોગ; (૧૯) બળીઆ કઢાવ્યાના ડાઘા; (૨૦) ખાસ દાક્તરની સત્તા નીચે રાખવાની ભલામણ; (૨૧) નિશાળમાં ગેરહાજરી. માર્ચ ૧૯૦૭ સુધીમાં દાક્તરે ૨,૮૦૦ વધારે છોકરાં તપાસ્યાં અને તે બધાં પ્રાથમિક શાળાનાં હતાં. પ્રથમ એક સારા તોળવાના યન્ત્ર વડે દરેક છોકરાનું વજન નક્કી કરવામાં આવતું. પછી ' સેન્ટિમીટર'માં ઊંચાઇની નોંધ લેવામાં આવતી. વજન બધાં પહેરેલાં લુગડાં સાથે આવતું અને ઊંચાઈ માપતી વખતે પહેરેલા જોડા ... અને કાનની ... છૂટી પરીક્ષા કરવામાં આવતી.

ચાઈ માપતી વખતે પહેરેલા જોડા के थाय છે.

વામાં આવતી मैं—नियम—ख नो ह थाय છે.
વામાં ·

સંખ્યા તેને કહેવાતી તે તેની પાસે બોલાવામાં આવતી. એજ રીતે બીજા કાનની તથા બે આંખોની તપાસ થતી. બેમાંથી એકેમાં કંઈ પણ અપૂર્ણતા જોવામાં આવે તો તેની બારીક તપાસ કરવામાં આવતી. પછી છોકરા છોકરીઓને જુદાં કરવામાં આવતાં અને કમ્મર લગણ ઉઘાડાં કરી છાતી વગેરે અવયવો તપાસવામાં આવતા. પોષણસંબંધી હકીકતની નોંધ 'સંતોષકારક' કે 'કંગાલ' એમ બેમાંથી એક રીતે કરવામાં આવતી. બાળક બેદરકાર માલમ પડે કે શરીરમાં જંતુઓ માલમ પડે તો તેની 'અસ્વચ્છ' તરીકે નોંધ થતી. ચામડી પર ફોલ્લા કે સોજો ન હોય તોજ તેની સારી નોંધ થતી. પછી મોં, ગળું અને નાકની બારીક તપાસ કરવામાં આવતી. જો બે કે ત્રણ ઊંચાનીચા કે વાંકા દાંત હોય તોજ તેની નોંધ લેવામાં આવતી. છોકરો તોતડું બોલે કે તેની જીભ અચકાય તો શિક્ષકનું તે તરફ ધ્યાન ખેંચવામાં આવતું. છાતીનું માપ લેવામાં સેન્ટિમીટર દોરી છાતીની આસપાસ ખેંચવામાં આવતી અને બાળક ઊંડો શ્વાસ લઈ લે પછી તે ઢીલી કરવામાં આવતી. એ પ્રમાણે બંને માપ—તંગ દોરી ને ઢીલી દોરી વખતનાં—લેવામાં આવતાં ને તેની નોંધ કરાતી. એજ વખતે વળી છાતીના આકાર, કમાન પેઠે વલણ વગેરેની પરીક્ષા કરાતી, ગરદન પર સોજો કે ગાંઠ છે કે નહિ તેની તપાસ કરવામાં આવતી અને બરડાની કરોડના વાંકની તપાસ કરાતી. પછી હાથની તપાસ થતી ને બાળકોને ચલાવી જોઈ પગમાં કંઈ ખોડ છે કે નહિ તેની પરીક્ષા કરવામાં આવતી. વળી કોઈ હાડકું ભાંગ્યું હોય ને તેની નિશાની હોય તો તે પણ તપાસાતી. ખોપરી અંદરના ભાગમાં બગાડ થયાનો સંશય પડે તો તે પણ તપાસવામાં — ના અને બધા રોગોની નોંધ લેવાતી. જ્ઞાનતન્તુ કે મગજના રોગ. 'પદ' એ સર્વ રોગની તપાસ થતી. એ ૧૮ મા ખાનાગાં નોંધ ' ને 'પદ' ના અ. એમ હોય તો દાક્તરની દવાની ભલામણ કરવામાં ... ધોરણમાં પૃથક્કરણ તથા ૨

દાક્તર લૅગમેનને ગામડે ... ૨

તેની તપાટલું ... હશે તો પછી ચોથા ધોરણમાં 'ઉદ્દેશ' અને 'વિધેય' એ બે શબ્દો શિખવવા અઘરા પડશે નહિ. વાક્યનું 'કોને માટે' ને 'શું કહ્યું' એવા ભાગો પાડતાં શીખી ગયાં ...

સેંકડે ૭ છોકરાંમાં જણાઈ; દાંત સેંકડે ૩૮ છોકરાંના ' ખરાબ ' તરીકે નોંધાયા. જર્મન તપાસનો ઉદ્દેશ હકીકત એકઠી કરવાનો નથી હોતો, પણ શારીરિક અપૂર્ણતા અને રોગ દૂર કરવાનો હોય છે. જેમને માટે ' દાક્તરની તપાસ 'ની ભલામણ કરવામાં આવે છે તેમની તપાસ દાક્તરની દરેક તપાસ વખતે ફરી કરવામાં આવે છે; અને એવાં છોકરાંના માબાપને તેમને ઇસ્પિતાલ મોકલવાની ભલામણ કરવામાં આવે છે. આ પ્રમાણે જર્મનિના તજ્ઞીઓ સમજે છે કે પ્રજાનો અભ્યુદય શારીરિક વૃદ્ધિ પરજ રહેલો છે અને તે વૃદ્ધિ વગર કેળવણી સફળ થઈ શકેજ નહિ.

---

# भाषावतार.

( ચાલુ પુ. ૪૭ પૃષ્ઠ ૨૪૦ થી. )

ઉદાહરણો.

| | | | |
|---|---|---|---|
| अक्षयपात्र=અખેપાત્ર ૧૦ | चौक्ष=ચોખું ૧૩૨ | पक्षी=પંખી ૪૧ | क्षयन=ખેન ૧૦ |
| अंगरक्ष=અંગરખું ૧૩૧ | द्राक्षा=દ્રા (ધ્રા) ખ ૧૫ | | प्रक्षालयति=પક્ખાલયતિ=પખાલે |
| गवाक्ष=ગોખ ૧૧ | निरीक्षते=નિરખઈ=નિરખે | | रक्षायति=રકખઈ=રાખે ઇત્યાદિ. |

૫૧ ગણુ ૫૧—नियम—क्ष નો छ થાય છે.

ઉદાહરણો.

ऋक्ष=રીછ क्षीर=છીર क्षोदनं=છુંદણું (ચાજનું ટોપવું તે. ઇત્યાદિ)

क्षार=ખાર क्षुरी=છરી तक्षण=તાછણું

૫૨ ગણુ ૫૨ મો—नियम—क्ष નો स થાય છે.

ઉદાહરણ.

तरक्षु=તરસ

૫૩ ગણુ ૫૩ મો—नियम—ख નો क થાય છે.

शृंखला=સાંકલ

૫૪ ગણુ ૫૪ મો—नियम—ष्म નો ह થાય છે.

ઉદાહરણ.

मत्सर=નહરો=નહર (નોર) चित्रलेखा=ચિત્રલેહા

सखी=સહી मुख=મુહ=મ્હો लेखक=લહીયો

૫૫ ગણુ ૫૫ મો—नियम—ग नो घ थाय છે.

ઉદાહરણ.

ग्रीवासूत्र=ઘેમાસત્ર-गोधूम=ઘઉં-गृह=ઘર, मृग=મરઘો.

૫૬ ગણુ ૫૬ મો— नियम—घ नो ह थाय છે.

ઉદાહરણ.

वाघ=વાહ—माघ=માહ—मेघ=મેહ.

૫૭ ગણુ ૫૭ મો— नियम—ग नो य थाय છે.

ઉદાહરણ.

सागर=સાયરો—સાયર—मृगांक-મયંક—नगर=નયર ( નેર )

૫૮ ગણુ ૫૮ મો— नियम—ग नो ल थाय છે.

ઉદાહરણ.

छाग=છાલો.

૫૯ ગણુ ૫૯ મો— नियम—घ नो ग थाय છે.

ઉદાહરણ.

अस्ताघ=અથાગ.

## ચ વર્ગ પ્રકરણ.

૬૦ ગણુ ૬૦ મો— नियम—ज नो झ थाय છે.

જેમ ग ને घ નો ઉચ્ચાર પાસપાસે છે, તેમ ज ને झ નો પણ છે. તેથી અપૂર્ણ જ્ઞાનને લીધે આહીં ज હશે કે झ એ બરાબર ધ્યાનમાં ન રહેતું હોવાથી આ નિયમ થયો છે.

ઉદાહરણ.

कुरंज=કરંઝ कुंज=કુંઝ कुंजर=કુંઝર ज्वाला=ઝાલ पिंजर=પાંઝરુ
૧૦૪,૭૫,૧૨૬ ૧૩૧

૬૧ ગણુ ૬૧ મો— नियम—ज नो य थाय છે

ઉદાહરણ.

ज्योत्स्ना=રયણી=રેણી भुजंग=ભોયંગ राजा=રાયા
[illegible]न=રાયાયણ=રાયણ वणिज=વાણિયા ઇત્યાદિ.

ગણ ૬૨ મો— नियम—ज्ञ નો ण.

ઉદાહરણ.

राज्ञी=રાણી=રાણી संज्ञ=સંણો=સાંણો आज्ञा=આણા=આણ્ય.

## ટ વર્ગ પ્રકરણ.

ગણ ૬૩ મો—नियम—ट નો ड થાય છે.

સંસ્કૃત નિયમ પ્રમાણે જેમ क નો ग થાય છે તેમ ट નો ड થાય છે. પ્રાકૃતમાં આ નિયમ છે. જેમકે चिर्भटी=ચિબ્ભડી=ચીભડી ઘોડો=ઘોરો—नाटकं=નાડ્યં.

ઉદાહરણ.

[illegible]ड ૧૩૧ तट=તડ राटी=રાડય ૧૮ संकट=સાંકડય
घटकिर्[illegible]=આડકી पट्टशाला=પડ—वाटी=વાડ સાંકડું ૩, ૧૩૧
શાલ ૧૫
घटी=ખડી पर्पट=પાપડ ૧૨૭ शाटी=સાડી ઇત્યાદિ ઘણાંછે.

૬૪ ગણ ૬૪ મો—नियम—ठ નો ढ થાય છે.

ઉદાહરણ.

[illegible]ठ=મઢો=મઢ ( માતાજીનો મઢ ) मठी=મઢી ( બાવાની મઢી )
[illegible]ति=પઢઇ=પઢે ઇત્યાદિ

ગણ ૬૫ મો—नियम—ड નો ढ થાય છે

ઉદાહરણ.

सांड=સાંઢ

૬૬ ગણ ૬૬ મો—नियम—ड નો ण થાય છે

ઉદાહરણો.

पिंडनमस्कार=પિંડ જુહાર=પણઝાર+ भांड=ભાણું
भाड=ભાંણુ पट् पिंड=ખડપણ

---

+ શ્રાદ્ધમાં પિંડને સુવાસિની બીઓ નમસ્કાર કરે છે તે.

૬૭ ગણ ૬૭ મો—नियम—ड નો ल થાય છે.

ઉદાહરણ.

| | |
|---|---|
| तडाग=તલાઓ=તલાવ | गुड=ગુળ=ગોલ |
| षोडश=સોલહ=સોલ | पीडन=પીલવું |

૬૮ ગણ ૬૮ મો—नियम—ढ નો ड થાય છે.

ઉદાહરણ.

| | |
|---|---|
| अषाढ=અષાડ | गढ=ઘડ |
| गूढ=ધૂડ | गाढ=ધાડો |

૬૯ ગણ ૬૯ મો—नियम—ण નો न થાય છે.

न નો ण થાવો એતો સંસ્કૃત નિયમ છે પણ ण નો न થવો એ જીહ્વાદોષને લીધે જણાય છે. આગળ વંશપરંપરા વગેરે એક દેશિકમાં પાની (પાણીનું) નાનું (નાણુંનું) વગેરે ગુજરાતીમાંને ગુજરાતીમાં બોલાય છે તેના દાખલા આપ્યા છે પણ આતો સંસ્કૃતના ण નો ગુજરાતીમાં न થયો છે. આ નિયમ પ્રાકૃતમાં પણ છે હિંદુસ્તાનીમાં તો થોડું ચાલે છે.

ઉદાહરણો.

| | | |
|---|---|---|
| अरण्य=રાન | चूर्ण=ચૂનો | वर्ण=વાન, વાનો |
| +आणकु=આનો | जीर्ण=જૂનું | वीणा=વીના* |
| ऊर्णा=ઊન | पर्ण=પાન | |
| कर्ण=કાન | पूर्णिमा=પૂનમ | |

---

## त વર્ગ પ્રકરણ.

૭૦ ગણ ૭૦ મો—नियम—त નો अ થાય છે.

આ નિયમ સંસ્કૃત ધાતુના त વાળા પ્રત્યયને બહુધા લાગે છે.

ઉદાહરણ

| | |
|---|---|
| जीवति=જીવઈ=જીવે | भ्राता=ભાઈ |
| भवेत्=હોઈ=હોય | माता=માઈ |

---

+ હુંને લાગે છે કે આને "આના"નું સંસ્કૃત કરેલું છે.

* આ હિંદી શબ્દ છે તેથી થયું હશે.

# संगीतविषय.

( ચાલુ પુ. ૪૭ પૃ. ૨૪૪ થી. )

આ સમજ સંગીતના સરિગમ આદિ સાત સ્વરની આવજાથી તથા તેનો મ્હાવરો દઢ કરવાથીજ મળી શકશે તોપણ કાનની મદદની સાથે જો આંખની મદદથી કંઈ વાંચી શીખી શકાય તો સહેલું થાય માટે હવે પછી કવિતાઓના વર્ણોચ્ચાર સંગીતના જે જે સ્વરસ્થાનથી બોલાય છે તે બતાવવામાં આવશે જેથી બન્ને બાજુ સચવાઈને શિક્ષણ સફળ રહેશે. ભુલાશે નહી; માત્ર જેને સંગીત સંબંધે સહેજ મંદમતિ હશે તેઓજ મુશ્કેલીમાં રહેશે.

કારણ ગાવું એ ક્રિયા સાધ્ય છે. કેવળ પુસ્તકમાં રહેલું જ્ઞાન કામનું નથી, રસાયણશાસ્ત્ર સંબંધી ઘણું વાંચીએ પરંતુ જો એક પણ સફળ પ્રયોગ કરી બતાવી નહિ શકીએ તો વાચ્યાનો લ્હાવ મળતો નથી. પ્રયોગમાં બહારના સાધનની જરૂર છે. સંગીતમાં મન તથા દૈહિક સાધનની ખાસ જરૂર છે. સંગીતમય કવિતા બોલવી કે વાંચવી તે ક્રિયાથીજ શોભે છે. મધુરતા, સરળતા, ભાવ વગેરે તમામ કાર્ય આપ બળનીજ પ્રભા બતાવી આપે છે.

---

મધ્યમ ગતિથી વેગની ધારણા ધારવી. ચાર ચાર માત્રાનો ખંડ છે.

ચા સો | શિ ઠો | ને , | આ જ ર | મ ત ર મી | એ ન | વી | રે , |
ડ ડ | ડ ડ | ડ ' | | ડ | | | | | | | | ડ | | ડડ | ડ | |
૧,૨,૩,૪ | ૧,૨,૩,૪ | ૧,૨,૩,૪ | ૧,૨,૩,૪ | ૧, ૨, ૩, ૪, | ૧,૨,૩,૪ | | |

સ ઈ | ધજા | ઓ ને , | | ક રી એ | સારો | ખે લ |
ડ ડ | ડ ડ | ડ | | | | | | ડ | ડ ડ | ડ | | |

હોંસે | હળી મ | ળી સૌ | ક રી એ | આનં દ | આ પ | ણે* | રે . |
ડ ડ | | ડ | | ડ ડ | | | ડ | ડ | | | ડ | | ડડ | ડ | | |

લાલપી | જો ને | વાદળી | — ; |
ડ | | | ડ ડ | ડ | | | ડ | |

મૂળ રે | — ગ ક હે | વા | —ય ; |
ડ | | . | | | | | ડડ | ડ | | |

બાકી | નાખી | જા ળ ધા | — , |
ડ ડ | ડ ડ | ડ | | | ડ | |

મે ળ વ | ણીથી | થા | —ય . |
ડ | | | ડ ડ | ડડ | ડ | . |

ક રીએ | ગોળ કું | ડાળુ | આજે | આપ ણુ | સા થ | માં | રે , |
| | ડ | ડ | | | ડ ડ | ડ ડ | ડ | | | | ડ | | ડડ | ડ | |

કેવા | જૂદા | જૂદા | સુ દ ર | શોભે | રં ગ |
ડ ડ | ડ ડ | ડ ડ | ડ | | | ડ ડ | ડ | |

હોંસે | હળી મ | ળી સૌ | ક રીએ | આનં દ | આ પ | ણે | રે . ||
ડ ડ | | ડ | | ડ ડ | | | ડ | ડ | | | ડ | | ડડ | ડ | ||

* આપણેરે આહી ણે પ્લુત ઉચ્ચારમાં છે તેથી તેનો અવકાશ બે ગુરૂના પ્રમાણથી દર્શાવેલ છે. તથાપિ ગાતી વખત જો કેવળ ણે... એ પ્રમાણે એકજ અવાજથી લખાવીએ તો રસમાં ગૌણત્વ રહે છે. તેથી તે જગોએ રસ ઉમેરવા ણે ને લંબાવીને તેને સંગીતસ્વરના જુદા જુદા સ્થાનથી શોભા આપવાની જરૂર છે તે પ્રસંગે ણે નું ડડ સ્વરૂપ ણે — — ગોઠવી શકાશે.
ડ | |

---

## ચાંદા.

મધ્યદ્રુત (શીઘ્ર) ગતિથી ચાર ચાર માત્રાના ખંડ લેવાના છે.

મા મ ને | ચાં દ લી | એ વ હા | લો * | — , |
ડ | | | ડ | | | ડ | | | ડડ | ડ ડ |
૧,૨,૩,૪ | ૧,૨,૩,૪ | ૧,૨,૩,૪ | ૧,૨,૩,૪ | ૧,૨,૩,૪ |

ચાં દ લી | ઓવ હા | લો , | આમ ને |
ડ | . | | ડ | | | ડ | | ડ | | |

ચાં દ લી | ઓવ હા | લો | આ મ ને |
ડ | | | ડ | | | ડ | | ડ | | |

ર મવા | ને આ , લો , | આ મ ને |
| | ડ | ડ ડ | ડ | | ડ | | |

ચાંદ લી | ઓ વ હા | લો | — . |
ડ | | | ડ | | | ડડ | ડ ડ |

ન વ લ ખ | તા રા | વીણી | આ મા રા |
| | | | | ડ ડ | ડ ડ | ડ | | |

ગ જવા | માં ધ | લો , | આ મ ને |
| | ડ | ડ ડ | ડ | | ડ | | |

ચાં દ લી | ઓ વ હા | લો | — . |
ડ | | | ડ | | | ડડ | ડ ડ |

અ ઘોંઘ | રે મુગટ | આખો ધ | રે મા |
| ડ | | ડ | | | | ડ | | ડ ડ |

આવે ન | ક દી ઠા | લો , | આમ ને |
ડ | | | | | ડ | ડ | | ડ | | |

ચાંદ લી | ઓવ હા | લો | — . |
ડ | | | ડ | | | ડડ | ડ ડ |

તે જ તે નાં | ગારી | આંખોમા | આંજ્ને |
| | | | ડ ડ | | ડ | | ડ ડ |

મા ણી ક | તો આ | લો , | આમ ને |
ડ | | | ડ ડ | ડ | | ડ | | |

ચાં દ લી | ઓ વ હા | લો | — . |
ડ | | | ડ | | | ડડ | ડ ડ |

* આંહી વહાલો પૈકી લો ના ઉચ્ચારણમાં છ માત્રાનો વખત વીતી જાય છે તે ધ્યાનમાં લેવાનું છે તેમજ તે એકજ અવાજ (સ્વરે) લંબાવાય છે. ને તે આ જગોએ રૂચિકર છે. મુગટ એ ત્રણ હ્રસ્વ અક્ષરો બે માત્રાના સમયમાં બોલવાના છે.

---

## તારા.

મધ્યદ્રુત ગતિથી ચાર ચાર માત્રાના ખંડથી યોજવામાં આવેલ છે.

ગણ્યા ગ | ણાય ન હિ | વીણ્યા વિ | ણાય ન હિ |
૧,૨,૩,૪ | ૧,૨,૩,૪ | ૧,૨,૩,૪ | ૧,૨,૩,૪ |

છાબ ડીમાં | માય ન હિ | તોયમા રા | આભલામાં | ન્હા | —ય. ||

આકાશે | પ લ કે ને | ઝી ણું ઝી ણું | મ લ કે |

અંધારી | રા તેએ | દે વ કે રી | આખો. |

ના ન કડી | ઉઘાડે | તે જ કે રી | પાં ખો. ||

આ બાળગીતમાં વિશેષ ધ્યાન તાલ ઉપર આપવાની જરૂર છે. પેહેલાંના ત્રણ ચરણોમાં બે બે તાલ આવે છે અને ચોથા ચરણમાં ત્રણ તાલથી સમાપ્તિ થાય છે તેજ મિસાલે આગળ દરેક લીટીમાં ચારચાર તાલનું બંધારણ છે. આંહી દ્રુત ઉચ્ચાર, ખોડા અક્ષરની માફક ઘણી જગોએ વાપરવાની જરૂર જણાઈ છે.

# ગુજરાતના પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ કવિઓનાં અપ્રસિદ્ધ કાવ્ય. ભાગ બીજો.

કવિ નાકર—આ કવિની કેટલીક હકીકત પાછલા ભાગમાં આવી ગઈ છે. તે વિના તેમણે ભક્તમાળ નામનું એક નાનું કાવ્ય બનાવ્યું છે, તેમાં ઘણાખરા ભક્તોની ટૂંકામાં હકીકત આપેલી છે.

કવિ પ્રીતમ—આ પ્રખ્યાત વેદાંતી કવિએ એક જ રાગમાં ગર્ભચિંતામણિ નામનું એક નાનું કાવ્ય રચ્યું છે.

કવિ રઘુરામ—એમણે જૈમિનિ પાંડવ અશ્વમેધ નામનું એક મોટું ૧૨૧ કડવાંનું કાવ્ય રચ્યું છે, રચ્યા સાલ વિ. સ. ૧૭૭૨, શ્રાવણ માસની બીજ ને બુધવાર. ( પક્ષ આપ્યો નથી ) લખ્યા સાલ વિ. સં. ૧૯૦૫ આસો શુદિ ૮, ને સોમવાર.

કાવ્યના છેડે આપેલી હકીકત પરથી જણાય છે, કે તેઓ ઓરપાડના વતની હતા; ને ત્યાં રામપુરામાં તેમનું ઘર હતું. તેમના ગુરુનું નામ નાના ભટ સુત કૃષ્ણરામ હતું. અવટંક દીક્ષિતની, ને યજુર્વેદી બ્રાહ્મણ હતા.

બીજી પ્રત વિ. સં. ૧૮૮૭ આસો વદિ ૧૨, ને શનિવારની મળી છે, તેમાં તેમણે નીચે પ્રમાણે પોતાની હકીકત આપી છે.

પિતાનું નામ સહેદેવ. કાવ્યનાં કુલ કડવાં ૧૨૨. રચ્યા સાલ વિ. સં. ૧૭૭૨ શ્રાવણ શુદિ ૨ ને ગુરુવાર, રેવતિ નક્ષત્ર.

યજુર્વેદી બ્રાહ્મણ ( કેવા બ્રાહ્મણ, મોઢ, કે મોતાળા, તે જણાવ્યું નથી ) શાખા કાણ્વી.

કવિ વિષ્ણુદાસ[1]—આ કવિની કેટલીક હકીકત પાછળ આવી ગઈ છે, તે ઉપરાન્ત તેમણે નીચે બતાવેલાં કાવ્યો પણ રચ્યાં છે.

શલ્ય પર્વ કડવાં ૨૫, આ કાવ્યમાં રચ્યા સાલ આપી નથી.

---

૧ ગુ. કા. ના બીજા ભાગમાં ગ. ઇચ્છારામ સૂ. દેસાઈએ, આ કવિને નરસિંહ મહેતાના કરતાં જૂના હોવાનો ઇશારો કરેલો છે. પણ કવિનાં ઉપર લખેલાં કાવ્યોની રચ્યા સાલ જોતાં તેઓ મહેતાના પછીથી થયેલા જણાય છે.

પૂર્વ દિશામાં કપુર પર્વત છે તે કપૂરનો છે.

અગ્નિખૂણામાં મલિયાગર પર્વત છે. પશ્ચિમ દિશામાં વડવાનળ પર્વત છે. તે અગ્નિનો છે તે દરિયાના પાણી મધ્યે છે. તે દરિયાના પાણીને બાળે છે, ઇત્યાદિ.

**કવિ ધનો ( ધનદાસ )**—અર્જુન ગીતાનો કર્તા તેમણે તે વિના 'રામ બાણ વાગ્યાં હોય સો જાણે ' એ, અને એના જેવાં બીજાં બોધક પદ રચ્યાં છે.

**કવિ રામદાસ**—ભગવદ્ ગીતાના ભાષાંતર વાળો, એમણે આ કાવ્ય વિના બીજી છૂટક કવિતા પણ બહુ કરી છે. રામદાસ કૃત ભગવદ્'ગીતાનો કવિ રામકૃષ્ણે સારોદ્ધાર કર્યાનું જણાય છે, તેના છેડે લખેલું છે, કે—

"ભગવદ્ ગીતા સાંભળે પુન્યતણો નહિ પાર,
રામકૃષ્ણ એમ વિનવે મેં કર્યું સારોદ્ધાર."

આ કાવ્યથી જણાય છે, કે કવિ રામદાસના ગુરુનું નામ શ્રીભટ હતું.

**કવિ આધારભટ**[1]—આ કવિની હકીકત ગયા લેખમાં આવી ગઈ છે તેમાં જણાવેલાં કાવ્ય સિવાય તેમણે **સુરેખાહરણ** નામનું ૨૫ કડવાંનું એક કાવ્ય રચ્યું છે. રચ્યા સાલ વિ. સં. ૧૭૨૦ વૈશાખ શુદિ ૫ ને ગુરૂવાર. લખ્યા સાલ વિ. સં. ૧૮૪૨ ભાદરવા શુદિ ૩, ને સોમવાર આ કાવ્યના છેડે પોતાનું વતન તેઓ બુરાનપુરના ગોપીપુરા બતાવેલું છે. તેમના ગુરુનુ નામ વિરભટ હતું.

**કવિ મહાદેવ સુત હરદેરામ**—આ કવિની હકીકત પણ પાછલા લેખમાં આવી ગઈ છે તે વિના તેમણે **સીમંતીની** અથવા **સોમપ્રદોષ**[2]ની કથા રચી છે તેનાં ૧૧ કડવાં છે. આ કથા ઘણીખરી હિન્દુ વિધવા સ્ત્રીઓ કંઠે કરે છે. વળી તેમણે **શિવપૂજા માહાત્મ્ય** નામની ૧૨ કડવાંની એક બીજી કથા પણ રચી છે. આ

---

૧ આ કવિએ પોતાના 'શામળશાહના વિવાહ'ના કાવ્યમાં પોતાનું વતન જ્યારે ભરૂચ લખેલું છે, ત્યારે આ કાવ્યમાં તે બુરાનપુર જણાવે છે.

૨ સંવત ૧૯૦૫ ના સમાલોચકના ચોથા અંકમાં આ કથા અધુરી છપાઈ છે.

બંને કાવ્યમાં તેમણે રચ્યા સાલ આપી **નથી,** તેમ લખ્યા સાલ પણ નથી.

**મહાકવિ પ્રેમાનંદભાઈ**--કૃત **વ્રજલીલા** નામનું એક જ રાગનું એક કાવ્ય હાથ આવ્યું છે. તેના કુલ ૧૬૨ છંદ છે. આ કાવ્યની રચના જોતાં તેમણે તે બાળ વયમાં લખેલું હોવું જોઈયે. અથવા તો કોઈ બીજા કવિનું રચેલું કાવ્ય તેમના નામ ઉપર ચઢી ગયેલું હોવું જોઈયે. કારણ કે કવિતા ઉત્તમ પ્રકારની જણાતી નથી. તેમના નામ ઉપર ચઢેલા 'દશમલીલા'ના કાવ્ય જેવી આ કાવ્યની રચના, તેમ મતલબ છે.

**કવિ જાની (વિશ્વનાથ)**--સિદ્ધપુર પાટણના આ કવિએ **નરસિંહ મહેતાનું ચરિત્ર** કવિતામાં રચ્યું છે. તેમાં આપણા આ આદિ કવિના ગ્રન્થોની, તેમ તેમના જીવનવૃત્તાંતની ઘણીખરી હકીકત આવી જાય છે. તેમાં આવેલા 'મોશાળાખ્યાન'ની રચ્યા સાલ વિ. સં. ૧૭૦૮ ચૈત્ર વદ ૧૩ ને શનિવાર છે.

આ પુસ્તકના આરમ્ભનાં થોડાંક પાનાં ફાટી જવાથી ૭ કડવાં સુધીની હકીકત મળતી નથી. તે પછીથી મહેતા, ઢેડને ઘેર ભજન કરાવા ગયા, તેથી નાગર લોકોએ તેમને નાતમાંથી ઉઠાડી મૂકયા, પણ આખરે નાતની રસોઈની વિષ્ટા થઈ જવાથી તેમને કાલાવાલા કરી ફરી બોલાવી લાવી નાતમાં બેસાડયા; ત્યારે રસોઈ પાછી અસલની હાલતે આવી. પર્વત મહેતાને ઘેર રાતે ભજન કરતાં તરસ્યા થયા ત્યારે શ્રીકૃષ્ણે જાતે આવી તેમને સુવર્ણની ઝારીમાં પાણી પાયું. હુંડી, માંમેરૂં, ને છેવટ [1]હારમાળાના ચરિત્રમાં આ કાવ્ય પૂરૂં થયું જણાય છે. પાછળનાં કંઈક પાનાં ફાટી ગયેલાં હોવાથી આગળ આ કવિએ શામળશાહનો વિવાહ અને મહેતાના બાપનું શ્રાદ્ધ રચ્યાં હશે કે નહિ, તે જરા શક પડતું રહે છે.

**કવિ દયારામભાઈ**--આપણા આ પ્રસિદ્ધ અને રસિક કવિએ **ચેતવણીનું** ૩૫ છંદનું એક કાવ્ય રચ્યું છે, તે ઘણું સુબોધક ને રસિક છે. **ભક્તવેલ**--નામનું ૫૨, છંદનું કાવ્ય પણ તેમનું જ બનાવેલું જણાય છે.

---

[1] આ હારમાળાનું કાવ્ય બૃ. કા. ના ૭મા ભાગમાં નરસિંહ મહેતાના નામથી પ્રસિદ્ધ થયેલું છે.

આરતીઓ ને પદ. તેમના ગુરુનું નામ સુરજરામ મહારાજ હતું. ઈશ્વર-નિર્ગુણી ભજન. ગુલાબપુરી-જ્ઞાનમાર્ગનાં પદ. મૂળદાસ, બૂટીઓ ભક્ત ને ગોપાળનાં છૂટક પદ.

ઝલ્ડિયા—તા. સ્કુલ.} છગનલાલ વિદ્યારામ રાવળ.

---

## ગુજરાતની મુસાફરી.[1]

### લેખક ડાહ્યાભાઈ તુળસીદાસ ભોજાણી ટંકારા.

### સવૈયા.

આપણ સર્વે ગુજરાતી લોકોનો પ્રાંત જુઓ ગુજરાત,
ગુર્જર લોકે[2] દૂર મુલકથી આવી નામ કર્યું વિખ્યાત,
બહુ વરસો તે પર હિન્દુ ને મુસલમાન અમલ[3] દેખાય,
પછી મરેઠા હાલ વિશેષે અંગ્રેજો બળવાન જણાય. ૧

---

૧ મુસાફરી કરાવવાથી બાળકોની અવલોકનશક્તિ કેળવાય છે, સામાન્ય જ્ઞાન વધતું જાય છે, નવું નવુ જોવાથી સૃષ્ટિમાં અનંત રગ સમાએલા છે એવું ભાન થાય છે, ઇશ્વરનું અસ્તિત્વ સમજાવા લાગે છે, વ્યવહારકુશળ થવામાં હોવી જોઇતી ચતુરાઈ મેળવી શકે છે, નવી નવી જાતનો ઉત્સાહ ઉત્પન્ન થવાથી સજીવ વિચારો અને તર્કશક્તિ ક્રમે ક્રમે ખીલતાં જાય છે, એટલુંજ નહિ પણ તેઓને સ્પષ્ટ સમજાવા લાગે છે કે આપણે ભૂગોળના સંબંધમાં જે જે વાંચીએ છીએ, તે તે કેવળ કલ્પનાથી ગોઠવાએલા વિચારોનો સગ્રહ નથી, પરંતુ ખરેખરી હકીકત છે.

૨ ગુર્જર લોકો રૂશિઆના સીમાડા પર જ્યોર્જીઆ અથવા ગુર્જરસ્થાનમાં રહેતા. ત્યાંથી પંજાબ, મારવાડ, જેસલમીરમાં થઈ ને ધીમે ધીમે આ દેશમાં પેઠા અને લૂટ, ચોરી વગેરે કૃત્યોથી ધાક બેસાડી તેણે વલ્લભીપુરનું રાજ્ય સ્થાપન કર્યું. તે વખતે તેમની જાત પરથી ગુજરાત નામ પડયું છે.

૩ ઇ. સ. ૧ થી ૧૩૦૪ હિન્દુ રાજ્ય. ઇ. સ. ૧૩૦૪ થી ૧૭૨૦ મુસલમાની રાજ્ય. ઇ. સ. ૧૭૨૦ થી ૧૮૧૮ મરેઠા રાજ્ય. ઇ. સ. ૧૮૧૮ થી અગ્રેજી સત્તા ચાલે છે.

હરિગીત.

આ મુલક બહુ વિસ્તારવાળો વળી રસાળ ગણાય છે,
દેશી તણાં સંસ્થાન તેમાં બહુ ભરેલ જણાય છે;
વળી લાખથી પણ અધિક વસ્તી નગર ત્રણ દેખાય છે,
ચો તરફ શાંતિ પસરતાં આબાદ થાતો જાય છે. ૨

સવૈયા.

મુખ્ય નગર તેમાં છે સૌથી નામે રાજનગર પ્રખ્યાત,
લોક ઉમંગી ઉદ્યમ ઝાઝો દેશી માલ બને બહુ ભાત;
ગુજરાતી કેળવણી કિરણ[1] અહીંથી પસરે છે ચોપાસ,
તેમ થવાની જરૂર બધેથી તે વિણ થાય ન પૂર્ણ ઉજાસ. ૩

હરિગીત.

માણેકચોકની રમ્ય ગુજરી શુક્રવારે થાય છે
ત્યાં માલ નવી નવી જાતનો આવે બહુ વેચાય છે;
ખંડેર જ્યાં ત્યાં મસીદના તોડા[2] વળી દેખાય છે,
કારંજ, મંદિર[3], ભદ્ર[4], વાવ[5], તળાવ[6], બહુ પંકાય છે. ૪

સવૈયા.

પેથાપુરથી પ્રાંતીજ જાતાં જુઓ શામળાજી[7] દેખાય,
દર્શન દેવડુંગરનાં[8] કરીએ મેળો બહુ મોટો વરતાય;

---

૧ ગુજરાત શાળાપત્રનો સ્તુત્ય પ્રયત્ન.

૨ નાના મિનારા.

૩ સ્વામીનારાયણનું તથા હઠીસંગ કેસરીસંગનું.

૪ ભદ્ર નામે કિલ્લો છે તેમાં ભદ્રકાળી માતાનું પ્રાચીન દેવળ છે. પહેલાં ભદ્રમાં કેદીઓને રાખવાનું તુરંગ હતું.

૫ દાદાહરીની, માતાભવાનીની, ચડાળજની.

૬ કાંકરીઉ, મલેક સાબાનનું.

૭ ડુંગરની તળેટીના દેવળમાં એ મૂર્ત્તિ છે. તેના દર્શને દૂરથી લોકો આવે છે. ત્યાં કાર્તકી પુનમનો મેળો થાય છે.

૮ વાડાસીનોરથી ત્રણ માઇલ છેટે છે.

પશ્ચિમમાં ભવનાથ[1] ભૃગુરૂષિ નજીક તળાવ[2] પ્રસિદ્ધ ગણાય,
ઇલિદુર્ગ-ઇડરમાં આગળ રાક્ષસ વાસ હતો કહેવાય. ૫

હરિગીત.

દાંતા નજીક અંબાભવાની ડુંગર[3] પર વરતાય છે,
આવે કીંમતી બહુ ભેટ તે રાણો સરવ લઈ જાય છે;
ત્યાં તેલનો ઉપયોગ નહિ પણ ઘી બધે વપરાય છે,
પાસે ગબ્બર[4] ગઢ જે ચડે તે જબ્બર જન કહેવાય છે. ૬

સવૈયા.

પાલણપુરથી સિધપુર જાતાં રૂદ્રમાળ,[5] બિંદુ[6] પંકાય,
પાટણ[7] છે દક્ષિણમાં ઉંઝા[8] કડવા કણબી મૂળ ગણાય;

---

૧ ઈડરથી ૧૫ માઈલ દૂર આવેલ ગામમાં આ દેવાલય છે.

૨ આ તળાવના પાણી અને માટીમાં એવો ગુણ કહેવાય છે કે જો તેમાં કોઢીઓ માણસ નહાય, અને તેની માટી શરીર પર ચોપડે તો શરીર પરના કોઢ જતા રહે છે.

૩ આરાસુર.

૪ તેનો ચઢાવ સીધો છે. તેપર ચડતાં શ્વાસ ચડી આવે માટે એ કહાણી છે.

૫ તે દેવળ ઘણું મોટું, ત્રણ માળની ઊંચાઈનું સિદ્ધરાજે પૂરૂં કરાવેલું હતું. હાલ તેનું ખંડેર છે. કારીગરી બહુ વખાણવા લાયક છે.

૬ હિન્દુ ધર્મમાં માનસ, નારાયણ, પંપા ને બિંદુ એ ચાર પવિત્ર સરોવર કહ્યાં છે તેમાંનું આ એક છે.

૭ એ અણહીલ ભરવાડની યાદગીરી માટે વનરાજે ઈ. સ. ૮૦૨ માં વસાવ્યું ને ગુજરાતની રાજધાનીનું સ્થળ કર્યું હતું. તેની આસપાસમાં આરસ વગેરે જુદી જુદી જાતના પથરો તેમજ ઘડેલી મૂર્ત્તિઓ નીકળી આવે છે.

૮ ત્યાં કડવા કણબીની કુળદેવીની જગા છે. બાર બાર વરસે તેની પાસે લગ્નના દિવસ, વાર લખીને મૂકેલી પત્રિકાઓમાંથી એક પત્રિકા કોઈ કુમારિકા પાસે ઉપડાવે છે. તેમાં જે દિવસ આવે તે લગ્નનો ઠરાવી તેના ખબર બધા દેશમાં મોકલાય છે.

વીસનગર[1], વડનગર[1] ફરીને રાધનપુર, સાંતલપુર વાસ,
ભૂમિ રેતાળ તળાવ ઘણાં ઉત્તર હદમાં પરહદનો ભાસ. ૭

હરિગીત.

પંચાસર[3] દીસે ગામડું ગઢ જીર્ણ અતિ વરતાય છે,
ચુંવાળમાં બહુ બેચરાજીની[4] માનતાઓ જાય છે;
સાવધ રહો આ વસ્તી વીરમગામની વખણાય છે,
ઉદ્યમ ઘણો યંત્રોથી પણ દુઃખ દાણનું કહેવાય છે. ૮

---

૧ વીસનગરનું મૂળ નામ વિશળનગર છે. તે અજમેરના રાજા વિશળદેવે ગુજરાતના રાજા ભીમદેવ પહેલાને હરાવ્યો, તેની યાદગીરી માટે વસાવ્યું હતું. ત્યાંની હળદર તથા તાંબાપિત્તળનાં વાસણ વખણાય છે.

૨ ત્યાં પવિત્ર ગણાતું પંપા સરોવર છે.

૩ એ જયશિખરની રાજધાની હાલ રાધનપુર સંસ્થાનમાં છે. ત્યાં ઇ. સ. ૬૯૬ માં જયશિખર ને ભૂવડ વચ્ચે બાવન દિવસ લડાઈ ચાલી હતી; ત્યારે જયશિખર મરાયો, ને તેનું રાજ્ય ભૂવડે લઈ લીધું.

૪ તે જગા ચુંવાળમાં શનખનપુર ગામ પાસે છે. તેનું દેરૂં ઇ. સ. ૧૭૮૩ માં માનાજીરાવ ગાયકવાડે બંધાવ્યું છે, ત્યાં દર વરસે ચૈત્રી પુનમ પર મેળો ભરાય છે.

---

# केळवणीखातानी खबरो.

## પ્રાવેશિક પરીક્ષા.

પ્રેમચંદ રાયચંદ મેલ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા સોમવાર તા. બીજી નવેમ્બર સને ૧૯૦૮ ના રોજ અને ત્યાર પછીના દિવસોએ પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજના મકાનમાં લેવામા આવશે.

૨. ગદ્યમાં નવી સાતમી ચોપડીનાં પહેલાં ૧૦૦ પૃષ્ઠ; પદ્યમાં તેજ પુસ્તકમાંથી પહેલી ૫૦૦લીટી; પહેલી ૨૦૦ લીટીના મુખપાઠ સાથે. વિદ્યાના પાઠો નવી સાતમીમાંથી પૂછવામાં આવશે. ભૂમિતિમાં મિ. દલાલ કૃત ભૂમિતિના પુસ્તક મુજબ.

---

## જાહેર ખબર.

મુંબાઈની ગવર્ન્મેન્ટ સેન્ટ્રલ બુક ડીપો કાઢી નાંખવાથી, સરકારના હુકમથી, કેળવણીખાતાના મરાઠી, ગુજરાતી, કાનરીઝ અને ઉર્દુ નકશાઓ વેચવાનું તથા છાપવાનું કામ મિ. નરહર નારાયણ દાતારને ( નં. ૬૮. બુધવાર પેઠ–પુના–શહેર ) સોંપવામાં આવ્યું છે, તેથી ખાતાના તે નકશાઓ જેઓને જોઇતા હોય તેઓએ હવે પછી તેમને લખી જણાવવું.

અમદાવાદ. સહી. K. P. Trivedi,
તા. ૨૧–૫–૦૮. Ag. Educational Inspector.
N. D.

---

## જાહેર ખબર.

### જોઈએ છે.

મ્યુનિસિપલ ગુજરાતી સ્કૂલ માટે ટ્રેન્ડ–શિક્ષિત–મહેતાજી. અરજદારે, સર્ટિફિકેટની નકલ સાથે, પગાર વિષે, ચેરમેન સ્કૂલકમિટી કલ્યાણ, ડિસ્ટ્રિક્ટ થાણા, ને લખવું.

---

## જાહેર ખબર.

નં. ૩૯૭૭. આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે છોકરીઓ માટેની નવી ગુજરાતી વાચનમાળાની પહેલી અને બીજી ચોપડી સરકારે રીતસર મંજુર કરી છે, અને તે વાપરવાની સત્તા આપી છે. આ ઇલાકાની છોકરીઓ માટેની ગુજરાતી પ્રાથમિક શાળાઓના ચોથા અને પાંચમા ધોરણમાં આ ચોપડીઓ હવે વંચાવવી અને આ ધોરણોમાં, છોકરાઓ માટેની નવી ગુજરાતી વાચનમાળાની ચોથી અને પાંચમી ચોપડીઓ વાપરવી નહિ.

પુના., પ. ઇ. ના ડિરેક્ટર સાહેબની ઑફિસ. ૨૦ મી જુલાઇ ૧૯૦૮

( સહી ) F. G. Selby.
Director of Public Instruction.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા..ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૨૮-૭-૦૮ ના હુકમ નં. ૩૫૭૯ ઉપરથી. )

પુસ્તકોની યાદી.

| પુસ્તકનું નામ. | કર્તા. | પ્રકાશક. |
|---|---|---|
| **ઇનામ માટે મન્જુર થએલાં પુસ્તકો.** | | |
| આનંદમાળા ભા. ૨ જો. કીમત રૂ. ૦-૫-૦. | જે. જે. રાવળ હેડ માસ્તર મ્યુનિસિપલ રગારી સ્ટ્રીટ સ્કૂલ,મુંબઇ. | કર્તા. |

| પુસ્તકનું નામ. | કર્તા. | પ્રકાશક. |
|---|---|---|
| **લાઇબ્રેરી માટે મન્જુર થએલાં પુસ્તકો.** | | |
| નિબંધ. કી. રૂ. ૦-૧૨-૦ | પોપટલાલ મગનલાલ. મૅનેજર, ઓરીએન્ટલ બુકડીપો, અમદાવાદ. | કર્તા. |
| ગૌરીશંકર ઉદયશંકર ઓઝાનું જીવનચરિત્ર. કીમત (જાણવામાં નથી.) | મેસર્સ. એન. એમ. ત્રિપાઠી એન્ડ કંપની. | ,, |
| રણપીંગળ ભાગ ૩ જો. ફારસી કવિતારચના, કીમત રૂ. ૦-૧૨-૦ | રણછોડભાઈ ઉદયરામ. કલ્યાણજીલાધાનો બગલો, વાલકેશ્વર રોડ, મુંબઇ. | ,, |
| વ્યાકરણસંવાદ (મરાઠી) કી. ( જાણવામાં નથી. ) | કે. જી. સોહોની. | ,, |
| નવું ગુજરાતી બાળ-વ્યાકરણ ૧૦ મી આવૃત્તિ. કી. રૂ. ૦-૪-૬ | પી. કે. શાહ. ડેપ્યુટી. એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ગોંડળ સ્ટેટ. | ,, |

| | | |
|---|---|---|
| ભૂગોળશિક્ષણ ભા. ૧ લો. કીમત. રૂ. ૦-૩-૦ | ડી પી. દવે. તાલુકા સ્કૂલ માસ્તર, વેરાવળ ( કાઠીઆવાડ ). | ,, |

## ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર થએલાં પુસ્તકો.

| | | |
|---|---|---|
| વ્યુત્પત્તિ સાર ભાગ ૧ લો. કીમત રૂ. ૦-૫-૦ | જેચંદ બહેચર ઝવેરી. જૂનાગઢ. | ,, |
| મુસલમાનોની રાજકીય તથા વિદ્યાસંબંધી ચઢતીનો ઇતિહાસ અને તેમની પડતીનાં કારણો. કીં. રૂ. ૦-૨-૦ | મહબતમીઆં ઇમામબક્ષ કાદરી. | ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ. |
| શહેરની આરોગ્યતા. કી. રૂ. ૦-૦-૬ | ચુનીલાલ ત્રિભોવનદાસ બહેરાવાળા. | ગુ. વ. સો. અમદાવાદ. |
| ખગોળ સંબંધી વ્યાખ્યાનમાળા. વ્યાખ્યાન ૧લું પૃથ્વી. કી. રૂ. ૦-૨-૦ | એ. એમ. દીવાનજી બી. એ. | ,, |
| રાજતેજોમયી મહારાણી શ્રી વીકટોરીયાનું જીવનચરિત્ર. રીવાઇઝડ-બીજી આવૃત્તિ. કીંમત. પૈ શિ પે ૧. ૮. ૦. | ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ સાસૂન બિલ્ડીંગ્ઝ, મુંબઇ. | કર્તા |
| જૉન્સનકૃત આબિસિનિયાના રાજપુત્ર રાસેલાની કથા. ત્રીજી આવૃત્તિ કી. રૂ. ૧-૦-૦ | | ,, |

( સહી. ) P. Lory.
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉ. ભા.

## જાહેર ખબર.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજની વાર્ષિક પરીક્ષા તા. ૧૨ મી ઑક્ટોબર ૧૯૦૮ ને સોમવારને રોજ ૧૧ વાગે શરૂ થશે.

---

## જાહેર ખબર.

### સ્ત્રીઓને માટેની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા સન ૧૯૦૮.

ઉત્તર ભાગની તમામ નિશાળોના માસ્તરો, આસિસ્ટંટો અને સ્ત્રી-
ક્ષકોને ખબર આપવામાં આવે છે કે આ કૉલેજમાં દાખલ થનાર સ્ત્રી-
ની પ્રાવેશિક પરીક્ષા તારીખ ૨ જી નવેમ્બર સને ૧૯૦૮ ને રોજ
રહુ કૉલેજના મકાનમાં સવારના ૧૦॥ વાગે લેવામાં આવશે. માટે જે
ઓએ પરીક્ષામાં દાખલ થવું હોય તેમણે ખબર મોકલવા બંદોબ-
કરવો.

પરીક્ષા નવા પાંચમા ધોરણ પ્રમાણે લેવામાં આવશે. વાચનમાં છો-
ઓની પાંચમી ચોપડી લેવાશે. ૧૫ વર્ષથી ઓછી તેમજ ૨૫ વર્ષથી
ારે ઉમ્મરની સ્ત્રીઓને દાખલ કરવામાં આવશે નહિ.

ઉમેદવારે સાથેના નમુના પ્રમાણે એક પત્રક ભરીને ઑક્ટોબર
સની તારીખ ૨૦મી સુધીમાં મે. ડે. એ. ઇ. સાહેબના અભિપ્રાય સાથે
મને મોકલવું, અને તે સાથે પોતાની સારી ચાલચલગત માટે બે આ-
ાદાર ગૃહસ્થનાં સર્ટિફિકેટ મોકલવાં.

કૉલેજમાં અભ્યાસ કરવા ઇચ્છનાર સ્ત્રીઓ માટે ડિપાર્ટમેન્ટ ત-
થી આ ખાસ પરીક્ષા છે. ટર્મના વચલા ભાગમાં આવનાર વિદ્યા-
ઓને મે. એ. ઇ. સાહેબની ખાસ પરવાનગી વગર દાખલ કરવામાં
ાવશે નહિ.

ીઓને માટેની અમદાવાદ મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ.

R. Navalkar
for લેડીસુપરિન્ટેન્ડેન્ટ.

---

મોજે ________ તાલુકે ________ જિલ્લે ________

| નંબર | નામ. | વતન. | જાત. | જન્મતિથિ. | | | ઉમ્મર. | | | પરણેલી, કુંવારી કે વિધવા. | પરણેલી હોય તો તેના ધણીનો ધંધો તથા નામ; અને કુંવારી હોય તો તેના બાપનો ધંધો તથા નામ. | ધણીના જ્ઞાન બાબતનાં સર્ટિફિકેટ. | ધણી હોય તો તેની કબૂલાત. | ડે.એ.ઇ.ના કયા વર્ષની પરીક્ષામાં કયા ધોરણમાં પાસ. | શરીરમાં ખોડખાંપણ છે કે નહિ. | દાખલ થાય તો કૉલેજના ધારા પાળશે કે નહિ. | ધણીના બંદોબસ્ત માટે માગણી. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | તા. | મા. | સન | વ. | મા. | દિ. | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | | | | |
| | | | | | | | | | | | | | | | | | | |

મોકલનારની સહી.

# ગોખલે કૃત ગણિત ભા. ૨નો ખુલાસો.

# गुजरात शाळापत्र.

પુસ્તક ૪૭ મું. ઑક્ટોબર. ૧૯૦૮. અંક ૧૦.

**સ્વાભિમાનનું શિક્ષણ**—શાળાના વખતમાં અવકાશ મળે તે પ્રમાણે તેમજ શિક્ષણના પ્રસંગોનો લાભ લઈ છોકરાને અન્ય તરફના ધર્મો વિષે શિક્ષણ અપાય છે. તેમને શિખવવામાં આવે છે કે તેમણે શિક્ષકની, માબાપની તેમજ વડીલોની આજ્ઞા માનવી. જેઓના હાથમાં અધિકાર હોય તેમજ જેઓ જ્ઞાનમાં અને વયમાં તેમનાથી મોટાં હોય એવા જ્ઞાનવૃદ્ધ અને વયોવૃદ્ધ પુરુષોને માન આપવું. એ તેમનો ધર્મ છે એમ પણ તેમને શિખવવામાં આવે છે. તેમજ સમાન વયનાં અન્ય બાળકો સાથે તેમણે કેવી રીતે વર્તવું તે પણ તેમને શિખવવામાં આવે છે. વળી તેમને રમતોમાં પણ કેટલુંક શિક્ષણ અપાય છે. પોતાની વૃત્તિઓ કબજે રાખવી, ન્યાયથી વર્તવું અને નબળાંને મદદ કરવી આવા ગુણો રમતમાં પણ કેળવાય છે.

આ રીતે ઘણા ગુણો કેળવવા તરફ થોડું કે ઘણું લક્ષ અપાય છે તોપણ સ્વાભિમાનની વૃત્તિ પ્રેરવા અને કેળવવા તરફ જોઈએ એટલું લક્ષ અપાતું નથી, તે તરફ વિશેષ લક્ષ આપવાની જરૂર છે. બાલ્યાવસ્થાથીજ બાળકની એ વૃત્તિ બરોબર કેળવવી જોઈએ. વિચાર કરતાં માલમ પડશે કે દરિદ્રતા, રોગ અને અપરાધમાંનાં ઘણાંખરાં આ ગુણના અભાવથી પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે થાય છે અને એ સમજાશે ત્યારે એ ગુણ કેળવવાનું અને પોષવાનું મહત્ત્વ સમજાશે. જેમને પોતાની યોગ્યતાની ખરી સમજ છે તેઓ ભાગ્યેજ શરીરે ગંદા રહેશે કે ગંદાં ને મેલાં કપડાં પહેરશે; કે જે અનિયમિત વર્તન કે આચારથી શરીર નિર્માલ્ય કે કદરૂપું થાય છે તેવા આચાર ભાગ્યેજ ચાલશે; કે ઉદ્યોગથી સાંસારિક સ્થિતિ સુધરે છે અને સુખસંપત્તિમાં લાભ થાય છે એમ જાણવા છતાં ભાગ્યેજ આ-

ળમુ રહેશે. જેઓ સ્વાભિમાની છે, અર્થાત્ જેમને પોતાને વિષે માનની લાગણી છે, જેમને પોતાની યોગ્યતાનું ભાન છે તેઓ આમ કદી પણ વર્તશે નહિ. તેમજ જે સ્વજન કે સ્વજાતિના લોકો તરફ તેમને પ્રેમ અને સમાનભાવ કે દિલસોજી ઉત્પન્ન થવાં જોઈએ તેઓ તરફ ભાગ્યેજ પોતાનો ધર્મ બજાવતાં ચૂકશે.

આ પ્રમાણે સ્વાભિમાનની વૃત્તિ બરોબર કેળવાઈ હશે તો તે દુર્વૃત્તિમાં જતાં મનુષ્યને અટકાવશે. સ્વાભિમાન એ ગર્વ અથવા અતિશય ઊંચો વિચાર અને દીનતા એ બેની વચ્ચે રહેલું છે ગર્વિષ્ઠ પુરુષ પોતાની શક્તિઓ વિષે યોગ્યતાથી વિશેષ ઊંચો અભિપ્રાય બાંધે છે આથી છેવટે દુઃખ અને હાનિ ઉત્પન્ન થાય છે; કેમકે પોતાની શક્તિ બરોબર કેળવવા તરફ દુર્લક્ષ થાય છે, તેથી ગેરલાભ થાય છે અને પરાજય થવાથી દુઃખ ઉત્પન્ન થાય છે એથી ઉલટું પોતાની શક્તિને વિષે અવિશ્વાસ હોય તો તેથી પણ અનિષ્ટ પરિણામજ નીપજે છે. જેમ ગર્વથી મનુષ્ય પોતાની શક્તિને વિષે અયોગ્ય વિશ્વાસ રાખે છે અને તેથી તેને કેળવવા કે સુધારવા પ્રયત્ન કરવામા શિથિલ થાય છે તેમ અવિશ્વાસથી કંઈ પણ સારૂં કામ કરી શકતો નથી. પોતે શક્તિમાન્ છે છતાં અવિશ્વાસથી તેની શક્તિઓ મન્દ થાય છે. તે કોઈ મોટું કામ માથે લેતો નથી, કેમકે તેનામાં શક્તિ છે છતાં અવિશ્વાસથી નથી એમ તે ધારે છે આ પ્રમાણે અવિશ્વાસ તેમજ અતિવિશ્વાસ બને અનિષ્ટ છે સ્વાભિમાન એ બેની વચ્ચે રહેલું છે ગર્વ અને ઉદ્ધતાઈ જેમ નિન્દ્ય અને હાનિકારક છે, તેમ ખુશામત કે હાજીહા પણ તેવી નિન્દ્ય અને હાનિકારક છે. મધ્ય વૃત્તિ જે સ્વાભિમાન તેજ ઉત્તમ છે અવિવેક કે અતિવિવેક વર્જ્ય છે, યોગ્ય વિવેકજ સારા છે એ હમેશ યાદ રાખવું. ઘણા શિક્ષકોને આનું ભાન નથી. તેઓ ઘણીવાર બેમાંથી એક છેડોજ પકડે છે. વિવેક દર્શાવે છે તો તે અતિવિવેક થઈ ખુશામતનું સ્વરૂપ ધારણ કરે છે કે અવિવેક ક્યાં થાય છે, કેવા વર્તનમા કે લખાણમા અવિવેક રહેલો છે તેનું તેમને ભાન નથી. પરંતુ તેમણે હમેશા યોગ્ય મર્યાદામાંજ રહેવું જોઈએ કે જેથી યોગ્ય વિવેક અને સ્વાભિમાન સચવાય. પૂજ્ય વર્ગ તરફ હમેશ ઊંચી ભાવના રાખવી અને તેમનો યોગ્ય સત્કાર કરવો એ મનુષ્યમાત્રનો ધર્મ છે, પરંતુ

એ ધર્મમાં કંઈ નીચા વળીને નવાબી રીતે સલામ કરવાની કે પોતાની ફરજ બરોબર બજાવવાને બદલે તેમના કામકાજ કરી કૃપા મેળવવાની જરૂર નથી. પૂજ્ય પુરુષોને પોતાનો ધર્મ બરોબર બજાવીનેજ રાજી કરવા, અન્ય રીતિ કદાચ તેમને પ્રિય હોય તોપણ તે ગ્રહણ કરવી નહિ. ખરૂં જોઈએ તો એવા પુરુષો પૂજ્ય એ સંજ્ઞાને પાત્રજ નથી; પરંતુ તેમના પૂર્વ જન્મના સંસ્કારથી કે ગમે તે અન્ય કારણથી તેઓ વયમાં, જ્ઞાનમાં, સાંસારિક સ્થિતિ કે પદવીમાં આપણાથી ઉચ્ચતર હોવાથી પૂજ્ય હોય, અને તમને આપણી દીન વાણી અને દીન વર્તન કે ખુશામત પ્રિય હોય તોપણ સ્વાભિમાની પુરુષે તેવું વર્તન નજ ગ્રહણ કરવુ એમાંજ તેનું ભૂષણ છે. તેમજ આનો અર્થ એમ પણ ન સમજવો કે વિવેકની મર્યાદાનો અંશે પણ ત્યાગ કરવો ઇષ્ટ છે. વિવેકની મર્યાદા લવમાત્ર પણ ઉલ્લંઘન ન કરવી તેમજ અતિદીન કે કૃપણ વર્તન ન રાખવુ એનુંજ નામ સ્વાભિમાન. તે વૃત્તિ દરેક શિક્ષકમાં હોવી જોઈએ અને તેણે એ વૃત્તિ બાળકમાં કેળવવી પણ જોઈએ. આ ઉપરથી સમજાયુ હશે કે સ્વાભિમાન કંઈ વિવેક કે નમ્રતાથી લેશ પણ વિરુદ્ધ નથી. ઉલટુ સ્વાભિમાન વિવેક ઉત્પન્ન કરે છે. જેને પોતાને વિષે યોગ્ય અભિમાન છે તેને અન્યને વિષે હોય એ સ્વાભાવિક છે; માટેજ સ્વાભિમાની વિવેકી હોય છે. જેમ તે પોતાની તરફ અન્યની ઉદ્ધતાઈ સહન કરતો નથી, તેમ તે અન્ય તરફ ઉદ્ધતાઈ દર્શાવતો પણ નથી પોતાની તરફ અન્ય પુરુષની દીન વાણી કે દીન આચાર જેમ તેને પ્રિય નથી તેમજ તે અન્ય તરફ પણ એવું વર્તન દાખવતો નથી. પ્રત્યેક પુરુષની યાચના કરવી એમાં તે સ્વાભિમાનનો લોપ સમજે છે તેથી તે એ માર્ગે કદી પણ જતો નથી. હરિએ ચાતકની અન્યોક્તિથી એવા પુરુષોને કહ્યું છે કે જેને જેને તમે જુઓ તે તે પ્રતિ દીન વચન વદો મા, અર્થાત્, કૃપણ યાચના કરો મા. આ ઉપરથી સમજાશે કે સ્વાભિમાનનુ ખરૂં સ્વરૂપ જાણવુ અને તે ગ્રહણ કરવું આવશ્યક છે.

સ્વાભિમાનમાં બે બાબતો સમાયલી છે. પ્રથમ તો માન મેળવવા જરૂરના ગુણો પ્રાપ્ત કરવા અને પછી એ ગુણો પ્રાપ્ત થયાથી કેવું વર્તન હોવું જોઈએ તેનુ જ્ઞાન હોવું. માન મેળવવા માટે ક્યા ગુણોની જરૂર

છે તે જાણવું અઘરૂં નથી; કેમકે જે ગુણોને લીધે આપણે અન્યને માન આપીએ છીએ તે, ગુણો મેળવવા જોઈએ એ તરત સમજાય છે. એવા કેટલાક ગુણો વિષે નીચે સૂચના કરી છેઃ—

૧ શરીરસૌન્દર્ય—જેમનામાં શરીરસૌન્દર્ય હોય તેમને પ્રથમ દૃષ્ટિએજ મનુષ્ય માન આપવા લલચાય છે. ભવ્ય કાન્તિ જોવાથીજ મનુષ્યમા તે કાન્તિમાન્ પુરુષ તરફ માનની લાગણી ઉત્પન્ન થાય છે. જેમની શરીરસંપત્તિ સારી હોય, જેમના અવયવો સુશ્લિષ્ટ અને સપ્રમાણ હોય અને નેત્ર ચપળ હોય તેમના દર્શનથીજ મનુષ્યનો તેમના તરફ પ્રેમ અને પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે.

૨ શરીરસૌન્દર્યથી જે પ્રથમ દૃષ્ટિએ પ્રેમ ઉત્પન્ન થાય છે તે પ્રેમ જો શરીરસૌન્દર્ય સાથે જ્ઞાન હોય તોજ રહે છે; નહિં કર તે પ્રેમ કમી થઈ જતો રહે છે. મનુષ્યની સાથે સબન્ધમાં આવતાં તેના મનોગુણની પરીક્ષા થાય છે. શરીરસૌન્દર્ય તો તરત દૂરથી પણ જણાય છે; પરંતુ તેની માનસિક શક્તિઓ વિષે જ્ઞાન મેળવવા તેની સાથે પ્રરિચયમાં આવવાની જરૂર છે. વાત કરવાનો પ્રસંગ મળવાથી કે અન્ય રીતના પરિચયથી તેનું જ્ઞાન કેવું છે, તે બહુશ્રુત છે કે સંકુચિત દૃષ્ટિવાળો છે, નવીન વિષયો ગ્રહણ કરવાની તેનામા શક્તિ છે કે પરિચિત વિષયોની અલ્પ મર્યાદામાંજ રહી શકે છે, ગમે તે કોઈ વિષય પર સ્વતન્ત્ર વિચાર દર્શાવી શકે છે કે અન્ય મતનેજ આધીન રહેવાની તેને ટેવ પડી છે એ વગેરે. બીજી તેની માનસિક શક્તિની પરીક્ષા થઈ શકે છે અને તે શક્તિ ઉંચા વર્ગની હોય તોજ તે તરફ પ્રેમ બધાય છે; નહિ કર તે તરફ શરીરસંપત્તિથી આપાતતઃ—પ્રથમ દર્શને—બધાયેલો પ્રેમ તરતજ લુપ્ત થાય છે.

૩ હૃદયની પવિત્રતા—શરીરસંપત્તિથી કે જ્ઞાનસંપત્તિથી માનની વૃત્તિ કે આશ્ચર્યની વૃત્તિ ઉત્પન્ન થાય છે, તેમજ પ્રથમ દર્શને પ્રેમ પણ ઉત્પન્ન થાય છે; પરંતુ ખરો પૂજ્યભાવ તો હૃદયની પવિત્રતાથીજ ઉત્પન્ન થાય છે વ્યવહારમાં લાભ પ્રાપ્ત કરવામા શરીરસંપત્તિ અને જ્ઞાનસંપત્તિ જેટલા ફાવે છે તેટલી એ પવિત્રતા ફાવતી નથી એમ ઉપલક જોનારને તેમજ અલ્પ કાળ માટે અનુમાન બાધનારને લાગે છે; પરંતુ જેમ જેમ પરિચય વધતો જાય છે તેમ તેમ એ ગુણોની ખુબી સમજાતી જાય છે

અને શરીરસંપત્તિ અને જ્ઞાનસંપત્તિ હોય છતાં જેમનામાં એ ગુણો હોતા નથી તેમને માટે એ ગુણોનો અભાવ માલૂમ પડે પૂજ્યભાવ રહેતો નથી. સત્યશીલતા, વાણી અને આચરણનું ઐક્ય, નિયમાનુસાર વર્તન, સ્વાર્થને માટે કે અન્ય કારણથી, નિયમમાંથી પ્રચલિત ન થવું, દયા, ઉદારતા, પ્રેમ, સમાનભાવ ન્યાયવૃત્તિ, વિનય, ધૈર્ય, ક્ષમા, સત્કારી વાણી, સ્વાભિમાન ઈત્યાદિ હૃદયના ગુણો છે એ ગુણો એકદમ સમજાતા નથી ગાઢ પરિચય થયા વિના એ ગુણોની પરીક્ષા થતી નથી પરંતુ પૂજ્યભાવ તો એ નીતિગુણોજ ઉત્પન્ન કરે છે એ નિ સશય છે જ્ઞાની પુરુષોમાં એ ગુણો હોય એમ સર્વ કોઈ ધારે એ વાજબી છે, પરંતુ ઘણીવાર તેમનામાં એ ગુણોનો અભાવ જોવામાં આવે છે, એટલુંજ નહિ પણ જ્ઞાનને લીધે અનીતિના માર્ગો શોધવામાં અને યુક્તિથી અનીતિભરેલું વર્તન પણ નીતિમય દર્શાવવાનો પ્રયત્ન કરવામાં તેઓ મચેલા રહે છે આમાં તેઓ કવચિત્ ફાવે છે પણ ખરા, પરંતુ જ્યારે તેમનું તરકટ ઉઘાડું પડી જાય છે ત્યારે તેમના તરફ તિરસ્કાર ઉત્પન્ન થયા વિના રહેતો નથી પવિત્ર ગૃહસંસ્કાર કે સત્સંગતિ વિના હૃદયની પવિત્રતા પ્રાપ્ત કરી શકાતી નથી પરંતુ શિક્ષકોએ એ ગુણો પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો કે તેમના સમાગમથી તેમના શિષ્યમાં પણ એ ગુણો આવ્યા વિના રહે નહિ પ્રજાની ઉન્નતિનો તેમજ વ્યક્તિના ઐહિક અને આમુષ્મિક કલ્યાણનો આધાર એ ગુણો ઉપરજ છે

આ ઉપરથી જણાશે કે માન મેળવવા માટે જે ગુણો પ્રાપ્ત કરવા આવશ્યક છે તેમાં હૃદયની પવિત્રતા અને નીતિના ગુણો મુખ્ય છે, અને એ નીતિગુણોમાંજ સ્વાભિમાનનો સમાવેશ થાય છે જેમનામાં સ્વાભિમાન હોતું નથી જેઓ અવિવેકી કે અતિવિવેકી થઈ દીન કે કૃપણ હોય છે તેવા પામર પુરુષો પ્રત્યે આપણી માનવૃત્તિ ઉત્પન્ન થતી નથી, તો આપણામાં એવા ગુણો હોય તો આપણી તરફ બીજાની માનવૃત્તિ ક્યાંથી ઉત્પન્ન થાય ?

બાળકોને કેળવવા એ જેમનો ધર્મ છે તેઓએ, એટલે માબાપ, શિક્ષક અને રાજ્યતન્ત્રીઓએ, બાળકના તન, મન અને હૃદય ત્રણે કેળવવા તરફ ધ્યાન આપવું એ તેમની ફરજ છે તરુણ અવસ્થામાં માલૂમ

સિવાય અન્ય સ્વરોનો પ્રયત્ન વિવૃત છે; કેમકે જીભ તે તે સ્થાનોથી દૂર રહે છે. જિહ્વાનું-ઉચ્ચારસ્થાનથી દૂર અવસ્થાન હોવાથી ઉષ્મ અને અ સિવાયના સ્વરોનો પ્રયત્ન વિવૃત છે. કેટલાક ઉષ્મ વર્ણોનો પ્રયત્ન ઇષદ્વિવૃત માને છે; કેમકે જીભ તેના ઉચ્ચારમાં સ્વરોના ઉચ્ચાર કરતાં તે તે સ્થાનોથી થોડી દૂર છે. આથીજ ઇ, ઈ, ચવર્ગ ( ચ્, છ્, જ્, ઝ્ અને ઞ્ ), ય્ અને શ્ એ બધા વર્ણોનું તાલુસ્થાન સમાન છે, તોપણ ચવર્ગનો ઉચ્ચાર કરવામાં તાલુસ્થાન સાથે જિહ્વાગ્ર આદિનો સમ્યક્ સ્પર્શ થાય છે, યકારના ઉચ્ચારમાં ઇષત્ સ્પર્શ થાય છે, શકાર અને ઇકારના ઉચ્ચારમાં જીભ તે સ્થાનથી દૂર રહે છે. બીજા પ્રકારનો પ્રયત્ન છે, તે બાહ્ય કહેવાય છે. તેના અગીઆર પ્રકાર છે—વિવાર, સંવાર, શ્વાસ, નાદ, ઘોષ, અઘોષ, અલ્પપ્રાણ, મહાપ્રાણ, ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત એ અગીઆર પ્રકાર બાહ્ય પ્રયત્નના છે. વર્ણની ઉત્પત્તિ પછી મૂર્ધા સાથે પ્રતિહત થઈ પ્રાણાખ્ય વાયુ નિવૃત્ત થયે એ પ્રયત્ન થાય છે તેથી બાહ્ય પ્રયત્ન કહેવાય છે જે ઘોષવર્ણ છે તેજ સંવાર અને નાદ છે; અને જે અઘોષ છે તે વિવાર છે ગળાનો સંકોચ થવાથી સંવાર અને વિકાસ થવાથી વિવાર કહેવાય છે. આ પ્રમાણે બધા ઉચ્ચાર કરવામાં જીભની જરૂર છે. વળી જીભ ચાવવાના કામમાં પણ મદદ કરે છે. તે દાન્તની વચ્ચે ખોરાકને દબાવે છે તેથી ખાવામાં મદદ મળે છે. દાન્તથી બહારની ગાલ અને અંદરથી જીભ ચાવવાના કામમાં મદદ કરે છે. વળી સાધારણ રીતે દાક્તર જીભ તરફ શા માટે જુએ છે? કારણ કે જો જઠર અવ્યવસ્થિત હોય કે રોગીને તાવ આવ્યો હોય તો તે જીભથી જણાય છે. જીભ સુકી પડી જાય છે, તેનો રંગ બદલાય છે, તે પર છારી વળે છે, એ કારણોથી તે રોગિષ્ટ સ્થિતિ દર્શાવે છે

૨ ઘણાં પ્રાણીઓને જીભ હોય છે, પણ તેના આકારમાં તેમજ ઉપયોગમાં ફેર પડે છે. કેટલાંકને લાંબી જીભ હોય છે ને તે વડે તેઓ ખોરાક ખેંચે છે; જેમકે ગાય જીભ વડે ઘાસ લે છે અને નીચેના દાંતે ને ચીરીને ખાય છે. ઘણાં જનાવરો પીવાના કામમાં જીભનો ઉપયોગ કરે છે; જેમકે કૂતરો. કૂતરો પાણી પીતી વખતે જીભ વાંકી કરે છે, તે વડે થોડું પાણી લે છે અને તેને જલદી મોંમાં નાખે છે. કૂતરા ને બિલાડીની

જીભમાં શો ફેર છે તે છોકરાંને પૂછવું, કુતરાની જીભ સુંવાળી હોય છે ને બિલાડીની કઠણ ને ખરબચડી હોય છે. બિલાડીની જાતનાં બધાં પ્રાણી, વાઘ, સિંહ વગેરેની જીભ કઠણ હોય છે. જીભની સપાટી પરનાં નાનાં બિંદુઓ લોઢાના સળીઆ જેવા વાંકા ને અણીદાર હોય છે અને તેથી વાઘ હાથને ચાટે તો તેથી તે તરતજ માંસ ફાડી નાંખે. તેને હાડકા-માંથી માંસ છૂટું પાડવું છે, માટે તેની જીભ એવી છે. બિલાડી પોતા-ની જીભનો કાંસકીના જેવો ઉપયોગ કરે છે. તે વડે તે પોતાના વાળ સાફ ને લીસા કરે છે.

૩ દેડકાની જીભ વિચિત્ર તરેહની હોય છે. જો તમે દેડકાને શાન્ત રીતે જુઓ તો તમે તેના મોં આગળ માખી આવતી દેખશો કે તરતજ તે માખી ગુમ થઈ જાય છે. દેડકો જાણે હાલતો નથી. ખરૂ જોઈએ તો તે એટલો જલદી હાલે છે કે તે દેખી શકાતું નથી. એની જીભ આગળથી જડેલી છે ને પાછળથી છૂટી છે. આપણા જેવી નથી. તે સપાટ છે અને એવી જલદી હાલે છે કે દેખાતી નથી; પણ જ્યારે હાલે છે, ત્યારે માખી કે કંઈ જીવડું લઈ લે છે. કેટલાંક જનાવરને ઘણી લાંબી, પાતળી અને ચી-કણી જીભ હોય છે એક જનાવર કીડાંતુજ ભક્ષણ કરે છે. તે માળો તોડી પાડે છે, એટલે ત્યાં કીડીઓ એકઠી થાય છે. એમ થાય છે એટલે તે તેની લાંબી જીભ બહાર કાઢે છે ને એકી વખતે તેની ચીકણી સપાટીથી સેંકડો કીડીનું ભક્ષણ કરે છે.

૪ સામાન્ય રીતે પક્ષીઓની જીભ અણીઆળી હોય છે અને તેમની ચાંચના જેટલીજ સખત હોય છે. પણ પોપટની જીભ માંસવાળી હોય છે અને તેથીજ તે લગભગ આપણા જેવુ બોલી શકે છે. લક્કડખોદની જીભ નાના ભાલા જેવી હોય છે. જેવી તે ઝાડ પર ફરે છે કે તરતજ છાલ નીચે જંતુઓ હોય તેને તે શોધી કાઢે છે. જીભના અણીદાર ભાગથી તે બાકાં પાડે છે.

૫ સાપને પાતળી જીભ હોય છે ને તે તળીએથી સાંધેલી બે નાની નળીઓ જેવી હોય છે; પણ આગળથી જુદી હોય છે. આથીજ સર્પ દ્વિજિહ્વ કહેવાય છે. ઘણા લોકો ધારે છે કે આ જીભો ભયંકર છે; પણ સાપ તેથી કંઈ નુકસાન કરી શકતો નથી. તે તો દાંત, ઝેરી દાંતથીજ નુકસાન કરે છે. ગરોળીની જીભ પણ એના જેવીજ હોય છે ને તે વડે

તે જંતુઓ પકડે છે. કેટલાક જન્તુઓને લાંબી જીભ હોય છે, તેમાં મુખ્યત્વે જેઓ એક ફૂલથી બીજા ફૂલ પર દોડે છે ને માંહેથી મધ ખેંચી કાઢે છે તેમની જીભ લાંબી હોય છે. લાંબી જીભ ફૂલની અંદરના ભાગ સુધી પહોંચી શકે છે અને માંહેનું મધ ચાટી જાય છે.

---

# भाषावतार.

( ચાલુ પુ. ૪૭ પૃ૪ ૨૬૮ થી. )

૭૧ ગણુ ૭૧ મો—नियम—त નો ट થાય છે.

ઉદાહરણ.

| | | |
|---|---|---|
| तिंदुक=ટીંડોરાં. | वर्तुल=વાટલુ. | तिलक=ટીલું. |
| पत्तन=પાટણ. | वर्ति=વાટય. | तिलक=તિઆક=ટીકો. |

૭૨ ગણુ ૭૨ મો—नियम—त નો ड થાય છે.

त નો द થવો એ સંસ્કૃત નિયમાનુસાર છે. પણ ड થવાનું કારણ સરલોચ્ચારનું છે. આજ પણ કેટલાએક તોતડી જીભવાળા આખા त વર્ગને ट વર્ગ બોલે છે. અથવા त નો द થઈ પછી ગણ ૮૦ પ્રમાણે द નો ड થયો. આ નિયમ પ્રાકૃતમાં પણ છે. જેમકે—

ઉદાહરણ.

| સં. | પ્રા. | મા. | જુ.ગુ. | ચા.ગુ. | |
|---|---|---|---|---|---|
| हरीतकी = | હરડઈ = | ૦ | હરડઈ = | હરડે. | कुक्त=કુડલો. |
| पतति = | પડઈ = | ૦ | પડઈ = | પડે. | प्रतिपत्=પડવો. |
| प्रतिभाति = | ૦ | પડીભાદી | ૦ | ૦ | खात=ખાડો. |
| | | | | | खाति=ખાડય. |

૭૩ ગણુ ૭૩ મો—नियम—त નો थ થાય છે.

ઉદાહરણ.

मयूरतुत्थ=મોરથુથુ.

૭૪ ગણુ ૭૪ મો—नियम—त નો य થાય છે.

આ નિયમ સંસ્કૃતના क्त પ્રત્યયાંતને લાગે છે.

ઉદાહરણ.

| | | | |
|---|---|---|---|
| जात=જાયો | ध्यात=ધ્યાયો | मृत=મર્યો | भ्रमित=ભમીયો |

| | | | |
|---|---|---|---|
| त=ગયો | पालित=પાળિયો | हृत=હર્યો | ઇત્યાદિ ઘણા છે. |
| धृत=ધર્યો | भृत=ભર્યો | वारित=વારિયો | |

૭૫ ગણ ૭૫ મો—नियम—त નો ल થાય છે.

ઉદાહરણ.

| | |
|---|---|
| अतसी=અલસી | सातवाहन=सालवाहन |
| प्रसूति=પસલી | पीत=પીલું |

૭૬ ગણ ૭૬ મો—नियम—त्म નો प થાય છે.

ઉદાહરણ.

आत्मनः=અપ્પણો=આપણો.

૭૭ ગણ ૭૭ મો—नियम—त्य નો च થાય છે.

પ્રાકૃત ભાષાઓમાંની ઘણીમાં આ નિયમ છે તેમાં ૧૨૭ મા ગણનો નિયમ લાગુ પડે છે. કેમકે સંયુક્ત त અને य માંથી ૧ ઉડી જઈ એકનું દ્વિત્વ થયુ હશે પણ त्य નો च કેમ થયો તેનુ કારણ લાધતું નથી. પણ પ્રાકૃતમાંથી ગુજરાતીમાં આવ્યો છે ( स्तोत्रुना श्चुः એ સૂત્રનો કાંઇક આધાર છે. )

ઉદાહરણ.

| स. | प्रा. | मा. | पा. | जु. | गु. | चा. | गु. |
|---|---|---|---|---|---|---|---|
| नृत्य = नच्च | ० | ० | | નાચ | | | નાચ |
| सत्यं = सच्चं | ० | સચ્ચં | | સાચું | | | સાચું |
| नित्यानुबंध=० | ણિચ્ચાનુબંધ० | | | ० | | | ० |
| इत्यनेन=ઇચ્ચણેન | ० | ० | | ० | | | ० |

૭૮ ગણ ૭૮ મો—नियम—त्स નો च्छ થાય છે.

સંયુક્તાક્ષર તમામના ઉચ્ચાર કઠિન છે ત્યારે આમાં તો त અને स એએ કઠિન વર્ણ ભેળા થયાથી તેનો ઉચ્ચાર કઠિનતર થયો તેથી સરલોચ્ચાર વાળો ચ્છ વાપરવા માંડયો. च्छ લેવાનું કારણ स નો અને छ નો ઉચ્ચાર પાસપાસેના સ્થાનથી થાય છે. ઉપરાંત त અને श નો. च्छ વ્યાકરણસાધિત પ્રયોગ છે. આ પ્રમાણે સસ્કૃતમાં પણ ઘણા ભાગમાં ( દાક્ષિણાત્ય સિવાય ) બોલે છે. જેમકે तत्सत् નું तच्छत्. વધારે ખુબી એ છે કે લખેલું હોય અથવા લખે त्स અને બોલે च्छ. આ નિયમ વૈદિક સંસ્કૃતમા પણ પેસારી દીધો છે જેમકે तच्छवितुर्.

---

# સંગીતવિષય.

( ચાલુ પુ. ૪૭ પૃ. ૨૭૨ થી. )

## ઈશ્વરપ્રાર્થના.

### દોહરા.

<table>
<tr><td>ઓ ઈ<br>ડ ડ<br>૧,૨,૩,૪</td><td>શ્વ ર ભ જી<br>| | | |<br>૧, ૨, ૩, ૪</td><td>એ ત ને<br>ડ | |<br>૧,૨,૩,૪</td><td>— ,<br>ડ |<br>૧,૨,૩,૪</td></tr>
<tr><td>મો હું<br>ડ ડ</td><td>છે તુ જ<br>ડ | |</td><td>ના<br>ડડ</td><td>— મ ;<br>| ડ</td></tr>
<tr><td>ગુ ણ તા<br>| | ડ</td><td>રા નિ ત<br>ડ | |</td><td>ગાઈએ<br>ડ | |</td><td>— ,<br>ડ |</td></tr>
<tr><td>થા ય અ<br>ડ | |</td><td>મા ગં<br>ડ ડ</td><td>કા<br>ડડ</td><td>— મ .<br>| ડ</td></tr>
</table>

---

## ગાય.

### ચોપાઈ.

<table>
<tr><td>કાળી<br>ડ ડ</td><td>ધોળી<br>ડ ડ</td><td>રાતી<br>ડ ડ</td><td>ગાય ,<br>ડ | |</td></tr>
<tr><td>પીએ<br>ડ ડ</td><td>પાણી<br>ડ ડ</td><td>ચ ર વા<br>| | ડ</td><td>જા ય ,<br>ડ | |</td></tr>
<tr><td>ચાર પ<br>ડ | |</td><td>ગો ને<br>ડ ડ</td><td>આંચ ળ<br>ડ | |</td><td>ચાર ,<br>ડ | |</td></tr>
<tr><td>વાછ ર<br>ડ | |</td><td>ડાં પ ર<br>ડ | |</td><td>હે ત અ<br>ડ | |</td><td>પાર .<br>ડ | |</td></tr>
</table>

---

દોહરા, ચોપાઈ માત્રામેળના પ્રમાણથી રચવામા આવે છે તેથી તેના પ્રસ્તાર ( Permutation )ના રૂપો જોવા ને તેનાજ રહેશે. માત્ર છેડે પ્લુતનું માપ ઉપર બતાવ્યા પ્રમાણે ગોઠવનાથી સામ્ય સચવાઈ રહે છે.

દ્રુત વેગથી ત્રણ માત્રાની ખંડરચના ધ્યાનમાં લેતાં બીજા અક્ષ-રથી તાલ છે.

| ઉ | ઠું જ | ગે ઉ | ડું વ | ને |
|---|---|---|---|---|
| । | ડ । | ડ । | ડ । · | ડ |
| | ૧,૨,૩ | ૧,૨,૩ | ૧,૨.૩ | ૧,૨ |

| રિ | ઝું ઝું | રીઝ | વું ત | ને |
|---|---|---|---|---|
| । | ડ । | ડ । | ડ । | ડ |

આ છંદ ગાતી વખતે **વને તને** વગેરે શબ્દોના અંત્યાક્ષર જે ગુરુ છે તેને સહેજ ટુંકા માપથી બોલીને ત્યાં કાવ્યના ચરણનો સંબંધ પૂરો થાય છે તેનો ભાસ આપવાનો છે. એ સિવાય તાલ સંબંધે વિશેષ જાણવાનું નથી, કારણ કવિતા બંધનેજ વળગીને રચવામાં આવી છે, અને આ છંદમાં તેજ ખુબી છે. તેમાં ત્રણ માત્રાના પ્રસ્તારનું બીજું કાંઈ પ-ણ સ્વરૂપ જોવામાં આવશે નહિ. આ છદનો તાલ બચ્ચાં પણ જલદી શીખે છે.

---

## સંગીતસ્વરપ્રમાણ.

જુદી જુદી તરેહના નીચા ઊંચા અવાજથી શબ્દોને સુશોભિત બ-નાવી કવિતા ગાવામાં આવે છે. તે આપણે કાનથી સાંભળી સહજમાં સમજી શકીએ છીએ. ગાતી વખત અવાજોનું જે રૂપાંતર નજર આગળ તરી આવે છે, તે પણ જુદા જુદા સ્વરના નામથીજ ઓળખવામાં આવે છે. ભાષાના અ, આ, ઇ, ઉ, ઇત્યાદિ સ્વરથી આ ગાનમાં વપરાતા સ્વરો કેવળ જુદાજ છે તોપણ તેને કંઠ, તાળુ, મૂર્દ્ધ સ્થાન તો જેવાં ને તેવાંજ મદદગાર છે સીડીનાં પગથીઆંની માફક આ સ્વરોનું બંધારણ છે તેઓ એક બીજાથી ઉત્તરોત્તર ચઢતા અવાજના માપ (आरोह) થી ઓળખાય છે; તેમજ પાછા વળતાં પણ તેવાજ ક્રમથી એક પછી એક નીચે ઉતરતા અવાજ (अवरोह) થી માલમ પડે છે. આ ઉપરથી તેને સંગીતસ્વર-શ્રેણી એવુ પણ નામ અપાય છે. દરેક ભાષામાં સ્વરોની સંખ્યા વધતી ઓછી છે, પરંતુ દુનિઆમાંના સઘળા દેશોમાં સંગીતમાં વપરાતા સ્વરો તો તેના તેજ માપથી, તેજ સંખ્યાથી અને તેજ પરસ્પરના સંબંધથી સર્વત્ર કાયમ જોવામા આવે છે. સંગીતના મુખ્ય સ્વર સાત છે, તે ઉપ-

રથી તેને સમૂહવાચક " सप्तक " સંજ્ઞા આપી ઓળખાવવામાં આવે છે.

स, रि, ग, म, प, ध, नि, એ તેના સાંકેતિક ટુંકાં નામ છે. પશ્ચિમ દેશોમાં પણ ટુંકી સંજ્ઞાથીજ સંગીતસ્વરોને દર્શાવેલા છે. ઇંગ્લંડ અને જર્મનીમાં તે સંજ્ઞા ( A. B. C. D. E. F. G. ) અ. બ. ક. ડ. વગેરે ક્રમથી ગોઠવેલ છે; પરંતુ ગણતરીના સ્વરૂપનો ભેદ છે. આપણા દેશમાં આદિ " स " થી સપ્તકની શરૂઆત પ્રસિદ્ધ રીતે સર્વમાન્ય છે. પશ્ચિમમાં તેને ત્રીજો નંબર આપી ( C ) કની સંજ્ઞાથી મુકરર દેખાડેલ છે.

સંસ્કૃત ઉપરથી ઉપજેલી ભાષાઓમાં સંગીતસ્વરોનાં પૂરાં નામ નીચે મુજબ ગણાવેલાં છે. યુરોપ ખંડમાં ઇટલી ( સંગીતની ઉત્તમ પ્રવીણતાને માટે પ્રસિદ્ધ દેશ ), ફ્રાન્સ વગેરે દેશોમાં તેના તેજ સ્વરોને પૂરાં નામથી પણ બોલાવાય છે. સરખા ક્રમમાં ગોઠવી તેનો નમુનો અહિં આકારેલો છે, તેથી સંગીત વિષેની સ્વરરચના સર્વત્ર એક છે તે ધ્યાનમાં રહેશે.

षड्ज, ऋषभ, गांधार, मध्यम, पंचम, धैवत, निषाद.

| स | रि | ग | म | प | ध | नि |
|---|---|---|---|---|---|---|
| Do or Ut | Re | Mi | Fa | Sol | La | Si or Ti |
| C | D | E | F | G | A | B |

અહિં षड्ज—स સ્વરનું સ્વરૂપ સમજાવવા માટે આપણે યાંત્રિક બળની મદદ લઈએ તો તેના માપની ખાત્રી થઈ શકશે. જ્યારે એક સેકન્ડના વખતમાં એક સરખા વહેતા પ્રવાહમાં ૨૫૬ આંદોલન (તરંગ) ઉપજે ત્યારે તે સ્વરને મધ્ય જાતિનો આદિ ( પેહેલો ) " स " સ્વર કહેવામાં આવે છે. ઉપર દર્શાવેલ આદિ " स " સ્વરને આપણે અવલ દરજ્જામાં ગણીશું. તે પછી रि, ग, म, વગેરે ક્રમે ચઢે છે તે ધ્યાનમાં લઈશું. " स " થી " नि " સુધીના સ્વરો એકજ શ્રેણીના છે, અને એકથી એક ચઢતા અવાજે સમજાય છે તેથી તે સપ્તકને મધ્ય જાતિનું નામ આપેલું છે.

જ્યારે આદિ " स " સ્વરથી આઠમો નવમો સ્વર ઊંચે અવાજે ચઢે છે ત્યારે તે એક " सप्तक " થી આગળ વધી જાય છે તેથી તેને ચઢતી પહેલી જાત ( દરજ્જો=Degree ) ની " तार " સંજ્ઞા આપી છે,

અને તે સ્વર પર એક નિશાની ઉમેરી છે. હવેથી "स" સ્વરથી આઠમો સ્વર "सं" લખવામાં આવશે. આઠમા સ્વરથી જુદી જાત ગણવાનું એક સબળ કારણ છે. તેનાં આંદોલન ૨૫૬ થી ૫૧૨ અનુક્રમે છે. મતલબ કે પહેલેથી આઠમે પહોચતાં બમણાં આંદોલન થાય છે. તેમજ આદિ "स" સ્વરથી બીજો "रि" સ્વર=૨૮૮ આન્દોલનનો લઈએ તો તેનાથી આઠમો અને પહેલેથી નવમો સ્વર જે "रिं" હોય છે તેનાં ૫૭૬ આંદોલન થાય છે. આ પ્રમાણે દરેક "सप्तक" પૈકી स, रि, ग, म, વગેરે સ્વરો પોતાનાથી આઠમે સ્વરે બમણાં આન્દોલન ઉપજાવે છે; તેથી ઉપર બતાવ્યા પ્રમાણે તેને જુદી જાતના સપ્તક પૈકી સ્વરો ગણાવી વર્ગણી કરવામાં આવે છે અને પછી તેને પેહેલો બીજો એ પ્રમાણે વર્ગમાં લખી બતાવાય છે. ઉપર કહેવામાં આવેલ છે તે પ્રકારે સંગીતસ્વરોની જાતનું બંધારણ રચાએલું છે. "तार" જાતના સપ્તકની રચના આ ગણતરી મુજબ ૫૧૨ આંદોલનથી શરૂ થાય છે. દાખલાઓ હવે પછી ટાંકી બતાવવામાં આવશે.

વળી જ્યારે સંગીતનાં પદ વગેરે ગાઈએ છીએ ત્યારે "मध्य" જાતિના પહેલા "स"=૨૫૬ આન્દોલનથી પણ જે જે અવાજો ઉતરતા જતા સંભળાય છે, અને પરખાય છે, મતલબ કે જેનાં આંદોલન ૨૫૬ થી ઓછાં છે; ત્યારે તેને ઉતરતી પેહેલી શ્રેણી (मंद्र જાતિ) માં ગણવામાં આવે છે; અને તે બતાવવા સ્વરની નીચે એક નિશાની વધારી દેખાડેલ છે. "मंद्र" જાતિના સ્વર 'स,, रि,' આ પ્રમાણે લખી બતાવ્યા છે. मंद्र જાતિનો પ્રથમ સ્વર ૧૨૮ આંદોલનથી શરૂ થાય છે. આવી રીતે मंद्रतर તથા तारतर વગેરે જાત વિષે પણ સમજવું.

હારમોનિઅમ ચાર્ટ (ચિત્ર) આ સાથે સામેલ કરવામાં આવે છે. આ નમુનામાં ઉપર સૂચવેલ ત્રણે જાતના અંગભૂત તથા મુખ્ય સ્વરો સ્પષ્ટ સંકેત સાથ દેખાડેલ છે, તે મુખપાઠથી અહર્નિશ યાદ રાખવા યોગ્ય છે.

જે જે નિશાળોમાં હારમોનિઅમ નહિં હોય, ત્યાં ત્યાં આ ચિત્ર પુષ્ટિપત્ર પર ચોગડી દેવું જોઈએ. આ નમુનામા પાસા સફેદ અને કાળા રંગથી જુદા દેખાડ્યા છે. પાસાઓ ઉપર હાથની આંગળીઓથી ઠબકારા આપી

મ્હાવરો કરવો જોઈએ. આ ચિત્ર ઉપર આંગળીઓના હેરફેર વિષે ખાસ સૂચના લખવામાં આવી છે તેથી હારમોનિઅમ શીખવું શેહેલું થશે તથા ગાયન ગાતાં કેવી કેવી રીતે આગળ પાછળ અવાજ ચઢે છે, ઉતરે છે, તે સંકલના નજરે તરી આવશે. શ્રવણરસનો આનંદ લેવા માત્ર કોઈ વાજાની અથવા ગુરુમુખની મદદ મેળવવી બાકી રહેશે. તેવા થોડાએક પ્રસંગ મળવાની સાથ જ્ઞાનનો પૂરો વિસ્તાર ખીલી નીકળશે.

સંગીતપ્રયોગમાં સ્વરોની આવજા કેવી રીતે થાય છે તથા ઉપર કહેલ મંદ્ર અથવા તાર જાતમાં ક્યાં ક્યાં તે મળી આવે છે તેના નમુના નીચે બતાવ્યા છે તે ધ્યાનમાં લઈ હારમોનિઅમ ચાર્ટ પર પ્રયાસ કરવો ઉચિત છે.

**નમુનો ૧.**

આ લો ઉ ઠો ને

**सा सा रीं ग म**

આ નંબર ૧ માં મધ્ય જાતિના " सा " થી શરૂઆત થાય છે અને ત્યાં બે વર્ણોચ્ચાર ( આલો ) બતાવવા એક પછી બીજો ઠબકારો આપવો તેમજ **री ग म** એ ત્રણ સ્વરો પર ક્રમે આંગલીઓ રાખવી. સંગીતના " ग " અને " म " એ બે સ્વરને દીર્ઘ બતાવવા " गा " અને " मा " એ પ્રમાણે લખવાની શૈલી પસંદ કરવામાં આવતી નથી માટે તેને હ્રસ્વ લખવામાં આવેલ છે.

ઉપર પ્રમાણે હારમોનિઅમના પાસા ઉપર ઠબકારા આપવાથી દરેક ઉચ્ચાર તેમજ શબ્દ ભિન્ન ભિન્ન ઉપજાવી શકાય છે. ગાતી વખતના ઉચ્ચારણ જેવોજ સંગીતસ્વરનો જવાબ મળી આવે છે. આવી રીતે વાદ્ય વગાડવાના સારા મ્હાવરાથી જાણે કોઈ માણસ બરાબર ગાતું હોય તે પ્રમાણે વાજા ઉપર ગાનનો પ્રતિધ્વનિ ( પડછાયો ) ઉપજાવી શકાય છે.

**નમુનો ૨ જો.**

આ વો આ વો આ—મ.

**सा ध, सा रि गा –.**

અહિં મધ્ય જાતિના " सा " થી શરૂઆત થઈ અવાજ નીચે મંદ્ર જાતિના " ध, " સ્વર તરફ ઉતરે છે અને ફરી " सा " તરફ ચઢીને

તેથી પણ આગળ "ગા" સુધી જાય છે આ દાખલામાં મધ્ય જાતિમાં-થી અવાજ મદ્ર જાતિ તરફ વળે છે તે બતાવ્યું છે

**નમુનો ૩ જો.**

વિ શા ળ  વ ડ પ ર  વે લ  છ જો લ.

**સ સા સ  રિ રિ મ મ  પ ધ  પ સાં –.**

આ નમુનામાં મધ્ય જાતિના "સા" સ્વરથી ગાતા ગાતા ક્રમે અવાજ ચઢાવીને બીજી જાત (तार) ના પ્રથમ ભાગ સુધી જઈ ત્યાં સ્થિરતા સહેજ દેખાડવામાં આવેલ છે અને પછી કવિતા આગળ ગાતાં અવાજ નીચે ઉતરતો જાય છે સાંભળીને ખાત્રી કરી લેવી "સસાસ" આ જગોએ હ્રસ્વ, દીર્ઘ અને હ્રસ્વ એ પ્રમાણે એકજ પાસા પર અવાજ કાઢવાના છે

નમુનો પહેલો ફરીથી લઈએ અને આગળ વિચારીએ.

આ લો  ઉ દો ને  આ જ  ર મ ત  ર મી એ  ન વી રે.

**સા સા  રી ગ મ  -ગા રિ  રિ મ-ગ  રિ-ગ સા રિ-ગા સા.**

આ દૃષ્ટાંતમાં "ગ" સ્વર અને તેનો પેટા "-ગ" સ્વર એ બન્નેનો ઉપયોગ કરવામાં આવેલો છે તે બન્નેના અવાજનું ભિન્ન સ્વરૂપ પારખવાની શક્તિ ખાસ ધ્યાનથી સંપાદન કરવી હારમોનિઅમના કાળા પાસા પર આગળી મૂકવાથી આ અવાજ નીકળે છે કયા અને કેવી રીતે હારમોનિઅમમાના કાળા પાસા નપગમ છે તેનો ચિતાર આ દાખલા ઉપરથી મનમાં આવશે મુખ્ય સ્વર અને તેના પેટા સ્વરના નામ જો કે તેની તે સંજ્ઞાથી બનાવાય છે તોપણ તે જગોએ પારિભાષિક "તીવ્રકોમલ" એ પ્રમાણેનો વિકાર મુકરર જણાવી તેમને દરેકને જુદુ મહત્ત્વ આપેલું છે તેવીજ રીતે અહિં વખતો વખત પારિભાષિક સંજ્ઞા વાપરવાને બદલે તેમને અંકેક વધારાની નિશાની આપી સ્પષ્ટ સૂચન જણાવ્યુ છે.

હિંદુસ્તાનમા સાંપ્રતકાળમાં પાશ્ચાત્ય હાર્મોનિઅમ, ઑર્ગન, પિઆનો ફોર્ટ, ફ્લૂટ વગેરે વાદ્ય ઘણા ખર્ચથી તથા ગાનથી વાપરવાનો શોખ વધતો જાય છે તેથી તેમની બનાવટ વિષે વિચારીએ

જુદા જુદા દેશમા "मध्य" જાતિના "सा" સ્વરનાં આંદોલન (તરંગ) ની સંખ્યા વધતી ઓછી માનવામાં આવે છે. તોપણ એક-

દર રીતે તપાસતાં સ્વરોનો પરસ્પરનો સંબંધ તથા તેનો મેળ ( મિલાપ Intonation ) સઘળે ઠેકાણે લગભગ સરખોજ દીસે છે. ઉપર બતાવ્યા પ્રમાણે મધ્ય જાતિના " स " નાં ૨૫૬ આંદોલન નિર્ધારી તે ઉપરથી तार જાતિના "सं" નાં ૫૧૨ આંદોલન ઉપજાવી તે પ્રમાણ (Theoretical Pitch) ને કાયમ સ્વીકારવામાં આવે છે; તથાપિ ફ્રાન્સ દેશમાં વાજાં-ઓની બનાવટ જોતાં તે "सं" સ્વરની તુલના ૫૧૮ આંદોલનથી ગણાય છે. જર્મનીમાં તેથી પણ આગળ વધતાં ૫૨૮ આંદોલનના માપથી ( Helmholtz's theory ) હેમહોટઝના મત મુજબ " सं " નો મિલાપ બને છે. આખરે ઓગણીસમી સદીના સુધારા વધારા પરથી નવી બનાવટનાં વાજાંઓમા સર્વેથી આગળ વધીને માપ દર્શાવેલ છે. સંગીતના સમાજ-માં અનેક વાજાઓને સાથે સાથે વગાડવામાં સ્વરોનો એકમેળ કરવાની ઘણી જરૂર હોય છે તેથી યુરોપમાં આધુનિક બનાવટમાં " सं " સ્વરનાં ૫૪૦ આંદોલન ( concert pitch ) સ્વીકારી વાજાંઓની ગોઠવણ કરવામાં આવી છે. તેમજ " सं " સ્વર પછી તે तार જાતિના रिं, गं, मं,વગેરે સ્વરો તેના ક્રમથી મેળવાય છે.

યોજના ગમે તેવા પ્રમાણથી નિર્ધારીએ, ગણના ચાહે તે લઈએ તોપણ " सरिगम " વગેરે સંગીતના સ્વરો પરસ્પર અનુબંધથી દૃઢ બં-ધાએલ છે, અને તે સર્વત્ર એક સ્વરૂપે દીપે છે.

સંગીતજ્ઞાનસંપત્તિ કેવી રીતે મેળવી શકાય છે તે વિષે વિચાર કરીએ. ઈશ્વરકૃપા બાબત ખ્યાલ અલગ રાખીએ તોપણ મનુષ્યપ્રય-ત્ન કેટલે અંશે સફળ થવા સંભવ છે તેની સમજ સહેજ મળશે. ફેફસાં, કંઠનળી, જીભ, તાળવું, દાંત, અને હોઠ વગેરે અવયવો તથા તેને મદદ-ગાર બીજા પેટાના સ્નાયુ, તવુ ( રજ્જુ ) ની અનુપમ રચના રચી પરમ દયાળુ પરમેશ્વરે મનુષ્યપ્રાણીને સંગીત ગાવાની બેહદ, મોટી અને અ-દ્ભુત શક્તિની બક્ષીસ આપેલી છે સ્ત્રી અને પુરૂષ એ બન્ને વર્ગમાં-ની દરેક વ્યક્તિને પ્રકૃતિ અનુસાર ગાવાની વધતી ઓછી શક્તિ હોય છે. તે કેળવણી અને મહાવરાથી ખીલવી શકાય છે. એક સેકન્ડના વખતમાં

૮૦ આંદોલનના સ્વરથી આગળ ચાલતાં સુમારે ૧૬૨૦ આંદોલન સુધીના સ્વરો મનુષ્યની ગાવાની શક્તિ માટે બસ છે. પુરુષો " मंद्र " જાતિના અવાજો વધારે સુશોભિત બતાવી શકે છે તેમ સ્ત્રીઓ " तार " જાતિના અવાજ માટે ઘણુંજ વખણાય છે.

આંદોલનથી વિધ વિધ સ્વરો ઉપજેલા છે. તેમને તેના યોગ્ય માપથી ગાઈને સંભળાવવા તે ગાનશક્તિનુ કામ છે. ગાનશક્તિના પ્રમાણ વિષે બોલતાં તેના સહાયકારી અવયવોથી યુક્ત અને સબળ આંદોલનથી બનતા વિધ વિધ સ્વરોની જાતવાર ગણના ઉપર બતાવવામાં આવેલ છે તથા તેના ચિત્રદ્વારા નમુનાનિશાનીઓથી ચોખવટ પણ થઈ ગઈ છે. તોપણ ગાનશક્તિમાં શ્રવણેન્દ્રિય પોતાનો શો હિસ્સો આપે છે, તેનો થોડો ખ્યાલ આપવા જરૂર છે.

જેમ ગાન ગાવાની શક્તિથી બીજાઓ ( શ્રોતાજનો ) ને વિશેષ આનંદ ઉપજે છે તેમ સાભળવાની શક્તિથી પોતાનામાં દૈહિક ( ગ્રહણ કરવાની ) શક્તિ સ્વરૂપે નિજાનંદ પ્રગટે છે.

ગાવાની શક્તિ અને તેની રચના કરતા અવાજ સાંભળવા અને તેને જુદા જુદા પારખવાની શક્તિ ઘણી બારીક તેમજ પ્રબળ છે. વાયુ મારફતે આવતાં ભિન્ન ભિન્ન અવાજોનાં આંદોલન તેવાં ને તેવેજ રૂપે કાનમાં તેના બહારના ભાગ ઉપર અથડાય છે. પછી અંદરના પડદા પર પ્રસરી, સાં ઢોલના જેવી રચનાને લીધે રસ ઘન થાય છે, અને મગજના સૂક્ષ્મ જ્ઞાનતંતુઓને ઉસ્કેરે છે તથા તન્મય આંદોલન ( Sympathetic vibrations ) ઉપજાવી પોતાનું સ્પષ્ટ જ્ઞાન જમાવે છે. ગાવાની શક્તિનું માપ ૮૦ આંદોલનથી ૧૬૨૦ આંદોલન સુધી છે તે તો કહેવાઈ ગયું છે પણ સાંભળવાની શક્તિનું માપ ઘણુંજ વિસ્તીર્ણ છે. એક સેકન્ડના ૫૦ આંદોલનથી ક્રમે ચઢતા ૨૦૦૦૦ આંદોલન સુધીના અવાજો માણસથી પારખી શકાય છે. આ ગણતરી સ્વીકારતાં આપણે સગીતપદ્ધતિ મુજબ તેને ૯ सप्तक નું માપ જણાવીશું. કોઈ કોઈ પ્રસંગે સ્વચ્છ કાન વાળા સારા વિદ્વાનો ૩૨ આંદોલનથી ૪૦,૦૦૦ આંદોલન સુધીના ૧૧ सप्तक સુધીના અવાજો સમજી શકે છે.

---

# ગુજરાતની મુસાફરી.

ચાલુ પુ. ૪૭ પૃ. ૨૮૩ થી.

## સવૈયા.

ક્રોપ થતાં વઢવાણ વધ્યું, આબાદ થનો જાતો વેપાર,
મોરબી મનહર ઝોલાપૂલ[1] પર ચાલો ડગમગ થાય લગાર;
ગ્રેન્ડ ચોક બે પાસે સીધી લાંબી ભભકાદાર બજાર,
ટેલીફોનથી[2] કામ કરો સૌ ટ્રામ[3] મળે ચોગમ તૈયાર. ૯

## હરિગીત.

ત્રમણાથી અધિક[4] ત્રીસ વરસે રાજકોટ વિચારજો,
દરબાર હૉલની[5] સાથ સંગ્રહસ્થાન[6] જોવા આવજો;
સૌરાષ્ટ્રના સૌ રાજ્યની સર્વોપરી સત્તા તણું,
એ મધ્ય બિંદુ ગણાય છે તેથી વધ્યું વધતું ઘણું. ૧૦

---

૧ નીચે કંઈ આધાર વગરનો લોઢાનો પૂલ મચ્છુ નદી પર ૬૫૦ ફૂટ લાંબો છે તે.

૨ મોરબી રાજ્યમાં ટેલીફોનનાં સ્ટેશન ૬૦ છે. દરબારી તમામ સખાણકામ ટેલીફોનથી થાય છે.

૩ મોરબીની ચારે દિશાઓ તરફની પાંચ ટ્રામ મળીને દરરોજ ૮૦ માઈલ જાય છે અને આવે છે.

૪ ઇ. સ. ૧૮૭૧ મા વસ્તી ૧૧૫૦૦ હતી તે વધીને ૧૯૦૧ માં ૩૫૫૦૦ થઈ છે

૫ તેમાં કાઠિયાવાડના રાજા અને કારભારીઓની સભા ભરાય છે, તેની ભીંતોએ ઘણા રાજાઓની છબીઓ ટાંગેલી છે, અને સામે મહારાણીજીનું સુંદર બાવલું છે

૬ તેમાં ઘણી જાતનાં અનાજ, પત્થર, પ્રાણીઓ, કારીગરી, પ્રાચીન લેખ વગેરેના નમુના છે. નવાઈ જેવી ચીજો બહુ છે. જીવતાં પ્રાણીઓ પણ કેટલાંક છે. આસપાસ બગીચો છે.

### સવૈયા.

જામનગર જરી કામ રૂપાળું મેરૂ[1] ખવાસ હતો બળવાન,
વસ્તી બહુ શોખીન જણાતી રાગ રંગમાં છે બહુ તાન;
જતાં દ્વારકાં રસ્તા મધ્યે નવીન ધરમવાડા[2] સુખકાર,
સગવડ મફત મળે મનમાની એ કર્તાનો બહુ 'આભાર.' ૧૧

### હરિગીત.

દ્વારામતી દેવળ જુઓ પ્રાચીન વિશેષ ગણાય છે,
ફરી ગોમતીમાં સ્નાન[3] બહુ જન છાપ[4] લેવા જાય છે;
ઝટ બેટમાં જઈ આવીએ અહીંથી મજલ કહેવાય છે,
સાગર ઉંડો વચમાં દીસે વળી જોખમી સમજાય છે. ૧૨

---

૧ જામનગરના જામ સાહેબ લાખાજી હળવદના રાજસાહેબની કુંવરી સાથે પરણ્યા ત્યારે બાઈની હજુરની નોકરી કરવા માટે આ મેહેરામણ (મેરૂ) હળવદથી આવેલ, તેણે પોતાની ચતુરાઈથી જામનગરનું રાજ્ય ઘણું વધાર્યું, અને રાજ્યમાં કુલ કર્તાહર્તા થઈ પડયો. તે એટલે દરજ્જે કે ખુદ જામ સાહેબ ઉપર પણ બહુ ક્રૂર રહેતો, જામ સાહેબ પોતાના દુઃખની વાત કોઈ કને કરે તો સાંભળનારના કાન ફોડાવતો, જામ સાહેબનો સંદેશો લઈ જનારનાં હાથપગ કપાવતો, ને પોતાની વિરુદ્ધ કોઈ બોલે તો તેની જીભ ખેંચી કઢાવતો. તોપણ આખર તેને છવાઈ બદલ આમરણ પરગણું મળ્યું. તે તેના વંશજો હજુ ભોગવે છે.

૨ છીકારી પડાણા, રાયશંગપર, ખંભાળીઆ, વરવાળા ને ગુરગઢમાં ધરમવાડા છે,

૩ ગોમતીમાં દરીઆનો ફાંટો મળે છે, તેથી તે પવિત્ર ગણાય છે. દરીઆના સંગમ પાસે શંખ, ચક્ર ને પદ્મ થાય છે. ગોમતીસ્નાન કરવા બદલ ગાયકવાડ સરકાર કર લે છે.

૪ એ છાપ પાડવાના છાપાં લોઢાનાં હોય છે તે પર શંખ, ચક્ર, ગદા, ને પદ્મના આકાર ઉંધા પાડેલ હોય છે. તે તપાવી હાથ પર દાબે એટલે પડેલ ડાઘ કદી જતો નથી. છાપ પડામણી ખર્ચે બેસે છે.

### સવૈયા.

પોર તણું બંદર છે સારૂં રાજ્ય બહુ જુનું[1] લેખાય,
આગળના સૌરાષ્ટ્ર વિષે બહુ-ભાગ હતો તેનો બોલાય;
અહીં વસતો શ્રીકૃષ્ણ ભગત ને મિત્ર સુદામા+ નામ ગણાય,
મોટાની ઓળખથી તેનું નામ-જુઓ કાયમ* વરતાય. ૧૩

### હરિગીત.

પાટણ જુઓ ખંડેર મંદિર ખ્યાતિ પ્રથમ બહુ હતી,
સુનકાર અતિ દેખાય જેની સાહિબી[2] છલકી જતી;
આવી દશાનું સુણી કારણ ચરર ચિતમાં થાય છે,
ચડતી પછી પડતી જગતમાં સરવની સમજાય છે. ૧૪

### સવૈયા.

જુનાગઢ નરસી મેતાના નાટકમાં આવે બહુ યાદ,
ભવ્ય મકાનો, મ્હોબત સરકલ, પ્રાચીન લેખ હજુ આબાદ;
રાણકદેવી+ કાજ કપટથી સિદ્ધરાજે માર્યો ખેંગાર,
વિમળશા માધવ+ મમ થાતાં હિંદુ રાજ્ય[3] ગયું નીરધાર ૧૫

---

૧ પોરબંદરના રાજ્યકર્તા રાણા, હનુમાનજીના દીકરા મકરધ્વજના વંશના કહેવાય છે.

\+ તેની કથા પ્રચલિત છે, તેથી લખી લંબાણ કર્યું નથી. *સુદામાપુરી.

૨ ૫૬ રત્નજડિત થાંભલાવાળા આ દેવળના ખર્ચ માટે હિંદુ રાજાઓએ ૨૦૦૦ ગામો આપ્યાં હતાં. મંદિરમાં ૨૦૦૦ બ્રાહ્મણો નિત્ય પૂજા કરતા, ગાયન કરવાને ૩૦૦ ગવૈઆ તથા ૫૦૦ નાયકાઓ રાખી હતી. આવી ખ્યાતિ સાંભળી ઇ. સ. ૧૦૨૪ માં મહમદ ગીઝની ૨૦ હજાર ઊંટ લઈ ત્યાં આવ્યો. તેણે સામે થનાર હિંદુ રાજાઓને હરાવી દેવળ તોડયું ને લૂટયું; ત્યારે ૨૦૦ મણ સોનુ, ૨૦૦૦ મણ રૂપું ને કીંમતી ઝવેરાત ઉપાડી ગયો. પછીથી દેવળને અલાઉદ્દીને તથા ગુજરાતના બાદશાહોએ તોડયું. હાલનું દેવળ ખંડેરાવ હોલ્કરની પ્રતાપી રાણી અહલ્યાબાઈએ બંધાવ્યું છે.

૩ જુનાગઢનો હિંદુ રાજા માંડળિક બહુ વ્યભિચારી હતો. તેના તાબાના દાત્રાણ ગામમાં પવિત્ર સતી નાગબાઈ ચારણના દીકરાની

### હરિગીત.

ગોંડળ તણું કૉલેજ ભૂષણ રાજ્યનું સમજાય છે,
સુધરેલ નૃપ નિજ રાજ્યહિતમાં અતિ ઉમંગી જણાય છે;
સિદ્ધચળનાં દેવળો અહીં દૂરથી દેખાય છે,
કારીગરી અદ્ભુત મહિમા જૈન લાખો જાય છે. ૧૬

### સવૈયા.

ભાવનગર હમણાંજ[1] વસેલું તોય બહુ આબાદ ગણાય,
શેત્રુંજી[2] સ્ટીમર પર અહીંથી બેસો દક્ષિણ ઝટ જવાય;
યત્ર વિશાળ વરાળ તણું વચમાં ચળકે બળવાન જણાય,
તે થકી પાણી બરાડતું[3] ભાગતું હાંફતુ ફીણ મુખે ઉભરાય. ૧૭

---

વહુ ઘણીજ રૂપાળી અને પાંડ્રની હતી. તેના પર મોહ પામીને રાજા ત્યાં આવ્યો, એટલે સાસુએ તેનો અતિથિસત્કાર કરવા વહુને સૂચવ્યું. તે પ્રમાણે તેને ધર્મનો ભાઈ ગણીને તેણે બાજઠ પર બેસાડયો, અને પૂજા કરવા માટે રાજાને કપાળે ચાંલ્લો કરવા જાય છે કે તરત રાજા મોઢું ફેરવી બીજી દિશાએ બેઠો. વહુએ જાણ્યું કે પ્રથમની દિશાએ મુહૂર્ત સારૂ નહિ હોય, તેથી આમ થયું હશે; એમ ધારી બીજી દિશાએ ગઈ તો વળી રાજા ફરી બેઠો. એમ ચારે દિશાએ થયુ, એટલે તેણે કહ્યું કે "બાઈજી રા ફરતો છે." નાગબાઈએ રાજાની મનોવૃત્તિ જાણીને કહ્યું કે "વહુ બા પાછા આવો. રા ફરતો નથી પણ રાનો દિ ફરતો છે." એમ કહીને શાપ દીધો કે;

જાશે રાની રીત, રાપણું રહેશે નહિ;
મેડી ત્યાં મસીદ, તે દિ મુસંબારીશ માંડળિક.

તે પ્રમાણે જુનાગઢના પ્રધાન વિમળશાને પણ કડવો અનુભવ થયો. એટલે તેણે જુનાગઢનું રાજ્ય જીતી લેવાને ગુજરાતના મહમદશાહને ઉશ્કેર્યો, ને યુક્તિઓ બતાવી. એટલે બાદશાહે આવી રાજ્ય જીતી લીધું, ને રાજાને વટલાવી મુસલમાન કર્યો. જુઓ હરામ દાનતના ચમત્કાર!!!

૧ ઈ. સ. ૧૭૨૩ માં.

૨ સ્ટીમરનું નામ છે.

૩ આગબોટના તુતક પરથી દેખાતો પાસેના પાણીનો આબેહૂબ દેખાવ.

### હરિગીત.

સ્ટીમર દબાણથી તેટલું જળ તરતમાં ખસી જાય છે,
એ નિયમ સમજી છે બનાવી જળે તરતી જાય છે;
રચના ઘણી છે સરસ હોકાયંત્ર નવલ જણાય છે,
તુતક ઉપર ચડી નિરખતાં વળી હૃદય બહુ હરખાય છે. ૧૮

### સવૈયા.

બંદર આ વલસાડ થકી બહુ ગોળ, અનાજ ચડે પરદેશ,
પારસી લોક તણી અગિઆરીયો ઉદવાડા ખ્યાત વિશેષ;
કુતાથી અરણાઇ,[1] દેવકી[2] કુંડ વિષે ભૂમિ ગુણ જણાય,
ગાયકવાડી નવસારીમાં પારસી વસ્તી બહુ દેખાય. ૧૯

### હરિગીત.

આ સુરતના સહુ બાગમાં જો બહુ સકાર જણાય છે,
વિધ વિધ જમણ પાપડી, બરફી, સાડી, અતિ વખણાય છે;
વસ્ત્રાભૂષણ ને રમત ગમતે શેખમા વધી જાય છે,
આફત છતાં આવું ન હોતે ચાત શુ ? મન થાય છે. ૨૦

### સવૈયા.

લાંબી વિશાળ ઉંડી નદી રેવા બેટ જુઓ પટમા વરતાય,
પૂલ બહુ જબરો દીસતે જમણે તીર આ ભૃગુપુર જણાય;
પાઘ પને[3] ભભકો બહુ બારે ભાગ્યુ તોય ભરૂચ ગણાય,
પ્રાચીન છે ગુજરાત વિષે બહુ રૂ અહીંથી પરમુલક જાય ૨૧

### હરિગીત.

શુક્લ તીરથ જઈ આવીએ જાત્રાળુ જન બહુ જાય છે,
કાનમ ધરતી કાળી નક્કમા અતિ રસાળ ગણાય છે;

---

૧ ધરમપુરથી દક્ષિણે ૮ માઇલ છે
૨ કુંડ ગાયકવાડની હદમાં છે, ને દેવળ વાંસદા ગજ્યની હદમાં છે.
૫ શહેર ચાર માઇલ લાંબુ છે

વળી કબીર વડ[1] પણ પેખીએ બહુ વધી ગયો વિસ્તારમાં,
એના બરાબર ઝાડ નથી આ જગતમાં આ વારમાં. ૨૨

**સવૈયા.**

મોખડી ઘાટ[3] તણો મનરંજન ઘોધ જુઓ બળવાન જણાય,
ફરી રેવા નદી ઉતરવાથી આહ્લાદ નથી દૂર જરાય;
બેરાં બહુ શોખીન દીસે અહીં તરવામાં કુશળ નીરધાર,
ઘેર ઉતારી મુસાફરને નિજ હાવ ભાવથી કરે સત્કાર. ૨૩

( અપૂર્ણ. )

---

# પાચનક્રિયા અને તેને લગતા અવયવો.

પ્રત્યેક મનુષ્યને દુનીઆનો વ્યવહાર ચલાવવાને કામ કરવાની જરૂર છે. કામ કરતાં માંસના લોચાને ઘસારો પડે છે. તે ઘસારો દરરોજ ખાવાના ખોરાકમાંથી પુરો પડે છે. આથી કરીને જે પ્રમાણમાં શરીરને ઘસારો પડે તે પ્રમાણમાં ખોરાક ખવાવોજ જોઈએ. ગમે તેટલો ખોરાક ખાવામાં આવે, પણ તેનું પૂર્ણ પાચન ન થતું હોય તોપણ તંદુરસ્તીને નુકસાન થાય છે; તેથી ખોરાકના પાચનના સંબંધમાં પ્રત્યેકને થોડું ઘણું જાણવાની જરૂર છે.

મોંમાં નાખેલો ખોરાક દાંદ વડે ચવાય છે. તે જેમ જેમ ચવાતો જાય છે અને બારીક થતો જાય છે, તેમ તેમ મોંમાંથી નીકળતો લાળરસ નામનો એક પ્રવાહી તેને ભીજવે છે, અને વધારે બારીક થવામાં મદદ કરે છે. આ ક્રિયા દરમિઆન જીભ ખોરાકને સંકોરવાનું કામ કરે

---

૨ તેની વડવાઈઓ વધતાં આસરે ૩–૪ હજાર ઝાડ થયાં છે. તેની છાયામાં પંદર–વીસ હજાર માણસો સુખેથી બેસી શકે.

૩ મોખડીઘાટ ( માકડીઘાટ ) એ રાજપીપળાના રાજ્યમાં ગોરા ગરડેશ્વર નજીક કાળા પત્થરનો બનેલો છે. તે પર થઈને નીચે પડતા પાણીના ધોધની પહોળાઈ ૨૦ વાંસની, અને ઢાળ ઉતાર ઉંચાઈ ૭ વાંસની છે.

# भूस्तरविद्या.

૧ આ વિચિત્ર જગતમાં નાના પ્રકારના અસંખ્ય પદાર્થો દૃષ્ટિએ પડે છે. તે સઘળાઓનું મૂળ તપાસીએ તો માલમ પડે છે કે જમીનમાંથી સર્વે ઉત્પન્ન થયું છે. જુદી જુદી જાતના અસંખ્ય પદાર્થોની સાદી વર્ગણી કરતાં જણાય છે કે, તેમાંના કેટલાક સજીવ ને કેટલાક નિર્જીવ છે. હવે સજીવ પદાર્થોમાં પણ કેટલાક પ્રાણિજ એટલે પ્રાણીઓમાંથી ઉત્પન્ન થએલા છે. ને કેટલાક ઉદ્ભિજ્જ એટલે વનસ્પતિમાંથી ઉત્પન્ન થએલા છે. નિર્જીવ પદાર્થો તો જમીનમાંથી ઉત્પન્ન થએલા છે. એ વાત સર્વ કોઈ કબુલ કરશે પણ ઉદ્ભિજ્જ ને પ્રાણિજ પદાર્થો નિર્જીવ જમીનમાંથી કેવી રીતે ઉત્પન્ન થાય છે તે વાત અવલોકન કર્યા વિના જણાતી નથી. પ્રથમ તો આપણે પ્રાણીઓ ને તેમાથી બનેલા પદાર્થો વિષે વિચાર કરીએ. તેમનાં શરીર બીજાં પ્રાણીઓ અથવા વનસ્પતિ ખાઈને વધે છે. એટલે કે તેમાંથીજ તેમના શરીર વધે છે. હવે વનસ્પતિ પણ પોતાનો ખોરાક જમીન ને હવામાંથી લે છે. એટલે ટુંકામાં કહીએ તો પ્રાણિજ ને ઉદ્ભિજ્જ બન્નેનાં શરીર જમીનમાંથી બને છે એ વાત સહજ સમજાય છે. ત્યારે હવે આપણે એટલું સાબીત કર્યું કે નિર્જીવ ને સજીવ એટલે કે આખી સૃષ્ટિમાંના સઘળા પદાર્થોનું મૂળ જમીન છે. આ જમીન એ પણ પદાર્થ છે, તેનું મૂળ શું હશે તે હવે પ્રશ્ન ઉઠે છે. તેનો જવાબ મેળવવા કોઈ પુસ્તકની જરૂર નથી પણ આપણી આસપાસ નિરંતર જે બને છે તેનું અવલોકન કરીએ તો તે ઝટ સમજાય છે. એક નદીનું ઉદાહરણ લઈએ. આ સાબરમતી નદી અરવલ્લી પહાડોમાથી નીકળી ખંભાતના અખાતને મળે છે તો શું તે એકલું પાણીજ વહન કરે છે કે તેની સાથે બીજા કોઈ પદાર્થોને લઈ જાય છે? ચોમાસામાં વહેતું પાણી ભરી લાવી ઠરવા દઈએ તો જણાય છે કે તેમાં પુષ્કળ કચરો ભરેલો છે. આ કચરો ક્યાંથી આવ્યો? ઉત્તર એજ મળશે કે પહાડોમાંથી. પણ પહાડો તો નક્કર પત્થરના છે તો પછી આ છૂટો ભૂકો શાનો છે? આપણી આજુબાજુ પડેલા પત્થરો દર વરસે ઘણા ઘસાતા માલમ પડે છે તો પછી આટલું બધું પાણી જે પત્થર પર પડે છે, ને વહે છે તે પત્થરને ઘસી તેનો ભૂકો બનાવે

તે અસંભવિત નથી. પૂર આવી ગયા પછી જોઇએ તો નદીના કાંઠાની જમીનો કાદવના થરથી ભરપૂર જણાય છે તો આ કાદવ કે જેમાં વનસ્પતિ ઉગીને આપણું પોષણ કરે છે તે બીજી કાંઈ ચીજ નથી પણ પહાડોનો ભૂકો છે. આપણે એટલે સુધી આવ્યા કે સઘળા પદાર્થોનું મૂળ જમીન ને જમીનનું મૂળ પત્થર છે.

૨ આટલે દરજ્જે આવ્યા પછી પત્થર શી રીતે ને શેમાંથી બન્યા તે જાણવું રહ્યું. આ જ્ઞાન મેળવવા સારૂ કોઈ પુસ્તક કે શિક્ષકની જરૂર નથી અવલોકનશક્તિ ખીલવીશું તો તેના જવાબ પણ કુદરત રૂપી મહાન્ પુસ્તકમાંથી મળશે. કોઈ કહેશે કે તે કયુ પુસ્તક ને શી રીતે મેળવી, વાંચવું ? આ સૃષ્ટિ તેજ તે મહાન્ પુસ્તક અને બારીક અવલોકન તેજ તેનુ વાચન છે. પત્થરો શેમાંથી ને શી રીતે બન્યા તે જાણવા પ્રથમ તો એ જોવું પડશે કે બધા પત્થરો એકજ રચનાવાળા કે જુદી જુદી રચનાવાળા છે. આ શોધ એક સ્થળે રહેવાથી થઈ શકશે નહિ. તેને માટે તો જુદાં જુદાં સ્થળ અવલોકવાં પડશે. ધારો કે પ્રથમ આપણે આબુ પહાડ જોવા ગયા તો ત્યાં શું જોવામાં આવશે ? -

( અપૂર્ણ. )

---

# वाचनमाळाना खुलासा.

( બીજી ચોપડી. ચાલુ પુ. ૪૭ પૃ. ૧૮૪ થી ).

**પાઠ ૧૫.**

તકતો—(फा) તખ્તા–મૂળ અર્થ પાટિઉં. સાધારણ રીતે આરસાના અર્થમાં વપરાય છે; આ સ્થળે તેવોજ અર્થ છે.

**પાઠ ૧૬.**

આ પાઠની હકીકત સાથે શ્રીકૃષ્ણ સબંધે ગાવામાં આવતા નીચે આપેલા ગીતને સરખાવો.

" એ પેલો ચાંદલીઓ, ચાઈ મુને રમવાને આલો;
નક્ષત્ર લાવીને મા, મારા ગજવામાં ઘાલો.
રૂવે ને રાતડો થાય, ચાંદા સામુ જૂવે;

માતારે જશોદાજી હરિનાં આંસુડાં લૂવે.
લોકનાં અનેરાં બાળક, ધેલો તું કાં થાય;
ચાંદો આકાશેં વહાલા, તે કેમ લેવાય.
વાડકામાં પાણી ઘાલી, ચાંદલીઓ દાખ્યો;
નરસૈંનો સ્વામી શામળીઓ, રડતો રાખ્યો.

**ગોદ**—ખોળો.

**ઝોડઝપટ**—ઝોડ=ભૂત, પિશાચ, વગેરે. ઝોડની ઝપટ; ભૂત, પિશાચ, વગેરેની અડફેટ—ઝાપટ.

**જંત્ર**—યન્ત્ર ઉપરથી ધાતુનું પતરૂં, અથવા કાગળ જેના ઉપર આકૃતિ અને તેના ખાનામાં આંકડા, અથવા અક્ષર હોય છે, જે જોયાં કોઈ દેવ કે દેવીની સાધના થાય છે તેને—જંત્ર—( જંતર ) કહેવામાં આવે છે.

**માદળીઉં**—માદળીઉં બતાવવું.

**પાઠ ૧૮.**

વિદ્યાર્થીઓને રસ પડે તેવી કેટલીએક કુતરાની હોશિઆરીની વારતાઓ કહેવી. આપણા દેશમાં ભરવાડો ખેતરનું રક્ષણ કરવા અને કેટલાક ગૃહસ્થો ઘરનું રક્ષણ કરવા કુતરાઓ પાળે છે; કુતરાઓને કેળવવાથી—ડુબી જતા માણસોને બચાવવામાં, સંદેશા લઈ જવામાં—તે ઘણા ઉપયોગી થઈ પડે છે.

**ગાર્ડ**—ઈંગ્રેજી ભાષામાંથી આવેલો શબ્દ છે. તેનો અર્થ ' સભાળ રાખનાર ' થાય છે.

**શીરનામું** -શીર—સરખાવો સં. શીર્ષ અને फा. सर માથું—મથાળું. નામા = કાગળ.

**પાઠ ૧૯.**

નિર્બળ કે ભલા છોકરાને સતાવનારા દુષ્ટ છોકરાઓને તેવું કામ કરતાં ખાળવા એ સારા છોકરાઓનો ધર્મ છે, એવી શિખામણ આપવી.

**ઝાંપું મારી ગયો**—વચમાં પડી ગયો.

પાઠ ૨૦.

ખલીફ઼ા—ખલફ઼ ( આ. ) = વારસ થવું; તે ઉપરથી ખલીફ઼ા = વારસ થનાર. મહમદ પેગંબર પછી તેમની ગાદી ચલાવનાર દરેકને ખલીફ઼ કહેવામાં આવે છે.

રદ કરવું—રદ ( આ. ) પાછું વાળવું, પાછું ફેંકવું; તે ઉપરથી ફેરવી નાંખવું.

---

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર

( મે. ઉ ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના ૧૯૦૮ ની તા. ૨૦ મી ઑગસ્ટના હુકમ નં. ૪૩૨૩ ઉપરથી ).

ગુજરાતી શાળાઓમાં ઇનામ તેમજ લાઇબ્રેરી માટે નીચેનાં બે પુસ્તકો મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે મંજુર કર્યાં છે.

૧. ઔરંગજેબ. } કર્તા ઇ. મ. દેસાઇ
૨. વિદુરનીતિ. }

( સહી ) P. Lory.
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

---

## જાહેર ખબર.

( મે. ઉ ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના ૧૯૦૮ ની તા. ૨૭ મી ઑગસ્ટના હુકમ નં. ૪૬૮૫ ઉપરથી ).

વ્યાકરણસંવાદ નામના પુસ્તકની કીં રૂ. ૦–૮–૦ છે અને તેના કર્તા અને પ્રકાશક મિ કે. જી. મોહોની (સિસ્ટર પેલેસ, કોલ્હાપુર કૅમ્પ)છે.

હુકમથી
M. H. Kinkhabwala,
Head clerk,
Educational Inspector, N. D.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના ૧૯૦૮ ની તા. ૨૯ મી ઑગસ્ટના હુકમ નં ૪૭૬૦ ઉપરથી ).

મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે " શારીરિક તપાસ તથા અકસ્માતિક રોગીઓ " ( કર્ત્તા મેસર્સ *ડી એન. માહેર અને ડી. એ. પંથકી ) એ નામના પુસ્તકની હાલમાં સુધારેલી બીજી આવૃત્તિને ગુજરાતી પ્રાથમિક શાળાઓમાં ઇનામ તેમજ લાયબ્રેરી માટે મંજુર કરેલી છે.

---

*સરનામું.
સાસન ઇન્સ્ટિટ્યૂટ બિલ્ડિંગ, મુંબાઈ.

હુકમથી
M. H. Kinkhabwala.
Head clerk,
Educational Inspector, N. D.

---

## જાહેર ખબર.

મુંબઇ ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુક ડીપો કાઢી નાંખવાથી, સરકારના હુકમથી, કેળવણીખાતાના મરાઠી, ગુજરાતી, કાનરીઝ અને ઉર્દુ નકશાઓ વેચવાનું તથા છાપવાનું કામ મિ. નરહર નારાયણ દાતારને ( નં ૬૮. બુધવાર પેઠ–પુના–શહેર ) સોંપવામાં આવ્યું છે, તેથી ખાતાના તે નકશાઓ જેઓને જોઈતા હોય તેઓએ હવે પછી તેમને લખી જણાવવું.

અમદાવાદ. સહી. K. P. Trivedi,
તા. ૨૧–૫–૦૮. Ag. Educational Inspector,
N. D.

---

## ભારે વખણાયેલી, ખચીત શ્રેષ્ઠ અને સસ્તી.

# આદરજી કાવસજી માસ્તરની

## દસ્કત શિક્ષક કોપીબુકો.

**"કમીશનમાં વધારો" આઠ ભાગમાં "કમીશનમાં વધારો."**

કેળવણીખાતાના હાલના તથા આગલા ઇન્સપેક્ટરો તથા ડેપ્યુટી ઇન્સપેક્ટરો, દેશની કેળવણીના આગેવાન જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો, પ્રિન્સિપાલો, હેડમાસ્તરો અને શિક્ષકો, મુમ્બઇ તથા ગુજરાતના સર્વે જાહેર છાપા તરફથી એક અવાજે તારીફ કરતા અતિ સન્તોષકારક ખાત્રીપત્રકો.

**મહેરબાન ડિરેક્ટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઇન્સપેક્ટર મે. જાઇલ્સ સાહેબે દસ્કત શિક્ષક કોપીબુકોને જ સઘળી મંજુર કરેલી કોપીબુકોમા શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે સારી સ્કુલો આવી સરસ કોપીબુકજ વાપરવાને અગત્યતા ધરાવશે.**

**☞ મુમ્બઇ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઇન્ટ સ્કૂલ કમિટિના અનુભવી સદ્‌ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કત શિક્ષક કોપીબુકોને જ સર્વ કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વ સ્કૂલોમાં એ જ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.**

આ કોપીબુકો માટે જે જે સદ્‌ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટો મળેલાં છે તેમના નામ અમારી દરક કોપી વાચવાથી ખાત્રી થશે.

**દસ્કત શિક્ષક કોપીબુકો નીચલી શરતોથી મળશે.**

૧. શેકડે રૂપીએ દેશાવરથી માલ મગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ એકામા ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસ્કાઉન્ટ આપવામા આવશે, પેકિંગ અને રેલ્વેનો ખર્ચ આપવામા આવશે.

૨. ૨૦૦થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલ્વે, પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩ માલ મોકલાવ્યા પછી તે રસ્તામા જતા કોઇ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મગાવનાર છે.

૪ જ્યા રેલ્વે ન હોય ત્યા માલ કયે રસ્તે અને કયા મોકલવો. તેનો પુરતો ખુલાસો માલ મગાવનારે લખી જણાવો રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઇ જવાનો ખર્ચ માલ મગાવનારને શિર સમજવો.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કાંઇ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુક સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી જાણી શકશે. પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું. નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્કત શિક્ષક કોપીબુકોનાજ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને બંધ બેસતી સ્ટીલપેનો ખાસ ઈંગ્લાન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મગાવીછે. એ **સ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ અને ફારસી લખવાને ઘણી સગવડ** ભરેલી છે. દરેક બોક્સમાં ડઝન-૬. કિંમત રૂ. ૦॥, ઓછામાં ઓછા ૮ બોક્સ મંગાવનારને ૬। ટકા કમીશન મળશે ને ૨૫ યા તેથી વધુ બોક્સ લેનારને ૧૨॥ ટકા મળશે વેલ્યુપેએબલથી ૧ થા ૬ બોકસ મંગાવનારને ખર્ચના બેઆના વધારે લાગશે. ભુલી જતા નહી, અને પૈસા પહેલાંથી મોકલાવનારને બોકસના ખર્ચના બે આના લાગશે.

નમુના
આદરજી કાવસજી માસ્તરની
દસ્કત શિક્ષક કોપી બુકોની
સ્ટીલપેનોના

| નં.૧ને૨ | નં ૩. | નં ૪. | નં.૫ચ્યે. | નં.૫બી | નં.૬ચ્યે. | નં.૬બી | નં.૭ને૮ |
|---|---|---|---|---|---|---|---|

- **આદરજી કાવસજી** માસ્તર. દસ્કત શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા અને કમિશન એજન્ટ **ધોબી** તળાવ મુંબઈ.

# ગોખલે કૃત ગણિત ભા. ૩નો ખુલાસો.

તમામ હિસાબ સંપૂર્ણ ખુલાસા સહિત સમજાવેલા એવો, ગણિતમા હોશિઆર અને અનુભવી શિક્ષકને હાલે લખ એવો ગોખલે કૃત ગણિત ભાગ ૩જાનો ખુલાસો. ધો ૬,૭, અંગ્રેજી, પ્રવેશક મેટ્રીક અને સ્કુલફાઈનલની પરીક્ષામા એમના ઉમેદવારોને ખાસ ૭૨૬નો લગભગ ૩૬૫ પૃષ્ઠનો. કીં રૂ.૦-૧૨-૦ જાણીતા બુકસેલર તથા મહેમદાવાદ દેસાઇ વરજીવન પુરુષોત્તમદાસ તથા અમદાવાદમા ચીમનલાલ ચુનીલાલની કંપની તથા પ્રભાશંકર રવીશંકર પાસેથી મળશે. ક સે ૨૫ ટકા. ખર્ચ મગાવનારને શિર

બી-સી-એનની કું૦ મહેમદાવાદ.

---

## The Teacher. ( ધિ ટીચર ):-

આવૃત્તિ ત્રીજી પુષ્કળ સુધારા વધારા સાથે—પોતાની મેળે શિક્ષકની મદદ વિના ઈંગ્રેજી શીખવા ચાહનાર માટે તથા શાળામા ભણતા વિદ્યાર્થી માટે તથા થોડું ઈંગ્રેજી શીખી અભ્યાસ છોડી દીધો હોય તેના માટે આ એક ઉત્તમ પુસ્તક છે એમા પુષ્કળ શબ્દો ઉપરાંત વ્યાકરણ અને પાઠશાળાના નિયમો, જુદી જુદી જાતના રમત, ચીઠી, કાગળ, અરજી, તથા તારના નમુના, કહેવતો તથા રુઢિપ્રયોગ તેમજ ઈંગ્રેજીનુ ગુજરાતી અને ગુજરાતીનું ઈંગ્રેજી કરવાના ફકરા વગેરે સમાવ્યુ છે કીમત ટપાલ ખર્ચ શિવાય મેહેતાજી ની વિદ્યાર્થિ માટે રૂ ૧-૦-૦ બીજા માટે રૂ ૧-૪-૦ મળવાનું ઠેકાણું—અમદાવાદ જાણીતા બુકસેલરો પાસેથી તેમજ મી લીલાશંકર કૃપાશંકર દ્વીવેદી. મુ. ભડ. સુરતમાં કરસનદાસ નારણદાસ. બુકસેલર નાણાવટ.

# કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરીઓ માટે મંજુર કરેલા શાળોપયોગી ગુજરાતી ગ્રંથો.

| અસલ કીમત રૂ. આ. | ફક્ત થોડા વખત માટે | ઘટાડેલી કી. થી રૂ આ. |
|---|---|---|
| ૫—૫ | કવિ નર્મદાશંકરની કસાયલી કલમે લખાયેલો છેલ્લો ગ્રંથ "ગુજરાત સર્વ સંગ્રહ" જેમાં ગુજરાતનો જાણવા લાયક ઇતિહાસ, પુરાતન ઇતિહાસ, યાત્રાના સ્થળોનું વર્ણન, વસ્તી આદિ અનેક જાણવાજોગ બાબતોનો સંગ્રહ છે... ... ... ... ... ... | ૨—૦ |
| ૩—૦ | ઈંગ્લાડનો ઇતિહાસ–ગ.સા જમીઅતરામ શાસ્ત્રીકૃત... | ૧—૮ |
| ૦—૭॥ | હિંદના લોકનો ટુંકો ઇતિહાસ–રા. સા. મહીપતરામ રૂપરામકૃત ... ... ... ... ... ... ... | ૦—૪ |
| ૦—૫ | યુરોપનો ઇતિહાસ–રા સા. મહીપતરામકૃત ... | ૦—૩ |
| ૦—૫ | કોલંબસનો વૃત્તાંત–પ્રાણલાલ મથુરદાસ કૃત .. | ૦—૪ |
| ૦—૩ | જગતના ઇતિહાસની રૂપરેખા–રા. સા. મહીપતરામ કૃત... ... ... ... ... ... ... | ૦—૧ |
| ૦—૫ | ચરિત્ર નીરૂપણ–ચમ્બર્સ એક્ઝેમ્પલરી બાયોગ્રાફીનું ન્યા૦ સુ૦ નાનાભાઇ હરિદાસ કૃત ભાષાંતર, એમાં ૨૦ ચરિત્રો છે. | ૦—૩ |
| ૧-૧૨ | યુક્લીડ સ્કંધ ૧,૨,૩. ખા. બા જમશેદજી અરદેસર દલાલ કૃત. | ૦-૧૨ |
| ૧—૪ | રેખા યથાદર્શન–ગ બલવતરાય એમ મહેતા કૃત... | ૦-૧૦ |
| ૦—૬॥ | કર્તવ્ય ભૂમિતિ–પ્રેક્ટિકલ જીયોમેટ્રીનુ ભાષાંતર ડ્રોઇંગ સ્કુલ માટે... ... .. . ... ... ... | ૦—૫ |
| ૦—૨॥ | આદિ કારણ ભૂમિતિ–જીયોમેટ્રિકલ ફીગર્સનું ભાષાંતર. આર્ટ સ્કુલ મારે ડ્રોઇંગનું પુસ્તક ... .. | ૦—૨ |
| ૧—૪ | ધાતુ સંગ્રહ–રે. ટેલર અને વ્રજલાલ કાલીદાસ શાસ્ત્રી કૃત સંસ્કૃત ધાતુઓ તેના ગુજરાતી અર્થ સાથ બહુ ઉપયોગી. | ૦-૧૦ |
| ૦—૫॥ | મીઠી મીઠીવાતો–ગ.સા.ગણપતરામ અનુપરામત્રવાડીકૃત. | ૦—૪ |

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૭ મું. નવેમ્બર. ૧૯૦૮. અંક ૧૧.

**ધિ ઑનરબલ મિ. સેહિબને એલ. એલ. ડિ. ની ડીગ્રીનું અર્પણ**—આપણા માનવંતા મહેરબાન ડિરેક્ટર સાહેબ ધિ ઑનરબલ મિ સેહિબને મુબાઈની યુનિવર્સિટિ તરફથી તા ૨૮ મી સપ્ટેમ્બર ૧૯૦૮ ને દિને ઑન એલ. ડિ ની પદવી બક્ષવામા આવી છે. એ પદવી મુબ-ઈની યુનિવર્નિટિ ઘણુજ વિવેકથી અર્પણ કરે છે ઘણાજ વિદ્વાન્ અને પ્રતિષ્ઠિત પુરુષનેજ એ અર્પણ કરાય છે આસાર સુધીમા માત્ર ચાર પુરુષનેજ તે અર્પાયલી છે—લૉર્ડ રિપન, ડૉ વર્ડ્સવર્થ, જસ્ટિસ વેસ્ટ અને ડૉ. ભાડારકરને એ માનવન્તી પદવીના પાચમા અધિકારી આપણા પ્રિયપ્રિય ડિરેક્ટર સાહેબ થયા છે. સિન્ડિકેટના ઓછામા ઓછા બે તૃતીયાશ સભાસદો તેમજ વાઇસ ચૅન્સેલર જે પ્રતિષ્ઠિત વિદ્વદ્વર્યની ભલા-મણ કરે અને સેનેટના ઓછામા ઓછા બે તૃતીયાશ ગૃહસ્થો તે ભલા-મણ મન્જુર કરે અને છેવટે યુનિવર્સિટિના ચૅન્સેલર ( ગવર્નર સાહેબ ) એ ભલામણ માન્ય કરે સારેજ એ પદવી અર્પણ કરાય છે. ધિ ઑનરબલ મિ સેહિબ ( હવે ડૉ સેહિબ ) ની બાબતમા આ બધો વિધિ બરોબર—જોઈએ તેથી પણ વિશેષ પરિપૂર્ણ થયો છે છેલ્લા કૉન્વોકેશન વખતે શ્રીમન્ ચૅન્સેલર સાહેબે એ પદવીને ધિ ઑનરબલ મિ. સેહિબ બધી રીતે લાયક છે એવી સૂચના કરી હતી લોકમત પણ એ પક્ષમાં દૃઢ અને પ્રબળ હતું. સિન્ડિકેટ અને સેનેટ બંનેમાં એ પદવીના અર્પ-ણાની દરખાસ્ત સર્વાનુમતે મન્જુર થઈ અને શ્રીમન્ ચૅન્સેલર સાહેબે તે માન્ય કરી આ રીતે સર્વ વિધિ સારું પરિપૂર્ણ થવાથી તા ૨૯ મી સપ્ટેમ્બરે સેનેટના ભવ્ય સમારંભ સાથે શ્રીમન્ ચૅન્સેલર સાહેબે એ પદવી ધિ ઑનરબલ મિ સેહિબને એનાયત કરી છે એ ડીગ્રી ડૉક્ટર ઑવ

સોની છે અને હવે તેઓ ધિ ઑનરબલ ડૉક્ટર સેલ્બિ કહેવાશે. છેવટનો વિધિ એવો છે કે કાયદાની ફૅકલ્ટિના ડીન જે હોય તેઓ શ્રીમન્ ચૅન્સેલર સાહેબ આગળ જે પુરુષને એ માનવંતી પદવી આપવાની હોય તે પુરુષને રજુ કરી વિનતિ કરે કે આપ એ વિદ્વદ્વર્યને એ પદવી અર્પણ કરો. આ પ્રસંગે એવી રીતે રજુ કરવાનું કામ જસ્ટિસ ચંદાવારકરનું હતું. તેમણે ચૅન્સેલરને રજુ કરતી વખતે પોતે ધિ ઑનરબલ મિ. સેલ્બિની કારકીર્દિ અને જીવનનું જે વર્ણન કર્યું છે તે અક્ષરશઃ સત્ય છે અને દરેક પુરુષે—મુખ્યત્વે શિક્ષકે તે મનન કરવા યોગ્ય છે. તેમાંથી ઘણી રીતનો ઉપદેશ મળે છે, માટે તેનો સારાંશ નીચે આપીએ છેઃ—

મિ. સેલ્બિની વિદ્વત્તા સુવિદિત છે અને તેનું મુખ્ય પ્રમાણ એ છે કે તેમનું નામ ઇલાકાના સર્વ કેળવાયલા પુરુષોમાં ઘરગથુ થઈ પડયું છે. ઘણાં વર્ષ સુધી તેઓ પુનાની ડેકન કૉલેજના ન્યાયશાસ્ત્ર અને નીતિવિષયક તત્ત્વજ્ઞાનના અધ્યાપક (પ્રોફેસર) હતા તેમજ કૉલેજના પ્રિન્સિપલ હતા. હાલ તેઓ મુંબાઈ ઇલાકાના કેળવણી ખાતાના ડિરેક્ટર છે. ઇ. સ. ૧૯૦૬ થી તેઓ યુનિવર્સિટિના વાઇસ-ચૅન્સેલર છે. તેઓ ડિરેક્ટર કે વાઇસ-ચૅન્સેલરની માનવંતી પદવી પર આવ્યા નહોતા ત્યારે પણ ઇ. સ. ૧૯૦૦ માં વાઇસરૉય લૉર્ડ કર્ઝને હિંદના જુદા જુદા ભાગના ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન અને યુનિવર્સિટિના વાઇસ-ચૅન્સેલરોની કૉન્ફરન્સ (સભા) ભેગી કરી હતી તેમાં મિ. સેલ્બિને આમન્ત્રણ કર્યું હતું એ તેમની વિદ્વત્તાની કદર કર્યાનું ચિહ્ન છે. મદ્રાસના રેવરન્ડ ડૉક્ટર મિલરને પણ એવુંજ આમન્ત્રણ થયું હતું. પણ મિ. સેલ્બિની કારકીર્દિમાં સર્વથા વિશેષ પ્રતિષ્ઠા આપનાર બાબત તેમણે ડેકન કૉલેજ સાથે લાંબા વખત સુધી પોતાનો સંબંધ જારી રાખી તેને ઊંચી પદવીએ ચઢાવી એ છે. એ સંબન્ધ ૨૯ વર્ષ સુધીનો છે. એ લાંબી મુદતની દર્મિયાનમાં બે વાર મિ. સેલ્બિ રાજકોટની રાજકુમાર કૉલેજના કામચલાઉ પ્રિન્સિપલ તરીકે કામ કરવા ગયા હતા, (ઇ. સ. ૧૮૮૦ અને ઇ. સ. ૧૮૮૨ માં) પણ તેમનો કૉલેજ સાથેનો વિયોગ બહુ અલ્પ કાળનોજ હતો અને તેથી સમાગમની શિષ્યવર્ગને આવશ્યકતા વિશેષ સમજાઈ. ઇ. સ. ૧૮૮૨ પછી પોતાને વિશેષ લાભ થવાનો પ્રસંગ આવે તોપણ ડેકન કૉલેજ સાથેનો સંબંધ

છોડવાને તેમણે ચોખી ના કહી હતી. કૉલેજની સ્થિતિમાં તેમણે ઘણોજ સુધારો કર્યો છે. કૉલેજની કુદરતી સ્થિતિ ઘણીજ અનુકૂળ અને રમણીય છે અને તેની કૃત્રિમ અનુકૂળતામાં તેમણે ઘણોજ વધારો કીધો છે. દરેક વર્ષે મિ. સેલ્બિએ પોતાની કૉલેજ માટે કંઈ કંઈ પણ માગણી કરી છે અને તે એવી આકર્ષક રીતે કે તે દરેક માગણીનો સરકારે સ્વીકાર કર્યો છે. મુંબઈના એક માજી ગવર્નર સાહેબે એક પ્રસંગે કહેલું મને યાદ છે કે જ્યારે મિ. સેલ્બિ પોતાની કૉલેજ માટે કંઈ માગે ત્યારે કોઈ ગવર્નર તેને ' ના ' કહી શકે નહિ; કેમકે એમનો ઉત્સાહ અને ચાપલ્ય ઘણુંજ આકર્ષક અને મનોવેધક હતાં. ઇ સ. ૧૮૭૭ માં જ્યારે મિ. સેલ્બિનો સંબન્ધ ડેકન કૉલેજ સાથે થયો ત્યારે કૉલેજનો કૉમ્પાઉન્ડ માત્ર બે એકરનો હતો. બે વર્ષ ઉપર જ્યારે એમણે કૉલેજ સાથે સંબંધ છોડયો ત્યારે એ કૉમ્પાઉન્ડ ૨ એકરથી વધીને ૧૩૫ એકર થયો હતો. હવે કૉલેજમાં ઉત્તમ છાત્રાલય ( બોર્ડિંગ હાઉસ ) છે, ઉત્તમ બાગ, ઉત્તમ કસરત શાળા, લૉન ટેનિસ વગેરે રમતો માટે સ્થળો અને બોટિંગ ક્લબ ( મછવામાં કસરત કરવાનાં મંડળો ) અને પુસ્તકાલય તેમજ વર્તમાનપત્રાલય છે. આવાં આવાં સાધનો અને ઉપકરણોથી શિષ્યવર્ગની શારીરિક અભિવૃદ્ધિ કરવા તરફજ તેમનું લક્ષ હતું એમ નહિ, પણ સ્વાશ્રય અને જાતમહેનતની ટેવો તેમનામાં ઉત્પન્ન કરવી એ તેમનો મુખ્ય ઉદ્દેશ હતો. મિ. સેલ્બિ શિષ્યવર્ગ સાથે રમતગમતમાં અને તેમના ખાનગી જીવનની હકીકત જાણવામાં છૂટથી ભાગ લેતા હતા. આથી શિષ્યવર્ગની તેમના પર પ્રીતિ થાય એમાં કંઈ નવાઈ નથી. વળી કૉલેજનું મિ. સેલ્બિનું ઉચ્ચ શિક્ષણ એ પ્રીતિમાં વધારો કરતું હતું. તે કૉલેજમાં હમેશ ન્યાયશાસ્ત્ર અને નીતિવિષયક તત્ત્વજ્ઞાન વિષે અધ્યાપક તરીકે ભાષણો આપતા હતા અને અંગ્રેજી સાહિત્ય–બેકન અને બર્ક વિષે ક્વચિત્ ભાષણ આપતા હતા અને શિષ્યોને એમનાં ભાષણોનાં ઘણુંજ વખાણ કરતાં મેં સાંભળ્યા છે. નીતિવિષયક ભાષણો માત્ર વિદ્વત્તાભરેલાં હતાં એટલુંજ નહિ, પણ શિષ્યવર્ગને ઘણાં પ્રેરક પણ હતાં મેં એવાં બે ભાષણ ઘણાં વર્ષ પર સાંભળ્યાં હતાં અને તેથી ઘણોજ સંતુષ્ટ થયો હતો. મારે કહેવું જોઈએ કે એ ભાષણો જેવાં હોવાં જોઈએ તેવાંજ હતાં. મનુષ્યને વિષે જે અનન્તતા રહેલી છે તેનું

તેને તે ભાન કરાવતાં હતાં અને તેના આત્માને વિષે હોય તેનાથી વિ-શેષ ઉચ્ચતર અભિવૃદ્ધિની સ્થિતિની આશા ઉત્પન્ન કરતાં હતાં.

વળી મિ. સેલ્બિ શિષ્યવર્ગને વિનીત કરવા સારૂ જે વિનયનિયમો બાંધતા અને પળાવતા તે પણ પ્રશંસનીય હતા. શિષ્યનાં આચરણ પર તેઓ દરરોજ લક્ષ આપતા. જ્ઞાન એક શક્તિ છે એમ સામાન્ય રીતે કહેવાય છે. પણ તેનો અર્થ એટલોજ છે કે જ્ઞાનથી આપણે આસપાસની સ્થિતિ પર કે કુદરત પર સામર્થ્ય ચલાવી શકીએ છીએ. પણ જે શ-ક્તિથી પ્રબળ અને સ્વાભિમાની મનુષ્યત્વ આવે છે તે શક્તિ જુદીજ છે. એ મનુષ્યત્વ આત્મદમનથી આવે છે અને આત્મદમન તરુણ વયમાં વિ-નયનિયમોને અધીન રહેવાથી આવે છે, આપણી વૃત્તિ, વાણી અને લાગ-ણીઓને સ્વવશ રાખવાથી આવે છે. મિ. સેલ્બિનું શિક્ષણ એ પ્રકારનું હતું. તે હમેશ પોતાના શિષ્યવર્ગ પર એવું ઠસાવતા કે જેવા ભવ્ય અને દબ-દબાભરેલા, કુદરતના ચમત્કાર અને મનુષ્યની શક્તિથી અલંકૃત સરસ્વતી-મન્દિરમાં તમે અધ્યયન કરો છો તેવીજ તમારી પ્રૌઢતા થવી જોઈએ અને સ્વાભિમાન અને આત્મસંયમથી ઉત્પન્ન થતું ઉદાર ચારિત્ર્ય પણ તેવું-જ ચમત્કારિક અને સુન્દર હોવુ જોઈએ. તેઓ પોતાના સર્વ શિષ્યોને બરોબર ઓળખતા હતા. તેમનાં ચપળ નેત્ર તેમની પરીક્ષા તરતજ કરતાં અને તેમના દોષ સુધારવા તરફ અને તેમને વિનીત કરવા તરફ તેઓ ઘણા ઉત્સુક રહેતા.

પણ મિ. સેલ્બિએ એથી પણ વિશેષ અગત્યની સેવા એ બજાવી છે કે શિષ્યવર્ગ આગળ પોતાના આચારનો ઉત્તમ અને અનુકરણીય દૃષ્ટાન્ત મૂક્યો છે. તેમનું નિયમિત અને વ્યવસ્થિત જીવન, જ્ઞાન અને નીતિ પર પ્રતિદિન વૃદ્ધિ પામતો પ્રેમ, ઉત્તમ આધુનિક પુરુષો સાથે પ્રત્યક્ષ અને ઉત્તમ મૃત પુરુષો સાથે તેમનાં પુસ્તકો મારફત પરોક્ષ સતત સમાગમ, પ્રામાણિ-કતા અને સ્વાભિમાનની કદર, તેમજ કપટ, દુષ્ટ બુદ્ધિ, અને ડોળ ધારણ કરવાના સ્વભાવ પર તિરસ્કાર, સંક્ષેપમા કહીએ તો એમનુ ઉત્તમ જીવન અને અન્યનું એવું આદર્શભૂત જીવન જોવાની ઉત્સુકતાથી જે અસર એમ-ના શિષ્યમંડળ પર થતી તે અસર એમનાં ઉત્તમ ભાષણ, વ્યવસ્થા અને મૈત્રીથી થતી અસર કરતા પણ અતિપ્રબળ હતી. કાર્લાઇલે કહ્યું છે કે

આરોગ્ય અને પવિત્રતા એ બંને સાથે સાથે હોવાં જોઈએ; કે જેથી કરીને જીવન સંપૂર્ણ થાય અને તેમાં કંઈ પણ છિદ્ર રહી તે અવશિષ્ટ કે અસંપૂર્ણ રહે નહિ. 'જીવન એવું તો સંપૂર્ણ થવું જોઈએ કે તેમાં શારીરિક, માનસિક અને આધ્યાત્મિક બળ એવી રીતે સંયુક્ત થાય કે જેમ સંગીતમાં ગવૈયા અને વાદ્ય વચ્ચે સ્વરનું ઐક્ય થાય ત્યારેજ ગાયન શોભે છે તેમ મનુષ્યજીવનમાં સર્વ પ્રકારનાં બળ વચ્ચે ઐક્ય થઈ તેઓ સુસંગત થાય. આવા ઉચ્ચ જીવનને ઉદ્દેશીનેજ પ્રાચીન આર્ય લોકોએ પોતાના શિક્ષકને આચાર્યસંજ્ઞા આપી છે પોતાના ઉપદેશને અનુસરતો જેમનો આચાર હોય તેજ આચાર્ય અને મિ સેલ્ડિંગ વાસ્તવિક રીતે એવા આચાર્ય હતા. જ્યારે સાંજે દિવસના પરિશ્રમને અન્તે મિ. સેલ્ડિંગ ફરવા નીકળતા, પોતાના ગજવામાં કૅન્ટિનું પુસ્તક રાખતા, આકાશની શાન્તતા અને એકાન્ત પર્વતની સ્થિરતા અને એવા અન્ય પ્રાકૃતિક સ્વરૂપનું મનન કરતા ત્યારે એવો કયો શિષ્ય હોય કે જે એમ ન કહે કે 'આ પેલી મૂર્તિમતી ડેક્કન કૉલેજ ચાલી'? આવા જીવનનું અનુકરણ કરવા કયો શિષ્ય લલચાય નહિ?

આ પ્રમાણે મેં મિ સેલ્ડિંગનું ડેક્કન કૉલેજનું જીવન વર્ણવ્યું છે. એ વર્ણન ઘણું અપૂર્ણ છે એમ સમજવું; કેમકે જેમ પિતાના પુત્ર પ્રતિ પ્રેમનું પૃથક્કરણ કરવું કઠિન છે તેવુંજ ઉત્તમ શિક્ષકનું શિષ્ય તરફના વર્તનનું પૃથક્કરણ કરવું પણ કઠિન છે. ફર્ગ્યુસન કૉલેજને એમના ઉપદેશથી ઘણોજ લાભ થયો છે. એમની ડિરેક્ટર તરીકેની કારકીર્દિ વિષે હું વિશેષ કહી શકતો નથી; કેમકે તે વિષે મને બહુ પરિચય નથી. પરંતુ એ કારકીર્દિમાં એમણે પ્રાથમિક શાળાના શિક્ષકોના ટુંકા પગાર અને તેમાં વૃદ્ધિ થતાં ઘણોજ વિલંબ થાય છે એવી જે પ્રાથમિક શાળાના શિક્ષકોની દુર્દશા તે સુધારવા તરફ સરકારનું લક્ષ ખેંચ્યું છે એ ઘણું સ્તુત્ય છે.*

ઇ. સ. ૧૯૦૬ થી વાઇસ ચૅન્સેલર તરીકે જે એમણે કામ કર્યું છે તે ઘણુંજ ઉત્તમ પ્રકારનું છે. સેનેટમાં નવા નિયમો દાખલ થયા અને તેમાં સર્વ સાથે કામ કરવાની કુશળતાથી એ સર્વના પ્રિય થયા છે. થોડા માસમાં

---

* ૭ રૂ. ને બદલે ૯ રૂ. ને પાંચ વર્ષથી વધારે નોકરી હોય તો નાણાંની જોગવાઇ મળે ૧૦ રૂ પગાર આપવાનો સરકારે ઠરાવ કર્યો છે. એમ 'વર્તમાનપત્રો' પરથી જણાય છે.

તેઓ પેન્શન પર જનાર છે અને તે સમય પછી જેમ સર એલેક્ઝૅન્ડર ગ્રાન્ટ, ડૉ. વિલ્સન અને ડૉ. વર્ડ્સ્વર્થને હજી પણ લોકો યાદ કરે છે, તેમ એમને પણ યાદ કરશે.

આ પ્રમાણે જસ્ટિસ ચંદાવારકરનું વિદ્વત્તાયુક્ત ભાષણ પૂરું થયા પછી યુનિવર્સિટિના ચૅન્સેલરે ( ગવર્નર સાહેબે ) મિ. સેલ્બિને એલ. એલ. ડિની પદવી અર્પણ કરી અને પોતે પણ તેમના ગુણની સ્તુતિ કરી અને શિક્ષકનું જીવન કેવું નિઃસ્વાર્થી અને આદર્શભૂત હોવું જોઈએ, તેમણે પોતે વાવેલાં બીનું ફળ થવા માટે કેવી રીતે ધૈર્ય રાખી લાંબો વખત વાટ જોવી જોઈએ અને શિષ્યમંડળ સાથે કેવો ગાઢ સંબન્ધ રાખવો જોઈએ તે સર્વ બાબત પર વિવેચન કર્યું અને એ ભવ્ય સમારંભ સમાપ્ત થયો.

---

# वररुचिप्राकृतप्रकाश.

( ચાલુ પુ. ૪૬ પૃ. ૩૬૬ થી )

## अथ सप्तमः परिच्छेदः ॥

### ततिपोरिदेतौ ॥ १ ॥

ततिप् इत्येतयोरेकैकस्य स्थाने इत् एत् [1]इत्येतावादेशौ भवतः॥

पढइ पढए ॥ सहइ सहए ॥ पठति पठते ॥ सहति सहते ॥

त ( આત્મ૦ ૩ પુ૦ એ૦ વ૦ ) અને तिप् ( પર૦ ૩ પુ૦ એ૦ વ૦ ) એ બેમાંના એકેકને સ્થાને इत् અને एत् એવા આદેશો થાય છે.

पठति ( પઠે છે ) નું पढइ, पढए; पठते નું पढइ, पढए થાય છે.

सहति ( સહે છે ) નું सहइ, सहए અને सहते નું सहइ सहए થાય છે.

### थास्सिपोःसि से ॥ २ ॥

थास् सिप् इत्येतयोरेकैकस्य स्थाने सि स इत्येतावादेशौ भवतः ॥

पढसि पढसे । सहसि सहसे ॥

---

[1] इत्येतौ स्याताम् । ढ

थास् ( આત્મ૦ ૨ પુ૦ એ૦ વ૦ ) અને सिप् ( પર૦ ૨ પુ૦ એ૦ વ૦ ) એ પ્રત્યયોમાંના એકેકને સ્થાને सि અને से એવા આદેશો થાય છે.

पठसि ( તું પઠે છે ) નું पढसि અને पढसे.

## इट्मिपोर्मिः ॥ ३ ॥

इट् मिप् इत्येतयोः स्थाने मिर्भवति ॥

पढामि । हसामि । सहामि ॥

इट् ( આત્મ૦ ૧ પુ૦ એ૦ વ૦ ) અને मिप् ( પર૦ ૧ પુ૦ એ૦ વ૦ ) એ પ્રત્યયોને સ્થાને मि થાય છે.

पठे અને पठामि ( હું પઠું છું ) નું पढामि.

हसामिનું हसामि અને सहे નું सहामि.

## न्तिहेत्थामोमुमा बहुषु ॥ ४ ॥

बहुषु वर्त्तमानानां तिङां स्थाने न्ति ह इत्था मो मु म इत्येत आदेशा भवन्ति

प्रथमपुरुषस्य ॥ रमंति । पढंति । हसंति ॥

मध्यमस्य ॥ रमह । पढह । हसह । पढित्था ॥

उत्तमस्य ॥ पढामो । पढमु । पढम ॥

બહુવચનના પ્રત્યયોને સ્થાને न्ति, ह, इत्था, मो, मु અને म એ આદેશો થાય છે.

પ્રથમ પુ૦=૩ પુ૦—रमंति । पढंति । हसंति ॥

મધ્યમ પુ૦=૨ પુ૦—रमह । पढह । हसह । पढित्था ॥

ઉત્તમ પુ૦=૧ પુ૦—पढामो । पढमु । पढम ॥

## अत ए से ॥ ५ ॥

जित्यार्थं वचनं यतो विशेषणम् । ततिपोः सिप्थासोः ए से

इत्यादेशावत एव परौ भवतः । नान्यस्मात् ॥

तितिपोः । रमए पढए ॥

सिप्थासोः । रमसे पढसे ॥

अत इति किम् । होइ । भवति ॥

નિસાર્થક વચન થાય માટે વિશેષણ છે. त અને तिपने સ્થાને ૧ સૂત્ર પ્રમાણે જે ए આદેશ થાય છે અને सिप् અને थासूने સ્થાને ૨ સૂત્ર પ્રમાણે જે से આદેશ થાય છે તે अકારથીજ પર થાય, અન્ય સ્વરથી પર હોય તો થાય નહિ.

रमए ( रमते ને સ્થાને ), पढए ( पठतिने ઠેકાણે )=તે રમે છે, તે પઢે છે.

रमसे અને पढसे—તું રમે છે, તું પઢે છે.

अतः એમ કેમ કહ્યું છે ? होइમાં अકાર નથી, ओકાર છે, તેથી ए આદેશ થતો નથી, પણ १ સૂ० પ્રમાણે માત્ર इत् થાય છે. होइ= થાય છે; भवति નું પ્રાકૃત રૂપ છે.

## अस्तेर्लोपः ॥ ६ ॥

अस्तेर्धातोः थास्सिपोरादेशयोः परतो लोपो भवति ॥

सुत्तो सि । पुरिसो सि ॥ सुप्तोऽसि । पुरुषोऽसि ॥

थास् અને सिप् ( આત્મ० અને પર० ૨ પુ० એ० વ० ) ના આદેશો પર છતાં अस ધાતુનો લોપ થાય છે.

सुत्तो सि—તું સૂતો છે.

पुरिसो सि—તું પુરુષ છે.

## मिमोमुमानामधो हश्च ॥ ७ ॥

मिमोमुमानामस्तेः परेषामधो हकारः मयोक्तव्यः । अस्तेश्च लोपः ॥

गओ म्हि । गअ म्हो । गअ म्हु । गअ म्ह ॥ गतोऽस्मि । गताः स्मः ॥

मि, मो, मु અને म એ આદેશો अस् ધાતુથી પર હોય ત્યારે તેમાંના म् ની પછી हकार પ્રયોજવો. अस् ધાતુનો લોપ કરવો.

गओ म्हि એટલે હું ગયો છું. એમાં मि ના मकार પછી हकार પ્રયોજ્યો છે.

गअ म्हो, गअ म्हु અને गअ म्ह—અમે ગયા છિયે, એમાં બહુવચનના मो, मु અને म આદેશોના मकार પછી हकार પ્રયોજાયો છે.

## यक ईअइज्जौ ॥ ८ ॥

यकः स्थाने ईअइज्ज इत्यादेशौ भवतः ॥

पढीअइ पढिज्जइ । सहीअइ सहिज्जइ ॥ पठ्यते । सह्यते ॥

यक् ( કર્મણિ પ્રત્યય )ને સ્થાને ईअ અને इज्ज એવા આદેશો થાય છે

पठ्यते ને ઠેકાણે पढीअइ કે पढिज्जइ—પઢાય છે.

सह्यते ને ઠેકાણે सहीअइ કે सहिज्जइ—ખમાય છે.

## नान्त्यद्वित्वे ॥ ९ ॥

धातोरन्त्यद्वित्वे सति यक ईअइज्ज इत्यादेशौ न भवतः ॥

हस्सइ । गम्मइ ॥ गम्यते हस्यते ॥ गमादीनां विकल्पेन द्वित्वविधानात् द्वित्वाविधाने उक्तावादेशौ न भवतः । द्वित्वाविधाने तु भवत एव ॥ गमीअइ । गमिज्जइ ॥

ધાતુનો અન્ત્ય વ્યજન બેવડાયો હોય ત્યારે यक् ને સ્થાને ईअ અને इज्ज એ આદેશો થતા નથી.

हस्सइ અને गम्मइ—हस्यते ને गम्यते ને-ઠેકાણે થાય છે; કારણ કે ધાતુના અન્ત્ય વ્યંજનનો દ્વિર્ભાવ થયો છે.

गम् आदि धातुओना अन्त्य व्यंजनने द्विर्भाव वैकल्पिक छे. ' गमादीनां द्वित्वं वा ८ । ९८ ए सूत्र आगळ आवशे ते प्रमाणे ), तेथी ज्यारे द्विर्भाव थाय त्यारे कहेला आदेशो थता नथी अने द्विर्भाव न थाय त्यारे थाय छेज.

गमीअइ ķ गमिज्जइ—गम्यते ने स्थळे-अहिं द्विर्भाव थयो नथी, माटे आदेशो थया छे

## न्तमाणौ शतृशानचोः ॥ १० ॥

शतृशानच् इत्येतयोरेकैकस्य न्त माण इत्येतावादेशौ भवतः ॥

पढंतो । पढमाणो । हसंतो । हसमाणो ॥

शतृ ( पर० वर्त० कृदन्तनो प्रत्यय ) अने शानच् ( आत्म० वर्त० कृ० नो प्रत्यय ) ए बेमांना दरेकने स्थाने न्त अने माण एवा आदेशो थाय छे.

पढंतो ķ पढमाणो—पठत्, पठमान ने स्थळे-पढतो.

हसंतो ķ हसमाणो—हसत् ने स्थळे-हसतो.

## ई च स्त्रियाम् ॥ ११ ॥

स्त्रियां वर्त्तमानयोः शतृशानचोरीकारादेशो भवति । न्तमाणौ च ॥

हसई । हसंती । हसमाणा ॥ वेवई । वेवंती । वेवमाणा ॥

स्त्रीलिंगमां आवेला शतृ अने शानच्ने स्थाने ईकार आदेश थाय छे तेमज न्त अने माण पण थाय छे.

हसई, हसंती अने हसमाणा—हसन्तीने स्थळे-हसती.

वेवई, वेवंती अने वेवमाणा—वेपमानाने स्थळे-ध्रुजती.

## धातोर्भविष्यति हिः ॥ १२ ॥

भविष्यति काले *धातोः परो हिशब्दः प्रयोक्तव्यः ॥

---

* धातोर्हिः स्यात् । क

होहिइ हसिहिइ। होहिंति। हसिहिंति ॥ भविष्यति। ह-सिष्यति। भविष्यन्ति। हसिष्यन्ति ॥

ભવિષ્યકાળમાં ધાતુથી પર ˜ શબ્દ પ્રયોજવો.

होहिइ—भविष्यति ને સ્થળે—તે થશે.

हसिहिइ—हसिष्यति ને સ્થળે—તે હસશે.

होहिंति—भविष्यन्ति ને સ્થળે—તેઓ થશે.

हसिंहिंति—हसिष्यन्ति ને સ્થળે—તેઓ હસશે.

---

# भाषावतार.

( ચાલુ પુ. ૪૭ પૃષ્ઠ ૨૯૯ થી. )

ઉદાહરણો.

| | | |
|---|---|---|
| मत्सर=મચ્છર (અદેખાઈ.) | उत्संग=ઉછરંગ. | संवत्सरी=છમછરી. |
| घत्स=ગાછડો ૧૨૫,૧૨૮ | मत्स्य=માછલું. ૧૨૧,૧૨૮ | ઇત્યાદિ, ૪૩,૧૧૬ |

૭૯ ગણુ ૭૯ મો—નિયમ—थ નો ह થાય છે.

ઉદાહરણો.

| | | | |
|---|---|---|---|
| नाथ=નાહ. | मथित=મહી. | पृथुक=પહુવા. | कथनं=કહેવું. |

૮૦ ગણુ ૮૦ મો—નિયમ—द નો ड થાય છે.

આ નિયમ ઉચ્ચારદોષને લીધે થયો છે.

ઉદાહરણો.

| | | |
|---|---|---|
| स. दर. | आच्छाद=ઓછાડ. | देहली=ડેહલી. |
| प्रा. डरो. | दर्भ=ડાભ. | दोला=ડોળી. |
| हिं. डर | दाढा=દાઢ. | दंश=ડાંસ |
| गु. डर | दाढिका=દાઢી | बुद्बुद=ડગળડીમાં. |
| | | पेदो=ડંડી. |
| | | संदंश=સાંડસો. |

૮૧ ગણુ ૮૧ મો—नियम—द નો य થાય છે.

ઉદાહરણ.

कदली=કયલી=કેળ. पद्म=પોયણું. वेद=વેય (સામવેદનો)
पाद=પાય. षट्पद=છપ્પય

૮૨ ગણુ ૮૨ મો—नियम—द નો र થાય છે

ઉદાહરણ.

एकादशी=અગ્યારશ. द्वादश=બાર.
द्वादशी=બારશ. त्रयोदश=તેર.
त्रयोदशी=તેરશ. एकादश=એગારહ=અગ્યાર.

૮૩ ગણુ ૮૩ મો—नियम—द નો व થાય છે.

ઉદાહરણ.

पादुका=પાવડી भेद=ભેવ पाद=પાવ ( પા )

૮૪ ગણુ ૮૪ મો—नियम—द्व નો व થાય છે.

ઉદાહરણ.

આ નિયમનું પ્રાકૃત ભાષામાં द्वि નું बी થયું છે કેટલીક ભાષામાં द्व નો द થાય છે. પાલીમાં द्वितीयः નું દુતીયો થયું છે તે व નો સંપ્રસારણ થઈને થયુ છે. સંસ્કૃત द्वादश નું ગુ. માં બાર થયું છે પણ આશ્ચર્ય છે કે વેદમાં પણ द्वार ને બદલે वार શબ્દ જોવામાં આવે છે. नीचीनवारंकबंधं એ ઋગ્વેદના ( અ. ૪ અ. ૪ વ. ૩૦ ઋ. ૩ ) મંત્રમાં તેમ થયું છે. કેમકે નિરુક્તકાર યાસ્કે તેનો પર્યાય મુકયો છે ત્યાં नीचीनद्वारं લખ્યુ છે.

ઉદાહરણ.

द्वादश=બાર. द्विप्रहर=બપોર.
द्वादशी=બારશ. द्वे=બે.
द्वात्रिंशत्=બત્રીશ. द्वार=બાર, બારૂં.
द्वारशाख=બારશાખ द्विचत्वारिंशत्=બેતાલીશ.
द्वारी=બારી વગેરે
द्वाविंशति=બાવીશ

૮૫ ગણુ ૮૫ મો—नियम—द्य નો ज થાય છે.

આ ગણ ૧૨૭ ના ગણને અનુસરીને થયો છે કેમકે द ઉડી જઈ य નું દ્વિત્વ પ્રાકૃતમાં થયું છે અને य નો ज થાય છે.

ઉદાહરણો.

| | | | | |
|---|---|---|---|---|
| सं. | अद्य | खिद्यते | विद्युत् | खाद्य=ખાજ, ખાજું |
| प्रा. | અજ્જ | ० | વિજ્જુલા | छाद्य=છાજું, છજ્જુ |
| मा. | ॥ | ખિજ્જઈ | ० | वाद्य=વાજું ૧૩૧ |
| पा. | ॥ | ० | ० | नैवेद्य=નેજ (નવ વાનીનાં નેજ) |
| जु.गु. | આજ | ખીજાય | વીજળી | वैद्यनाथ=વેજનાથ ૩૭ |
| चा.गु. | ॥ | ॥ | ॥ | द्युत=જુઉ. |

૮૬ ગણ ૮૬ મો—नियम—ध નો द થાય છે.

ઉદાહરણો.

अधिक=અદક, અદકુ, અદકડો. भूधर=ભુદર. ( નામ વિશેષ ).

૮૭ ગણ ૮૭ મો—नियम—ध નો ह થાય છે.

આ નિયમ માગધી અને બીજી પ્રાકૃતમા પણ છે.

स. वधू=प्रा.-वहू=मा=વહૂ=गु.=વહુ

ઉદાહરણો.

गोधूम=ઘહુ. दधि=દહી. बधिर=બ્હેરો. मधुक=મહુડો मधुमती=મહુવા ( ભાવનગરનું બંદર. )

---

## ગુજરાતની મુસાફરી.

ચાલુ પુ. ૪૭ પૃ. ૩૧૩ થી.

### હરિગીત.

વડોદરૂં વળી નીરખતા બહુ પ્રવીણ નૃપ વરતાય છે,
જે રાજ્યમાં કેળવણી અાતે પુષ્કળ ખર્ચ કરાય છે;
ગુજરાતમાં આ મહુથી ચડતું દેશીરાજ્ય પ્રમાણ જો,
બહુ બાગ, લક્ષ્મીવિલાસ, [1]સ્વારી, સાઠમારી.[2] નિહાળજો. ૨૪

---

૧ અસાડ સુદ ૧૧—ભાદરવા સુદ ૧૪ તથા આસો સુદ ૧૦ ની.

૨ બાદની પાછળના કિલ્લામાં ચિત્તા, વાઘ, હાથી, ઘોડા, પાડા વગેરેની કુસ્તી કે લડાઈ હોઈવાર ગાયકવાડ સરકાર તરફથી કરાવવામાં આવે છે તે.

સવૈયા.

પાવાગઢ[1] ઈશાનખુણે ચાંપાનું સ્મારક નામ જણાય,
જીતાયો, તે દિનથી બેગડો બીજો મહમદશાહ ગણાય;
માળ તણો આ મુલક ગોધરા સ્ટેશનથી ચડતો બહુ કાટ,
ત્યાંથી ભમરડો[2] ભીમતણો જોવા મહીં ઊતરીને લ્યો વાટ. ૨૫

હરિગીત.

મોહર નદીથી ઊગમણું જો કપડવણજ જણાય છે,
ત્યાં ચાંદીનો સાબુ બિલોરી કાચ સરસ કરાય છે,
ડાકોરમાં બહુ ભીડ માણકઠારી[3] આજ્જ થાય છે,
બે લાખનો શણગાર, માણસ પાંચ લાખ ગણાય છે. ૨૬

સવૈયા.

વાસદ પાસે હવે નથી, બો[4] બહુ પૂલ ઉંચો મહીનો વરતાય,
પાસ ચરોતર બુદ્ધિ, બોલી, જાડી રસાળ ભૂમિ પકાય,
બહુ છેટેથી દેખાતું સ્વામીનારાયણનું વડતાલ,
જાત્રાળુ સત્સંગી જતા તહીં મેળા થાય ખપે બહુ માલ. ૨૭

હરિગીત.

નડિઆદથી ઝટ અગ્નિરથ પર આપણે સૌ બેસીએ,
મેલની ઝડપથી વૃક્ષ જાતાં[5] અગ્નિખુણમાં પેખીએ;
એન્જીન જમે જળ કોયલા બહુ ભાર તાણી જાય છે,
થાકે ન એવું જબરૂં પણ ઇજનેર વશ વરતાય છે. ૨૮

સવૈયા.

જુઓ મેમદાવાદ દીસે છે નૈરુત્યે[6] શીતળ વા વાય,

---

તેની આસપાસ પવનના ઝપાટા લાગે છે તેથી પવનગઢ પણ કહેવાય છે તળેટીમાં ચાંપાનેર મોટું હતું. હાલ નાનું ગામડું છે.
વાડાસીનોર નજીક ભીમનાથ પાસેના ડુંગર પર ભમરડાના આકારનો એક મોટો પત્થર છે, તેને લોકો ભીમનો ભમરડો કહે છે.

આસો સુદ ૧૫-શરદ પુનમ.
"બોલાવી મહી ને ચિંતા થઇ."
આગગાડી વાયવ્ય ખુણામાં જતી હોવાથી થતો ઉલટો દેખાવ.
શિયાળામાં પવનની ગતિ

હતરીએ કુવો જોવાને પછીં સરખેજ જવા મન થાય;
કારીગરી રોજામાં બારી જાળીની જગખ્યાત ગણાય,
કાયમ નિદ્રામા સૂતેલા પીર અને સુલતાન[1] જણાય. ૨૯

હરિગીત.

ઈશાનમાં ત્રણ કોસ અમદાવાદ સાંજે આવતા,
મનમાં હરખ ન સમાય, આ મુસાફરી પુરી થતાં;
જોયું નવીન સહુ ઠામમા શુભ રાજ્યગીત ગવાય છે,
ઈશ્વર તણો ઉપકાર આપણ ઉપર અતિ સમજાય છે. ૩૦

---

# पाचनक्रिया अने तेने लगता अवयवो.

( ચાલુ પુ ૪૭ પૃ. ૩૧૫ થી )

દાંતઃ—ખોરાક પચવામાં મદદ કરનાર મોંમાં દાંત છે. બાળક છથી બાર માસનું થાય છે ત્યારે તેને દાંત આવવા શરૂ થાય છે. છસાત વર્ષનું થાય છે ત્યાંસુધીમાં તેને ૨૦ દાંત આવે છે. આને દુધીઆ દાંત કહે છે. તેને ઊંડાં મૂળ હોતા નથી. આ દાંત ખરી પડયા પછી ખરા દાંત આ-વવા માંડે છે. ૧૫ વર્ષ સુધીમાં ૨૮ દાંત આવી જાય છે, અને પુખ્ત ઉમરનો માણુસ થાય છે ત્યારે દરેક જડબાની દરેક તરફ છેલ્લો એક દાંત આવે છે તેને ડાહપણ દાઢ કહે છે. આ છેલ્લો દાંત આવે છે તે વખત મા-ણસમાં વિચારશક્તિ ઘણી વધારે હોય છે તેથીજ તેને ડાહપણ દાઢ કહે છે. આ રીતે પુખ્ત ઉમરના માણસમાં ૩૨ દાંત હોય છે.

દાંતની રચનાઃ—ઘણાને લાગે છે કે દાંત એકલા હાડકાનો બનેલો છે, પણ તેમ નથી. દાંતના સૌથી ઉપરના ભાગમાં એનેમલ નામે એક પદાર્થનું અસ્તર આવેલું છે. આ પદાર્થ ઘણોજ કઠણ અને રંગે ધોળો છે. તેમાં રુધિરવાહિનીઓ હોતી નથી. આ એનેમલના પડની નીચે ડે-ન્ટાઈન નામે પદાર્થનું બીજું પડ છે. તે ડેન્ટાઈન પોચો હોઈ તેને હવા-ની અસર લાગતાજ બગડીને ખરી પડે છે. એનેમલનુ પડ ડેન્ટાઈનનું

---

૧ શેખ અહમદ ખટ્ટુ ગંજબક્ષ, મહમદશાહ બેગડો, મુજફ્ફરશાહ બીજો ને મહમદશાહ ત્રીજો.

હવાથી રક્ષણ કરે છે. ડેન્ટાઈનની નીચે માંસતંતુઓ અને રુધિરવાહિનીઓ આવેલાં છે. જો એનેમલનું અસ્તર ખરી પડે તો હવાની અસરથી અંદરનો ડેન્ટાઈન બગડે છે અને છેવટે અંદરના તંતુ અને રુધિરવાહિનીઓ બગડવા માંડે છે; તેથી દરદ થાય છે અને દાંતનાં મૂળ પોચાં પડે છે આટલા માટે સૌથી ઉપરના એનેમલના ધોળા પડનું રક્ષણ કરવું જોઈએ. ખાધેલો ખોરાક દાંતના પેઢા પર ચોંટી રહે છે, તેને જો ખસેડી નાખવામાં ન આવે તો તે કોહીને તેમાંથી એક જાતનો ગૅસ પેદા થાય છે, તે એનેમલને ખેરવી પાડે છે અગર તેમાં ફાટ પાડે છે. પછી હવાની અસરથી અંદરના ભાગ કોહવા માંડે છે. એનેમલનું સારું રક્ષણ કરવું હોય તો ખાધા પછી ઘણા પાણીથી મોં સાફ કરવું અને દાતણ કરતી વખત પાઉડર વગેરેથી દાંત ખૂબ ઘસવા જોઈએ. દાક્તરો કહે છે કે ગામડાની છુટી હવાથી એનેમલનું પડ વધારે સખત રહે છે. આથીજ શહેરના માણસના દાત કરતાં ગામડાના માણસના દાંત વધારે મજબુત હોય છે.

દાંતના ચાર વર્ગ પાડેલા છે. (૧) દરેક જડબાની વચ્ચેના ભાગમાં ચાર એ રીતે કુલ આઠ દાંત છે તેને આગલા દાંત કહે છે. તે કાપવાનું કામ કરે છે હોઠ ઉઘાડવાથી આગલા આઠે દાંત દેખાશે. (૨) રાક્ષી-આગલા દાંતની દરેક તરફ રાચે અણીવાળો એકેક દાંત છે તેને રાક્ષી કહે છે. તે ચાર છે. રાક્ષી ચીરવાનુ કામ કરે છે. આગલા દાંત કરતાં તે સ્હેજ લાંબી હોય છે (૩) દરેક રાક્ષીની પાછળ બેબે ચાવનારા દાંત છે. તે કુલ આઠ છે આ દાંત ચાવવાનું કામ કરે છે. દાઢ કરતાં તે રાચે ઓછા પહોળા હોય છે. માણસ સિવાય બીજાં પ્રાણીઓમાં આવા દાંત હોતા નથી. (૪) ચાવનારા દાંતની પછી દરેક જડબામાં દરેક તરફ ત્રણ ત્રણ દાઢ હોય છે. દાઢને ત્રણ મૂળ હોઈ રાચે તે ઘણી પહોળી હોય છે, તે ખોરાક ખાંડીને તેનો લોટ કરી નાખે છે.

દાંત વડે ખોરાકનો ભુકો થતાં તેમાં લાળરસ મળે છે. દાંતથી ખોરાકનો પૂરેપૂરો ભુકો થયા પહેલાં ખોરાક ગળી જવાથી નુકસાન થાય છે; કારણ કે ખોરાકનો નરમ લોદો બનાવવાનું કામ પછી જઠરને માથે પડે છે. તેથી સારી રીતે પાચન થવા માટે તેને પૂરતી વખત મોંમાં રાખી ચાવવો અને તેમાં પૂરતો લાળરસ મળવા દેવો જોઈએ.

ખોરાકનો નરમ લોદો મોમા તૈયાર થઈ ગળાની બારી વાટે એક પોલાણમા ઉતરે છે આ પોલાણુને ફેરિક્સ ( Pharynx ) કહે છે. તેમા જુદી જુદી પાચ નળીના મુખ હોવાથી તેમા પાચ દ્વાર છે (૧) કાનની યુસ્ટેશિઅન નળીનુ મુખ (૨) નાકનુ દ્વાર (૩) મોનુ દ્વાર (૪) શ્વાસનળીનુ મોં અને (૫) અન્નનળીનુ મો

ફેરિક્સમા ગયા પછી ખોરાકનો લોદો અન્નનળમા ઊતરવા માટે આવે છે અન્નનળના મોં ની પાસે શ્વાસનળીનુ મો હોય છે કુદરતે એવી ગોઠવણ કરેલી છે કે જ્યારે અન્નનો ગોળીઓ અન્નનળમા ઊતરવા માટે આવે છે ત્યારે તેના દબાણુને લીધે એ પડદો શ્વાસનળીના મુખ પર ધક્કે લાય છે અને તેથી શ્વાસનળીનુ મો બધ થઈ જાય છે, આથી અન્ન સહેલાઈથી અન્નનળમા ઊતરે છે શ્વાસનળમા જો અન્ન ભરાઈ જાય તો શ્વાસ રૂધાઈને મરી જવાય કેટલીક વખત ઉતાવળે ખાતા ભાત વગેરેનો દાણો શ્વાસનળીમા પેશી જાય છે ત્યારે ફેફસાના વાતાવરણુના ઉપર તરફના દબાણુને લીધે તે દાણો એકદમ જોરથી બહાર નીકળી જાય છે જો ઘણા જોરથી તે બહાર નીકળ્યો હોય તો પોલાણુમા સીધોને સીધો નાકના દ્વાર મારફત બહાર નીકળે છે ઓછા જોરથી બહાર નીકળ્યો હોય તો પોલાણુમા આવી બીજા ખોરાક અગર પાણી સાથે અન્નનળમાં ઊતરી જાય છે

( અપૂર્ણ )

---

# भूस्तरविद्या.

( ચાલુ પુ ૪૭ પૃ ૨૧૭ થી )

૩ આખો પહાડનો પહાડ એક સળગ પત્થરનો બનેલો નથી પણ જુદા જુદા ટેકરાઓની હારો મળીને બનેલો છે દરેક ટેકરાના પત્થર પણ સળગ નથી પણ તેમા એક ઉપર એક એમ જુદી જુદી જાતના પડ બાઝેલા છે આ કરતા વધારે નિરીક્ષા કરો તો તો એવુ જણાશે કે તે દરેક પડના કકડાઓ અણીવાળા કે ધારવાળા નથી પણ ઘસાઈને ગોળ થએલા છે ગોળ કકડાઓ અનિયમિત રીતે ગોઠવાયલા નથી પણ

હારોમાં ગોઠવાયલા છે અને હારો પણ એક એકને સમાન્તર રહેલી છે. કોઈ કોઈ સ્થળે જુદા જુદા રંગના પત્થર જોવામાં આવશે. તેમાં પણ કેટલાક સખત ને કેટલાક પોચા હશે. આટલા ઉપલકીયા અવલોકન પછી ધારો કે આપણે આબુથી મુબઈ આવ્યા છીએ ને ત્યાંથી પૂને જવાની ગાડીમા બેસી ખંડાલાના ઘાટ ઉપર બેસી અવલોકન કરીએ છીએ. અહીં શું શુ જોવામા આવે છે ? આબુની પેઠે અહીં આખો ઘાટ સળગ પત્થરનો બનેલો જણાતો નથી પણ જુદા જુદા ડુંગરાની હારો જોવામા આવે છે. અહીં પણ જુદા જુદા રંગના પત્થર દૃષ્ટિએ પડે છે કેટલાક સખત ને કેટલાક પોચા છે. આટલી બાબતમા તો તે આબુને મળતો આવ્યો હવે આપણે પત્થરની રચના તપાસીએ. અહીં તો મોટા મોટા પત્થરો સળગ જણાય છે. આબુના જેવાં પડો જણાતાં નથી એક કકડો લઈ વધારે અવલોકન કરતા જણાય છે કે, તેના રજઃકણો ગોળ નથી પણ ધારવાળા ને અનિયમિત આકારના છે. વળી તે રજઃકણો હારોમા ગોઠવાયલા નથી વળી તે હારો સમાન્તર નથી પણ અનિયમિત રીતે સેળભેળ થયલા જુદી જુદી જાતના રજઃકણોની બનેલી છે. આટલુ તપાસ્યા પછી ઘાટ ઉપરથી ઊતરી ગાડીમા બેસી કાઠીયાવાડના પોરબંદર સ્ટેશને ઊતરીએ અને હિંદુસ્તાનના ભવ્ય મકાનોમાં પોરબંદરી પત્થરોને નામે જે પત્થરો વપરાય છે તેની ખાણો તપાસીએ. આ પત્થર પણ સળંગ નહિ હોવામા, જુદા જુદા રંગોની બાબતમાં, અને ધટ્ટ કે પોચાપણામા ઉપલા બે સ્થળોને મળતો છે. પણ તેનામાં નથી આબુના જેવી પડરચના કે નથી ઘાટના પત્થર જેવું અનિયમિતપણું.

૪ અહીં તો બધા રજઃકણો અતિશય બારિક હોઈ એક સરખી કુમાશ કે, પોતવાળો પત્થર જણાય છે. નરી આંખે તેના રજઃકણોની રચના કે ગોઠવણી દેખાતી નથી જો ચપ્પુ વડે એકાદ પત્થરને છોલી તેના ભૂકાને કાચ ઉપર આછો પાથરી સૂક્ષ્મદર્શકયંત્ર વડે તપાસીએ તો, જણાશે કે તેના રજઃકણો શંખલા, છીપોલીઓ અને બીજા ઝીણાં પ્રાણીના શેષોના બનેલા છે. આબુ અને ઘાટના પત્થરોના રજઃકણોને આવી રીતે તપાસતા આવુ કાંઈ પણ દીઠામા આવતું નથી. આવી રીતે ત્રણ જુદે જુદે સ્થળે અવલોકન કરવાનું ન બને તો એકજ સ્થળે સલાટને ત્યાં જઈ

૧—અડદીઆ પત્થરનો ૨—રેતાળ પત્થરનો અને ૩—આરસપહાણ કે ચૉકનો કડકો લઈ અવલોકન કરીશું તો ઉપરની ઘણી ખરી બાબતો સમજાશે. રેતાળ પત્થર આબુને મળતો, અડદીઓ ઘાટને અને ચૉક પોરબંદરને બંધ બેસતો આવશે.

૫ આટલું તપાસ્યા પછી હવે આખી પૃથ્વી પરના જુદા જુદા સ્થળના નમુના સરખાવીશું તો દરેકનો સમાવેશ ઉપલા ત્રણમાંના એકમાં થશેજ. એકજ જાતમાં મુકેલા સઘળા નમુના, રંગ, પોત, કદ અને કઠણાશમાં એક બીજાને મળતા આવશે નહિ, પણ ઉપર જણાવેલાં લક્ષણો જે પત્થરોમાં હોય તે વર્ગમાં મુકવાથી પત્થરોના મુખ્ય વર્ગ પાડી શકાય છે. આ રીતે જે ત્રણ, પત્થરના વર્ગ પાડયા, ને પત્થરની જાત પરથી નહિ પણ તેના બનવાના પ્રકાર ઉપરથી પાડયા છે. આ ત્રણ વર્ગના પત્થર કેવી રીતે બને છે. તે જોવા સારૂ આપણી આજુબાજુ હાલમાં બનતા બનાવો જોવા જોઈએ.

## પડવાળા ખડકોની બનાવટ.

૬ ચોમાસામાં આપણી પોળોમાં પડેલું વરસાદનું પાણી ખળખળ વહીને નીચાણના ભાગમાં ચાલ્યું જાય છે. ને પોતાની સાથે કાંકરા, રેતી, માટી વગેરેને ઘસડી લઈ જાય છે, તેથી તે ગેલું રગડા જેવું જણાય છે. તેને વહેવાના માર્ગમાં જો કોઈ ખાડો આવે તો તેમાં ભરાય છે, અને થોડો કચરો તેમાં રહેવા દઈ ખાડો ભરાઈ જવાથી વધારાનું પાણી ઉભરાઈ આગળ ચાલવા માંડે છે. ખાડાને બદલે જો કોઈ ટેકરો આડો આવે તો, તેને અથડાઈ તેમાંનો થોડો ભાગ ઘસી નાખી ત્યાંથી આડું ફંટાઈ બીજો રસ્તો લે છે. આમ વારંવાર બનવાથી ટેકરા બીલકુલ ઘસાઈ જઈ સપાટ જમીન બને છે, અને ખાડા હોય તે પુરાઈને પણ સપાટ જમીન બને છે. કચરાની સાથે જો કોઈ પ્રાણિજ, ઉદ્ભિજ્જ કે કારીગરીનો પદાર્થ ઘસડાઈ ગયો હોય તો તે પણ કચરાની અંદર ખાડામાં દટાઈ રહે છે. આ વરસાદના દિવસ વીત્યા પછી આવા એક ખાડાને ખોદી બાજુ પરથી તપાસીશું તો તેમાં કચરો અનિયમિત રીતે ગોઠવાયલો જણાતો નથી, પણ કચરામાંના કાંકરા કે કાંકરી સૌથી નીચે બેઠેલાં તે ઉપર રેતીના કણોનું પડ બંધાએલું અને તે ઉપર માટી કે કાદવનું પડ જોવામાં

આવે છે. વળી તે ઉપર કાંકરી, પછી રેતી અને ઉપર કાદવ એ ક્રમમાં તે કચરાનાં પડો ગોઠવાયલાં જોવામા આવે છે. વચ્ચે વચ્ચે વળી દટાએલા નમુના પણ જોવામાં આવે છે. વળી છેક નીચેનાં પડ સખત અને ઉપરનાં પોચાં માલમ પડે છે. આ ક્રમમા પડ ગોઠવાયાનું કારણ તો સ્પષ્ટ છે, ભારે પદાર્થ સૌથી પહેલો નીચે બેસે ને પછી તેથી હલકો ને છેવટે સૌથી હલકો ઠરે છે તો પડો તેજ નિયમાનુસાર બંધાય છે. આ તો છેક નાના પાયા પર બનતો બનાવ જોયો, પણ જે પહાડોમાંથી સેંકડો મોટી નદીઓ નિરંતર વહે છે તે પહાડોને તે નદીઓનો ઘસારો કેટલો બધો લાગતો હશે તેમ ઉત્પન્ન થયલો અનહદ કચરો તે નદીઓ સમુદ્રમાં ખેંચી જઈ તેના ભાગ કેટલે દરજ્જે પૂરી નાંખતી હશે તેનો ખ્યાલ પણ આપણુને પૂરેપૂરો આવી શકતો નથી. આ સમજાવવા સારૂ આપણે ગંગા નદીનુ ઉદાહરણ લઈ વિદ્વાનોએ આંકેલા આંકડા તપાસીશું, તો તેનો અમુક અંશે ખ્યાલ આવશે.

અપૂર્ણ.

---

# વાચનમાળાના ખુલાસા.

( બીજી ચોપડી ચાલુ પુ. ૪૭ પૃ. ૩૧૯ થી )

પાઠ ૨૨.

**ટેકા ટળીઆવાળી ભોંય**—ઊંચી નીચી જગ્યા; ખાડાટેકરાવાળી જગ્યા.

**લાકડી...ઠોકે**—આંધળા માણસ આગળ શું પડયું છે, તે જાણવા માટે પહેલાં આગળ લાકડી મૂકી પછી ચાલે છે. અંધારામાં આપણે પણ લાકડીનો તેવોજ ઉપયોગ કરીએ છીએ, અને લાકડીના અભાવે હાથ લંબાવી આગળ શું પડ્યું છે, તેની ખાત્રી કર્યા પછી આગળ ચાલીએ છીએ.

**કોહલાં**—કોહલા, વાઘ, અને વરૂનાં ચિત્ર બતાવવાં. તે માણસને ફાડીખાનારાં પ્રાણી છે એ મુખ્યાત્વે ફરી સમજાવવું.

**દુવા**—( દુઆ ) આશીર્વાદ. દઆ ( आ ). ઇચ્છવું; દુવા—ઇચ્છા—સારી ઇચ્છા

પાઠ ૨૨.

**દાનત**—ધાનત ( આ ) પ્રામાણિકપણું. આ સ્થળે બદદાનત કીધી એવો અર્થ કરવો, પડાવી લેવાની ઇચ્છા કરી.

પાઠ ૨૩.

**હડખાએલો કુતરો**—કુતરા, કોલાં, વગેરેને એક જાતનો ઘેલછાનો રોગ થાય છે હડખાએલું કુતરૂં જે માણસને કરડે છે, તેને પણ તે રોગ લાગુ પડે છે, અને જો તે માણસની યોગ્ય રીતિથી અને ઘણીજ સંભાળથી દવા કરવામા ન આવે તો તે મરણ પામે છે. હડખવાથી પીડાતા ઘણા દર્દીઓ સાજા થવા માટે કસાઉલી જાય છે. કસાઉલી પંજાબમા છે, અને અંબાલાથી ત્યાં જઈ શકાય છે. કસાઉલીની અંદર " પાસ્ટયૂર ઇન્સ્ટિટયૂટ = ( પાસ્ટયૂર નામના વિદ્વાનની પદ્ધતિ પ્રમાણે દર્દીની સારવાર કરવાની સસ્થા ) છે.

પાઠ ૨૫.

**ઝૂલતાં અને સમાતાં**—પાણીમા આમ તેમ ડોલ્યા કરતા અને તેની અંદર સમાઈ જતા—અદૃશ્ય થઈ જતા.

**મને......કુહાડી**—આ નિષ્કપટ બાળ સત્યને કેટલું બધું ચાહે છે, તેનો આ ઉપરથી ખ્યાલ આવે છે. તે સોના કે રૂપાની કુહાડીથી લોભાઈ જતો નથી, પરન્તુ લોઢાની છતા પોતાની કુહાડી કાઢી આપવા દેવી માતાને વિનતિ કરે છે. કેટલાક બાળકો સ્વભાવથીજ નિષ્પાપી અને સત્યને ચાહનારા હોય છે, તો આવા બાળકો સોના કે રૂપાની કુહાડી પોતાની છે, એમ કહી તે લઈ લેવા કેમ તત્પર થાય ?

અપૂર્ણ.

---

## કરાંચી શહેરની મુખ્ય નિરીક્ષા.

હરિગીત— મિત્રો બધા મળી અને સાથે મળીને ચાલીએ,
પુરી અને કુંભાર કેમ કામ આપણ ભાળીએ.
પુરી ઘણા મજબુત છે તે કામ સુથારનું કરે,
જડ્ડ મદેનરૂ આ લોક છે ખરી ચટાઈ તે બરે.

સાખી— ઉધાંથી કુંભાર આ, જુઓ ફેરવે ચાક;
નળીઆં ઠબ્બુ ને મોરીઆ, ઈંટ માટીનો પાક.

હરિ૦— વળી કારખાનુ ઊનનુ પશ્ચિમ દિશાએ જઈ જુઓ,
ગુલામ હુસેન ચાકીવાડા દક્ષિણે નિરખી લીઓ.
આથી વધારે ચાલતા આ લાઇન બગદાદી તણી,
નિરખોજ હૉસ્પિતાલ સાથે સ્કૂલ આ ગંધી તણી.

સાખી— સડક નદીની ઉતરી, જાવુ પેલે પાર.
મસ્જિદ મિયાની જોઈને, આગળ જઈએ યાર.

હરિ૦— તે ક્વાર્ટરેથી આગળે જોઈ પુરાણું શહેર આ,
ફરનીચરો ટીન નિરખીને આવ્યા બજારે જોડીઆ.
ગાધી અને દાણા વગેરેની દુકાનો છે ઘણી,
સીધી સડક પગ ચાલતા આ વાડી છે ખોડી તણી.
ચાલો બગીચા પાછળે પુસ્તક તણી શાળા જુઓ,
પુસ્તક વગેરે વાચતા અજ્ઞાનતા સઘળી ખુઓ.
નિરખી બધુ એ નવનવુ આવ્યાજ ક્વાર્ટર માર્કીટ,
જઈને વધારે આગળે ક્યો રોડ બદરનો ચિત્તે.

માલિની— ધમ ધમ ધમ થાતી ટ્રામ આ જાય વાટે,
લઈ લઈ લઈ પૈસા કાપતી થાક સાટે.
ટન ટન ટન ટકે કલોક એ વાટ વાગે,
ગઈ ગઈ ગઈ ચાલી છેક બિંધુન્જ આગે.

વસંતતિલકા—પારો ટપીજ નિરખી સહુ આ નિશાળો,
ભાષા અનેક પઢતાં શુભ બાળ બાળો.
સધિજ ગુર્જર મકાન જણાય છે આ,
ઇસ્લામ સ્કૂલ નજરે નિરખાય છે આ.

હરિ૦— સિરાઈ ક્વાટરની પછી રામબાગ ગાદ ખાતું આ,
નિહાળીએ નજરે સહુ કૉલેજ ને ભુતખાનું આ.
ડાસર તણી ગોદી સહે ઑફીસ પોરટ ને તારની,
મ્યુનીસિપાલીટી બગીચે શાંતિ ક્યો વિચારથી.

ભુજંગી— જુઓ રેલવે ક્વાર્ટરો બાળ આતો,
ઘણા એન્જિનોનો ધુમાડો જણાતો,
અહિં ઑફીસેથી પછી હાર્મેનેરે,

થઈ ક્રિવન્સ રોડે વળોને સિવીલે.

સાખી— કચેરી આ કલેક્ટર તણી, ગવરમેન્ટજ હાઉસ,
વિક્ટોરીયાના રોડથી, કલબ સિંધનો ખાસ.
ચર્ચ ટ્રિનીટિ નિરખીને ક્રિયર હોલે જવાય;
રસ્તે એલફિન્સ્ટનને સદર માંહી અવાય.

હરિ૦— કોન્વેન્ટ સ્કૂલ અને વળી છીમખાનું છે આ પૂર્વમાં,
ત્યાંથી મલીરનો માર્ગ છે થોડેક છેટે દૂરમાં.
મિલીટરી છે સદરમાં ત્યાં પ્રોડી ઓટેથી વળી,
પ્રોડી ક્વાર્ટરને ડીપો લાઇને જુઓ ભેગા મળી.
વળી મોદીખાનુ મિલીટરીનું પાસ હૉસ્પિતાલ છે,
છે બિસ્તીવાડો સન્મુખે સોલ્જર બજાર તણીજરે.
સોલ્જર બજારેથી હવે ગાર્ડન ક્વાર્ટરમાં ફરો,
ગાર્ડન ગવરમેન્ટે જુઓ વિધ વિધ ઝાડ જનાવરો.

સાખી— જોઈ બગીચો આપણે, પાસે ધોબી ઘાટ,
ત્યાંથી ચાલો પાધરા, રામસ્વામીની વાટ.
મિલ જોઈ ફ્લોવર તણું આગળ ચલવો પાગ,
વર્ક-શૉપ સ્કૂલ મીશનની લેન તણો એ ભાગ.

હરિ૦— ત્યાંથી અગાડી સીધી સડકે હૉસ્પિતાલો બે જુઓ,
ઔષધ લઈ નરનારીઓ ત્યાં દુઃખ પોતાનુ ખુઓ.
ઇંગ્રેજી હાઇસ્કૂલે થઈ આવ્યા મરાઠી સ્કૂલમાં,
પછી આવ્યા કોટવાલ તણીજ ગુર્જર સ્કૂલમાં.
સુંદર બગીચો ભૂમિ રચના જોઈ મન રાજી કરો,
અંદર જઈ પ્રણુમીજ પ્રેમે સ્કૂલમાં સુખે ફરો.
આશીશ લઈ ઉપકાર માની આપણા પથે પળો,
ક્વાર્ટર નિહાળ્યો જેલનો નાનક તણા બાગે વળો.

સાખી— નાનકવાડેથી બધા, વળો નેપીયર વાટ,
સીધી સડકે ચાલીને, આવ્યા સરિતા ઘાટ.

માલિની— ધમ ધમ ધુધવાટે પાણી આવેજ જ્યારે,
ઝર ઝર વરસે છે મે પહાડેજ ત્યારે.

ફર ફર ધ્વજ ઊડે ભીમપુરા નજીકે,
દુઃખહર શિવ બેઠા ત્યાં કિનારે નદીને.

હરિ૦— ગિરિ મૂળથી નીકળી નદી આનંદ ઓઘેથી છલી,
સુખ માટ મળવા નાથને જઈ સિંધુમાં એતો મળી.
છીપ રેતી શંખલાં લેઈ તમે પંથે પળો,
આનંદ માની ઉરમાં નિજ સ્કૂલને સરવે મળો.

સાખી— અકળિત કૃતિ વિભુ તણી, કેમે કરી ન કળાય,
સુખ કાજે સરજ્યું બધું, તેંજ વિશ્વના રાય.
પુરણ પ્રેમથી પ્રણમીએ, પ્રભુ તને સૌ આજ,
સુખી કરી સૌ બાળને, દે વિદ્યા શિરતાજ.

દયાશંકર રણછોડ ઠાકર,
હેડમાસ્તર ચીકીવાડા ભ્યારી ગુજરાતી સ્કૂલ.

---

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

( મે. ઉ બા. ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૩૦ મી સપ્ટેમ્બર સને ૧૯૦૮ ના હુકમ નં. ૫૫૦૫ ઉપરથી. )

પૂના ટ્રેનિંગ કૉલેજની પ્રૅક્ટિસિંગ સ્કૂલના હેડમાસ્તર મિ. એન. પી. આપ્ટેએ બનાવેલી થાણા જિલ્લાની ભૂગોળ મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે તેમના તા. ૧૯ મી સપ્ટેમ્બર સને ૧૯૦૮ ના હુકમ નં. ૬૧૪૪ થી લાઇબ્રેરી માટે મંજુર કરી છે.

( સહી ) P. Lory,
Educational Inspector, N. D.

---

## જાહેર ખબર.

એન. પી. વકીલ સ્કૉલરશિપની પરીક્ષામાં નીચેના વિદ્યાર્થીને ચુંટી કાઢવામાં આવ્યા છે

વર્ગ अ.

| નંબર | વિદ્યાર્થીનું નામ | ઉમર | શાળાનું નામ. |
|---|---|---|---|
| ૧ | મણી અરદેશર કારંજાવાળા. | ૧૩ | મહાલક્ષ્મી ટ્રે. કૉ. ફૉર વિમેન અમદાવાદ. |

વર્ગ ब.

| | | | |
|---|---|---|---|
| ૧ | શારદા ગણેશ પંડિત. | ૧૪ | „ |

વર્ગ क.

| | | | |
|---|---|---|---|
| ૧ | ડૉલી અરદેશર કારંજાવાળા | ૧૫ | „ |

વર્ગ ड.

| | | | |
|---|---|---|---|
| ૧ | ફ્રેની સેઠના | ૧૬ | „ |

(સહી) P. Lory,
Educational Inspector, N. D.

---

## જાહેર ખબર.

મુબઈ ગવર્નમેંન્ટ સેન્ટ્રલ બુક ડીપો કાઢી નાંખવાથી, સરકારના હુકમથી, કેળવણીખાતાના મરાઠી, ગુજરાતી, કાનરીઝ અને ઊર્દુ નકશાઓ વેચવાનું તથા છાપવાનું કામ ગિ. નરહર નારાયણ દાતારને (નં. ૬૮. બુધવાર પેઠે-પુના-શહેર) સોંપવામાં આવ્યુ છે, તેથી ખાતાના તે નકશાઓ જેઓને જોઈતા હોય તેઓએ હવે પછી તેમને લખી જણાવવું.

અમદાવાદ. સહી K. P. Trivedi,
તા. ૨૧-૫-૯૮ Ag Educational Inspector,
N. D.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૧૫ મી ઑક્ટોબર સને ૧૯૦૮ના હુકમ નં ૫૯૧૦ ઉપરથી )

* મિસિઝ અલીબાઇ હોરાંગજી ગઝદરે બનાવેલું 'સ્ત્રીઓનો સાથી યાને ગુંથણ કલા ' નામનું પુસ્તક પબ્લિક ઇન્સ્ટ્રક્શનના મે. ડિરેક્ટર સાહેબે છોકરીઓની નિશાળો માટે ઇનામ તેમજ લાઇબ્રેરી માટે મંજુર કર્યું છે.

૨. પુસ્તકની દરેક પ્રતની કીં રૂ. ૨–૦–૦ છે.

( સહી ) P. Lory,
Educational Inspector,
N. D.

* સરનામું નં. ૪૪૬, ઠાકુરદ્વાર—મુંબઇ.

---

## જાહેર ખબર.

( સને ૧૯૦૮ તા. ૩૦ મી સપ્ટેમ્બરના કેળવણીખાતા સંબંધેના સરકારી ઠરાવ નં. ૨૩૯૬ અને મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૮ તા. ૨૩ મી ઑક્ટોબરના હુકમ નં. ૬૧૭૪ ઉપરથી )

# સરકારી ઠરાવ.

### ( જિલ્લાઓની પ્રાથમિક શાળાઓના મહેતાજી જોગ )

૧. રાજકીય બાબતો સંબંધે જાહેરમાં બોલવા અથવા તેવી બાબતોને લગતી સભાઓમાં જવા જે કાયદો મના કરે છે તે કાયદાનો તમારામાંના કેટલાક ભંગ કરે છે એવું સરકાર મહેરબાનના સાંભળવામાં આવ્યું છે આ કાયદા પ્રમાણે તમારે ચાલવુંજ જોઇએ.

૨. તમારે કોઈએ નિશાળમાં વર્ત્તમાનપત્રો લઈ જવાં નહિ તેમજ બીજા કોઈને તેવાં પત્રો નિશાળમાં લાવવા દેવાં નહિ.

૩. તમારા કેટલાક નિશાળીઆઓ શેરીમાં જતા લોકો તરફ વારંવાર અસભ્યતાથી વર્ત્તે છે. તેઓને સભ્ય થતાં શિખવવું અને જો તેઓ તમારા હુકમનો અનાદર કરે તો તેઓને શિક્ષા કરવી એ તમારૂં કામ છે.

૪. નિશાળીઆઓને આજ્ઞાધીન અને સભ્ય તેમજ નિશાળની હાજરીમાં નિયમિત બનાવવા માટે તમારે તેઓના માબાપને સમજાવવા યત્ન કરવો.

૫. જ્યારે રાજકીય બાબતોને લગતી સભાઓ ભરવામાં આવે ત્યારે તમારે તમારા નિશાળીઆઓને તેવી સભામાં જવા દેવા નહિ. અને તેવી સભાથી તેઓને દૂર રાખવાના કામમાં તમને મદદ કરવા માટે તેઓનાં માબાપને સમજાવવા તમારે યત્ન કરવો.

૬. તમારા નિશાળીઆઓ બને તેટલા સ્વચ્છ અને સુઘડ થાય તેમ તમારે કરવાનું છે.



## નિશાળોનાં ઇનામપત્રક.

**ખેડાવિભાગ—**

થલતેજ—શેઠ ડાહ્યાભાઈ કાળીદાસ રૂ. ૧૫—૦—૦ સ્કુલ જમાડી. **ચિખોદ્રા**—પા. સોમાભાઈ સખીદાસ રૂ. ૩૫—૦—૦ પા. વરજભાઈ બાપુજી રૂ. ૩૫—૦—૦. પા. શંકરભાઈ બાપુજી રૂ. ૩૫—૦—૦, બાઈ હીરા પા. ગુલાબભાઈ કાસીભાઈની વીધવા રૂ. ૩૫—૦—૦, સ્કુલ જમાડી. **મોગર**—મે. ઠાકોર સાહેબ તથા સ્કુલ કમીટીના મેમ્બરો તથા સદ્‌ગૃહસ્થો રૂ. ૭૨—૧૧—૦ ઘડીયાળ, જાજમ વગેરે. રાસ—પટેલ નારણભાઈ શંકરભાઈ રૂ. ૪૦—૦—૦ સ્કુલ જમાડી. ચકલાસી—કન્યાશાળા, સ્કુલ કમીટીના મેમ્બરો રૂ. ૧૨—૦—૦ ઇનામ વહેંચ્યું. વાડદ—શા. બાપુજી નથુજી રૂ. ૪—૦—૦ ઇનામ. આમરોલ—શા. ભાઈલાલ કરસનદાસ રૂ. ૧૫—૦—૦ સ્કુલ જમાડી. સુણાવ—પટેલ. મલ્લુભાઈ ગોવિંદભાઈ

સ્કુલ જમાડી. નાપાડ—શા. રણછોડ હીરજીભાઈ રૂા. ૩-૦-૦ પતાસાં વહેંચ્યા. પાલજ—શા. મંગળભાઈ દેવજીભાઈ રૂા. ૩૨-૦-૦ સ્કુલ જમાડી. ચકલાસી—પઠાણ કરીમખાં નાથેખાં રૂા. ૭-૮-૦ ચોપડીઓ આપી. વડદલા—સુરચંદ હરગોવન રૂા. ૩૫-૦-૦ સ્કુલ જમાડી. ઠઠલાલ—રણછોડલાલ મનસુખરામ રૂા. ૫૫-૦-૦ સ્કુલ જમાડી. વાસદ—ખુશાલભાઈ અજુભાઈ રૂા. ૩-૧૪-૯ ઇનામ. આંત્રોલી લલ્લુભાઈ શીવશંકર રૂા. ૨૨-૦-૦ સ્કુલ જમાડી. આંકલાવ—શંકરભાઈ દેશાઇભાઈ રૂા. ૪-૮-૦ સ્કુલ જમાડી. કુંજરી—મોહનલાલ પીતાંબરદાસ રૂા. ૪૦-૦-૦ સ્કુલ જમાડી. બોદાલ—પટેલ ખુશાલભાઈ પ્રાગદાસ રૂા. ૧૫-૦-૦ સ્કુલ જમાડી. વડોદ—સ્કુલ કમીટીના મેમ્બરો તથા ગામના ગૃહસ્થો રૂા ૨૦-૦-૦ ઇનામ. સંડલપુર—પટેલ નરસીભાઈ કાળીદાસ રૂા. ૨૦-૦-૦ સ્કુલ જમાડી. અલારસા—વ્યાસ રવીશંકર નરસીરામ રૂા. ૩-૦-૦ ઇનામ લસુંદ્રા—મિ શામળભાઈ રૂા. ૫-૦-૦ પતાસાં, ગોવિંદલાલ બાપાલાલ રૂા. ૬-૪-૦ પતાસાં, બાળકૃષ્ણનાથજી રૂા. ૬-૪-૦ પતાસાં વગેરે. વડતાલ—શા. કીલાભાઇ ચીકીદાસ રૂા. ૨૭-૮-૦ સ્કુલ જમાડી. ચીખોદ્રા—ગરજભાઈ બાપુભાઇ રૂા. ૩૫-૦-૦, મથુરભાઈ કાળીદાસ રૂા. ૩૫-૦-૦, ઘોરીભાઈ દ્વારકાદાસ રૂા. ૩૫-૦-૦, કાભાઇ શંકરભાઇ રૂા. ૩૫-૦-૦, બાબરભાઇ ભીખાભાઇ રૂા ૩૫-૦-૦ જીભાઇ દાદાભાઇ રૂા. ૩૫-૦-૦, દરેકે સ્કુલ જમાડી ખાનકુવા—પટેલ મોતીભાઇ તળસીભાઇ રૂા. ૧૭-૧૨-૦ સ્કુલ જમાડી સાલોલ—પટેલ બહેચરભાઇ હાથીભાઇ રૂા. ૭-૦-૦ સ્કુલ જમાડી મોહોલેલ—શેઠ જુનાચંદ વેણીચંદ રૂા. ૭-૦-૦ ઇનામ. સુરકુવા—ગામ ગૃહસ્થો રૂા. ૮-૦-૦ ઇનામ. બેડવા—સ્કુલ કમીટીના મેમ્બરો તથા બીજા ગૃહસ્થો રૂા. ૧૫ મોટું ઘડીયાળ. પાળજ—શા. ચુનીલાલ જેશંગ રૂા. ૪૬-૪-૦ સ્કુલ જમાડી. પાળજ—કન્યાશાળા શા. ચુનીલાલ જેસંગ રૂા. ૧૬-૦-૦ સ્કુલ જમાડી તથા રૈજા આપ્યા. આગરવા—પટેલ લલ્લુભાઇ રઘાભાઇ રૂા. ૧૦-૦-૦ સ્કુલ જમાડી. આસી—પટેલ જીભાઇ ગોપાળજી, ચુનીલાલ અંબાલાલ, નંદરામ નરભેરામ રૂા. ૧૫-૦-૦ સ્કુલ જમાડી. બાઈ કસ્પાપુ રૂા. ૧૧-૦-૦ સ્કુલ જમાડી, પટેલ રણછોડ જેસંગ રૂા. ૩-૦-૦

પતામાં વહેંચ્યા ટુંડરડા—પા. લલ્લુભાઇ જવેરભાઈ રૂ ૮–૦–૦ પા. દેશાઇભાઇ મોમાભાઇ રૂ. ૮–૦–૦ સ્કુલ જમાડી. અગાડી—સ્કુલકમીટીના મેમ્બરો તથા અન્ય ગૃહસ્થો રૂ. ૧૦–૪–૦ ઇનામ પાળજ—મથુરદાસ વ્રજલાલ રૂ. ૪૫–૦–૦ સ્કુલ જમાડી. પાળજ—ગામ ગૃહસ્થો રૂ. ૨૨–૧–૦ ચોપડીયો તથા મીઠાઇ. ચકલાસી—દેશાઇ ગીરધરભાઇ ગોપાળભાઇ રૂ. ૫૦–૦–૦ મીઠાઇ તથા જરમનસીલવરના લોટા પાળજ—ગામે ગૃહસ્થો રૂ ૧૧–૩–૦ ચોપડી લુગડા વગેરે. વાઘલા—છોટાલાલ નરભેરામ રૂ. ૩૫–૦–૦ સ્કુલ જમાડી તથા ઘડીયાળ ઇનામ વગેરે. ગાજણા—મહારાણા હીમતસીંગજી રૂ. ૧૨–૦–૦ સ્કુલ જમાડી કઠોલ—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૪–૮–૦ ઇનામ મોરજ—જુદા જુદા ગૃહસ્થો રૂ ૪–૧૦–૦ ઇનામ. વડધાળા—ગામ ગૃહસ્થો રૂ. ૭–૪–૦ ઇનામ. વહેરા—ગામ ગૃહસ્થો રૂ ૧૯–૧૨–૦ ઇનામ અલારસા—ગોમાઇ ધીરગર ધરગગર રૂ. ૮–૦–૦ બરફી. મોગર—કેશવલાલ બીખાભાઇ રૂ. ૧૫–૦–૦ ઇનામ. આંકલાવ—પટેલ પુરશોતમ શંકરભાઇ રૂ. ૩૫–૦–૦ સ્કુલ જમાડી પતાસાં વહેંચ્યાં, શા. કુંજલાલ મથુરલાલ રૂ. ૫–૦–૦ પતાસાં તથા પેન્સિલો પોરડા—પટેલ બાઇલાલ ઇશ્વરભાઇ રૂ. ૧૦–૮–૦ ઇનામ કેરીઆવી—તવાડી છગનલાલ ગરબડભાઇ રૂ. ૧૫–૭–૦ સ્કુલ જમાડી. વીરમદ—કન્યાશાળા. પા છગનભાઇ મથુરભાઇ રૂ. ૭૦–૦–૦ ઓરણા પતાસાં વગેરે. ઓડ—કન્યાશાળા. વાઘજીભાઇ જીવાભાઇ રૂ ૫૦–૦–૦ ઓરણા, મીઠાઇ વગેરે આસોદર—લવાર નારણભાઇ તળશીભાઇ રૂ. ૨૦–૦–૦ સ્કુલ જમાડી. વાસદ—પટેલ બીખાભાઈ નાનાભાઇ રૂ. ૧૫–૦–૦ ઓરણા પતાસાં, પટેલ મગનભાઇ નાથાભાઇ રૂ. ૧૫–૦–૦ ઓરણા, પતાસાં પટેલ. નરોતમ હરીભાઇ રૂ ૧૨–૦–૦ સ્કુલ જમાડી લીંબાસી—પા ગોમાભાઇ નરસેભાઇ રૂ. ૩–૦–૦ ઇનામ. અહેમદાવાદ—અંબાલાલ હરગોવિંદદાસ રૂ ૪૩–૦–૦ ઇનામ. ચુનીલાલ ઇશ્વરભાઇ મોદી રૂ. ૫) ચુનીલાલ બોગીલાલ રૂ ૫), પુરશોતમ ચુનીલાલ રૂ. ૫), છોટાલાલ વેણીલાલ રૂ. ૫) માણેકલાલ મથુરભાઇ રૂ. ૫), છોટાલાલ આપાજીભાઇ રૂ ૫) સંવદરમ્યાનમાં રોકડ ચકલાસી—કન્યાશાળા. પા મોગાભાઇ ગપલભાઇ તથા મોહનભાઇ ખુશાલભાઇ રૂ. ૨૫–૦–૦ પીતળના પ્યાલા તથા પ.

તાસાં. પા. જેઠાભાઇ ગલાભાઇ તથા બહેચરભાઇ ગોવીંદભાઈ રૂા. ૪-૦-૦ ઓરણાં પતાસાં. **નાવલી**—પટેલ મૂળજીભાઇ ડુંગરભાઇ રૂા. ૫-૦-૦ સંગ્રહસ્થાનમાં રૂા. ૩-૦-૦ પતાસાં, પટેલ રેવાદાસ ગણેશભાઇ રૂા. ૩૦-૦-૦ સ્કુલો જમાડી, પટેલ કાળીદાસ તળશીભાઇ, જેઠાભાઇ જેસંગભાઇ રૂા. ૪-૦-૦, પટેલ મોતીભાઇ હાથીભાઇ રૂા. ૮-૦-૦, દેસાઈ ભીખાભાઇ મથુરભાઇ રૂા. ૫-૦-૦, દેસાઈ ઝવેરભાઈ મથુરભાઇ રૂા. રૂા. ૪-૦-૦ સંગ્રહસ્થાનમાં તથા પતાસાં. **આમોદ**—પટેલ શીવાભાઈ શંકરભાઇ રૂા. ૧૨-૧૪-૦ સંગ્રહસ્થાનમાં તથા ઇનામ, પટેલ નાથાભાઇ મુળજીભાઇ રૂા. ૨૫) સ્કુલ જમાડી. **બોદાલ**—પટેલ મહીજીભાઇ મકનભાઇ રૂા. ૧૭-૦-૦ સ્કુલ જમાડી. પટેલ જીવાભાઈ શંકરભાઇ વગેરે રૂા. ૫-૦-૦ સંગ્રહસ્થાનમાં તથા પતાસાં. **વરસોળા**—પટેલ બાબરભાઇ કીશોરભાઈ રૂા, ૩-૮-૦ ઇનામ. **રૂદણ**—શા. ભોગીલાલ દીપચંદ રૂા. ૧૫-૦-૦, શા. દ્વારકાદાસ મોરારજી રૂા. ૧૫-૦-૦ સ્કુલ જમાડી. **બોદાલ**—પટેલ કરશનદાસ બાબરભાઇ રૂા. ૨૦-૦-૦ સ્કુલ જમાડી **ભાનેર**—શા રણછોડદાસ બાપુજી રૂા. ૧૮-૦-૦ સ્કુલ જમાડી **ચુણેલ**—મહાજન વર્ગ રૂા ૮-૦-૦ ઇનામ ચોપડીઓ. **ખાંધલી**—પટેલ મોતીભાઇ વહાલાભાઇ રૂા ૪-૦-૦, પટેલ લખમીદાસ દ્વારકાદાસ રૂા.૪-૦-૦ ઇનામ. **બોરીઆવી**—કન્યાશાળા. પટેલ નારણભાઇ મથુરભાઇ રૂા. ૧૦-૦-૦. છીંટ વહેંચી. **અલીંદ્રા**—પટેલ અંબાલાલ અમથાભાઇ રૂા. ૧૬-૦-૦ ઓરણી, પતાસાં. **ખાંધલી**—પા. જીવાભાઇ જેશીંગભાઇ રૂા. ૨૫-૦-૦ સ્કુલ જમાડી. **બોચાસણ**—પટેલ બાઇજીભાઇ હરીભાઈ રૂા. ૯-૦-૦ ઇનામ. **મહુધા**—બાપુભાઈ જગજીવનદાસ શાહ રૂા. ૭-૮-૦ પતાસાં. **કરમસદ**—કન્યાશાળા, પા. ઉમેદભાઇ ઓતમદાસ રૂા. ૨૦-૦-૦ છીંટ, પતાસાં. પટેલ વિઠલભાઇ ગોવીંદભાઇ રૂા. ૨૧) જર્મનસીલ્વરના પ્યાલા. **સારસા**—કન્યાશાળા, પટેલ છોટાલાલ નરસીંહભાઇ રૂા. ૩૦-૦-૦ ઓરણી, છીંટ, ગોકળભાઇ ડુંગરભાઇ રૂા. ૨૦-૦-૦ ઓરણાં, છીંટ, પટેલ તળશીભાઇ ડુંગરભાઇ રૂા. ૨૫) ઓરણાં છીંટ. **બેડવા**—પટેલ લલ્લુભાઇ કરસનદાસ રૂા. ૨૫-૦-૦ સ્કુલ જમાડી, પટેલ ખુશાલભાઇ ઘેલાભાઈ રૂા. ૨૭-૦-૦ ઓરણી, મીઠાઇ. **સરસવણી**—ભટ જોરા

જીભાઇ રૂા. ૧૫-૦-૦ સ્કુલ જમાડી. ભાનેર—શા. દ્વારકાદાસ હરજીવં વનદાસ રૂા. ૧૮-૦-૦ સ્કુલ જમાડી. સાસ્તાપુર—સ્કુલ કમીટીના મેમ્બરો રૂા. ૬-૮-૦ ઇનામ સોની નાથાભાઇ મનોરભાઇ રૂા. ૧૨-૦-૦ સ્કુલ જમાડી, બીજા ગૃહસ્થો રૂા. ૪-૦-૦ પતાસાં. કેરીઆંવી—પા. હીરાભાઇ શંકરભાઇ રૂા. ૧૫-૪-૦ ઘડીયાળ, ઇનામ, પટેલ નરશીભાઇ ઝવેરભાઇ રૂા. ૧૬-૮-૦ ઇનામ વગેરે. સંધાણ—ગામગૃહસ્થો રૂા. ૧૨-૧૨-૦ ઘડીઆળ. પાળજ—પા. ભાઇલાલ હાથીભાઇ તથા ભાઇલાલ તળશીભાઇ રૂા. ૪-૧૪-૦ પ્યાલાં, પતાસાં, પા. લલ્લુભાઇ વાઘજીભાઇ વગેરે રૂા. ૪-૮-૦ લુગડાં, પતાસાં, કોટવાળ સુરા જેઠાભાઇ રૂા. ૮-૪-૦ પ્યાલા પતાસાં. જીતોડીયા—પા. આતમભાઇ બાજુભાઇ રૂા. ૬-૦-૦ ઇનામ લીંબાસી—પા મહીજીભાઇ સોગાભાઇ રૂા ૧૪-૦-૦ ઓરણી. ગામડી—બાઇ લખી રૂા. ૧૦-૦-૦ સ્કુલ જમાડી. ગોભળજ—પટેલ ચતુરભાઇ તળશીભાઇ રૂા. ૧૦-૧૫-૬ ઇનામ. ભાનેર—પા. મોહનભાઇ વરજભાઇ રૂા, ૧૭-૮-૦ સ્કુલ જમાડી, ઠાસરા—કન્યાશાળા. પા. વાઘજીભાઇ જેઠાભાઇ રૂા. ૫૦-૦-૦ ઓરણાં વગેરે. વડોદ—પા. ભાઇલાલ ઝવેરભાઇ રૂા. ૩૭-૦-૦ ઓરણાં વગેરે, પટેલ ગગનલાલ ચતુરભાઇ રૂા. ૩૫-૦-૦ ઓરણાં વગેરે. પટેલ લલુભાઇ ગોવિંદભાઇ રૂા. ૩૫-૦-૦ ઓરણાં વગેરે. પા. રણછોડભાઇ પ્રભુદાસ રૂા. ૩૩-૦-૦ ઇનામ, ગરાસીઆ રાવળ પ્રતાપસંગ રૂા. ૧૩-૮-૦ પ્યાલા વગેરે. ઠાસરા—કન્યાશાળા, પા. શંકરભાઇ ગોવીંદભાઇ રૂા ૫૦-૦-૦ ઓરણાં વગેરે. પામોલ—પટેલ બાબરભાઇ ઇશ્વરદાસ રૂા. ૫-૦-૦ મીઠાઇ. વાસદ—પા. ભીખાભાઇ નાનાભાઇ રૂા. ૧૬-૦-૦ ઓરણી. પા. બુલાભાઇ નાથાભાઇ રૂા. ૧૯-૮-૦ ઓરણી. પા. ખોડાભાઇ નાથાભાઇ રૂા. ૩૪-૦-૦ ઓરણી. પા. ઝવેરભાઇ જેઠાભાઇ, છોટાભાઇ લખાભાઇ ચતુરભાઇ લાલભાઇ રૂા ૩૯-૮-૦ ઓરણી, પા. જેઠાભાઇ તળશીભાઇ રૂા. ૨૭-૦-૦ ઓરણી વગેરે. પા. નરોતમ હરીભાઇ રૂા. ૩૨-૦-૦ સ્કુલ જમાડી. ખાંધલી—પટેલ મૂળજીભાઇ બુલાભાઇ રૂા. ૫-૦-૦, સુથાર બકોરભાઇ વીઠલદાસ રૂા ૧-૦-૦ ઇનામ. વાડદ—ગામ ગૃહસ્થો રૂા. ૨૫-૦-૦ પુસ્તકો રૂમાલ વગેરે. જેસરવા—પા. લલ્લુભાઇ કાળીદાસ

રૂ. ૧૮-૧૨-૦ પ્યાલા વગેરે. પા. તાપીદાસ રામદાસ રૂ. ૧૦-૮-૬ પીતળના પ્યાલા, પા. મથુરભાઈ વેણીભાઇ રૂ. ૧૭-૮-૦ સ્કુલ જમાડી. પા. વેણીદાસ અર્જુભાઇ રૂ. ૮-૧૨-૦ સ્કુલ જમાડી. ચુણેલ—પાટી. દર વર્ગે રૂ ૮-૦-૦ ચોપડીઓ. જીતોડીયા—પા. જેશંગભાઇ ફ્લાભાઇ રૂ. ૩-૦-૦ ઇનામ. આણંદ—કન્યાશાળા, પા. દાદાભાઇ નારણદાસ રૂ. ૫૦-૦-૦ સીવવાનો સાંચો. ગોપાળપુરા—ગામના આગેવાનો રૂ. ૧૫-૦-૦ સ્કુલ જમાડી ગામડી—બાઇ દત્તા ખ. બાબરભાઇ સુખીદાસની વિધવા રૂ. ૧૨-૦-સ્કુલ જમાડી સોડપુર—સ્કુલ કમીટીના મેમ્બરો રૂ. ૨૫-૮-૦ સંગ્રહસ્થાનમાં તથા પતાસાં ઇનામ ભાગર—ભોજકુવાના ગૃહસ્થો રૂ. ૨૭-૦-૦ સ્કુલ જમાડી. મે. ઠાકોરશ્રી અમરસિંહજી વગેરે રૂ. ૯-૭-૦ ઇનામ- ચકલાસી—પટેલ ભગાભાઇ શામળભાઇ રૂ. ૪-૦- દેશાઇ પુનમચંદ ભોગીલાલ રૂ. ૪-૦-૦ સુતાર ગોવીંદ પ્રભુદાસ રૂ. ૨-૦-૦ ઇનામ. પામોલ—સા. રણછોડદાસ હરજીવનદાસ રૂ. ૨૦-૦-૦ સ્કુલ જમાડી. દેદરડા—બેચરભાઇ જેશગભાઇ રૂ. ૩-૧૩-૬ ચોપડીયો સ્લેટો વગેરે. પાળજ—વહાલાભાઇ વેરીદાસ રૂ. ૨૯-૮-૦ સ્કુલ જમાડી. વલાસણા—પટેલ મુળજીભાઇ ગગદાસ રૂ. ૧૬-૦-૦ સ્કુલ જમાડી તથા મીઠાઇ વહેંચી. વણસોલી—પટેલ આગથાભાઇ નરોતમ રૂ ૧૫-૦-૦ સ્કુલ જમાડી. બોચાસણ—ગામલોકો તરફથી રૂ ૧૧-૦-૦, બારૈયા લાલા બાજી તથા દાજી ગાજા રૂ. ૧૦) પટેલ ફુલાભાઇ વલવભાઇ રૂ. ૧૦-૦-૦.

સુરત વિભાગ—

સચીન—નવાબ સાહેબ રૂ. ૩૭-૦-૦ ઇનામ મીઠાઇ, રા. રા. હરીભાઇ અખુભાઇ રૂ. ૫-૦-૦ પતાસાં. કુમલાવ—શેઠ અગરચંદ નરસઇજી રૂ ૫-૦-૦ રૂમાલ તથા સાકર. શીંગણપોર—શેઠ એદલજી કુંવરજી રૂ. ૧૫-૦-૦ મીઠાઇ, શેઠ રતનશા પેસ્તનજી રૂ. ૩૫-૦-૦ પુસ્તકો સીસોદ્રા—જુદા જુદા ગૃહસ્થો રૂ. ૬-૧૦-૦ પુસ્તકો કનસાડ—ગામના સદ્‌ગૃહસ્થો રૂ. ૧૫-૦-૦ ઘડીયાળ, જુદા જુદા ગૃહસ્થો રૂ.૭-૦-૦ મીઠાઇ ઊન-ઉર્દુ—સ્કુલ કમીટીનામેમ્બરો રૂ.૪-૦-૦મીઠાઇ.

# The Teacher. ( ધિ ટીચર ):-

આવૃત્તિ ત્રીજી પુષ્કળ સુધારા વધારા સાથે—પોતાની મેળે શિક્ષકની મદદ વિના ઇંગ્રેજી શીખવા ચાહનાર માટે તથા શાળામાં ભણતા વિદ્યાર્થી માટે તથા થોડું ઇંગ્રેજી શીખી અભ્યાસ છોડી દીધો હોય તેવા માટે આ એક ઉત્તમ પુસ્તક છે. એમાં પુષ્કળ શબ્દો ઉપરાંત વ્યાકરણ અને પાઠમાળાના નિયમો, જુદી જુદી જાતના વાક્ય, ચીઠી, કાગળ, અરજી, તથા તારના નમુના, કહેવતો તથા ઇડિયમ્સ - તેમજ ઇંગ્રેજીનું ગુજરાતી અને ગુજરાતીનું ઇંગ્રેજી કરવાના ફકરા વગેરે સમાવ્યું છે કીમત ટપાલ ખર્ચ શિવાય મેહેતાજી અને વિદ્યાર્થી માટે રૂ ૧-૦-૦ બીજા માટે રૂ.૧-૪-૦ મળવાનું ઠેકાણું—અમદાવાદ જાણીતા બુકસેલરો પાસેથી તેમજ મી **લીલાધર કૃષ્ણારામ દ્વીવેદી. મુ. ભદ્ર. સુરતમાં કરસનદાસ નારણદાસ. બુકસેલર નાણાવટ.**

---

# આયુર્વેદ માર્ગોપદેશિકા.

વૈદકનો ઉત્તમ ગ્રંથ.

કિંમત—આઠ આના.

મહેતાજીઓ તથા શિક્ષકોને ભેટ

## વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.

માલેક—આતંકનિગ્રહ ઔષધાલય

**જામનગર—કાઠિઆવાડ.**

# સૂચના.

આ પત્રસંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવુ નોટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન આપશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોખ્ખે અક્ષરે કાગળની એકજ બાજુએ લખવું તે અમુક માસમાં છાપવાં અથવા નાપસંદ પડેલું લખાણ પાછું મો- કલવા બંધાતા નથી જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મગાવી લેવુ

શાળાખાતાના તેમજ બીજા ગૃહસ્થો કેળવણી તથા નિશાળવ્યવસ્થાને લગતા વિષય લખી મોકલશે તો તે પણ યોગ્ય અવકાશે ખુશીથી પ્રસિદ્ધ કરીશું.

મનીઑર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું ઠેકાણું અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવુ તે વિના ભૂલ થવાનો સંભવ છે પો- સ્ટની ટિકેટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો, પોસ્ટ સિવાય બીજી ટિકેટો લેવામાં આવશે નહિ

આ પત્રની કિમત અગાઉથીજ, વરસ એકનાં રૂ. ૧-૦-૦ રાખી છે, પોસ્ટેજ માફ છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના, ખુદરના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષકો તથા સ્કોલરોને ટપાલ ખર્ચ સાથે રૂ. ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવુ વિષય પસંદ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલ પાને રૂ. ૧ સુધી આપવામા આવશે ચર્ચાપત્રનો એમા સમાસ થશે નહિ

☞ જાહેર ખબરોના ભાવમા નીચે પ્રમાણે ફેરફાર કર્યો છે, તે તરફ સૌનું ધ્યાન ખેંચીએ છીએ:—

જાહેર ખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| રૂ. ... લીટી | તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછી |
| ૧... ... ... ... ... ૨ | ના અગીઆર માસ લગી દર માસે |
| દસથી વધારે લીટીઓ માટે રૂ ૧)- | ¾ ગણો ચાર્જ પડશે છ માસ માટે |
| ની લીટીઓ ત્રણ પ્રમાણે | પહેલે મહિને પૂરો ચાર્જ, અને પછી |
| બાર માસ લગી લાગલાગટ હશે | દરેક માસે ¾ ચાર્જ લેવાશે |

**શાળાપત્રની સાથે કોઈ પણ હૅંડબિલ વહેંચવામાં આવશે નહિ.**

इ. आर्कुंदजी पुनजी पांगी तरफथी भेट.
REGISTERED NO. B, 43.

અંક ૧૨ મો. પુસ્તક ૪૭ મું.

# The Gujarat School Paper.

# ગુજરાત શાળાપત્ર.

ડિસેમ્બર ૧૯૦૮.

## અનુક્રમણિકા.



( કેળવણીખાતાના હુકમથી )

અમદાવાદ.

" યુનાઇટેડ " પ્રિન્ટિંગ પ્રેસ.

# કેળવણી ખાતાએ ઇનામ તથા લાઇબ્રેરીઓ માટે મંજુર કરેલા શાળોપયોગી ગુજરાતી ગ્રંથો.

| અસલ કીમત રૂ. આ. | ફક્ત થોડા વખત માટે | ઘટાડેલી કી. થી રૂ. આ. |
|---|---|---|
| ૫—૫ | કવિ નર્મદાશંકરની કસાયલી કલમે લખાયેલો છેલ્લો ગ્રંથ "ગુજરાત સર્વ સંગ્રહ" જેમાં ગુજરાતનો જાણવા લાયક ઇતિહાસ, પુરાતન ઇતિહાસ, યાત્રાના સ્થળોનું વર્ણન, વસ્તી આદિ અનેક જાણવાજોગ બાબતોનો સંગ્રહ છે... ... ... ... ... ... | ૨—૦ |
| ૩—૦ | ઇંગ્લાંડનો ઇતિહાસ-રા.સા.જગીઅતરામ શાસ્ત્રીકૃત... | ૧—૮ |
| ૦—ાા | હિંદના લોકનો ટુંકો ઇતિહાસ-રા. સા. મહીપતરામ રૂપરામકૃત ... ... ... ... ... ... | ૦—૪ |
| ૦—૫ | યુરોપનો ઇતિહાસ-રા. સા. મહીપતરામકૃત ... | ૦—૩ |
| ૦—૫ | કોલંબસનો વૃત્તાંત-પ્રાણલાલ મથુરદાસ કૃત ... | ૦—૪ |
| —૩ | જગતના ઇતિહાસની રૂપરેખા-રા. સા. મહીપતરામ કૃત... ... ... ... ... ... ... | ૦—૧ |
| ૦—૫ | ચરિત્ર નીરૂપણ-ચમ્બર્સ એકક્ટેપ્લરી બાયોગ્રાફીનું ન્યા૦ મુ૦ નાનાભાઇ હરિદાસ કૃત ભાષાંતર, એમાં ૨૦ ચરિત્રોછે. | ૦—૩ |
| ૧-૧૨ | યુકલીડ સ્કંધ ૧,૨,૩. ખા. બા. જમશેદજી અરદેસર દલાલ કૃત. | ૦—૧૨ |
| ૧—૪ | રેખા યથાદર્શન-રા. બલવંતરાય એમ. મહેતા કૃત... | ૦—૧૦ |
| ૦—૬ાા | કર્તવ્ય ભૂમિતિ-પ્રેકટિકલ જીયોમેટ્રીનુ ભાષાંતર ડ્રોઇંગ સ્કુલ માટે... ... ... ... ... ... ... | ૦—૫ |
| ૦—૨ાા | આદિ કારણ ભૂમિતિ-જીયોમેટ્રિકલ શીગર્સનું ભાષાંતર. આર્ટ સ્કુલ માટે ડ્રોઇંગનું પુસ્તક ... ... | ૦—૨ |
| ૧—૪ | ધાતુ સંગ્રહ-રે. ટેલર અને વ્રજલાલ કાલીદાસ શાસ્ત્રી કૃત.સંસ્કૃત ધાતુઓ તેના ગુજરાતી અર્થ સાથ બહુ ઉપયોગી. | ૦—૧૦ |
| ૦—૫ાા | મીઠી મીઠીવાતો-રા સા.ગણપતરામ અનુપરામત્રવાડીકૃત. | ૦—૪ |

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૭ મું. ડિસેમ્બર. ૧૯૦૮. અંક ૧૨.

**હિંદના પ્રાચીન ઇતિહાસનું દિગ્દર્શન**—'ઇમ્પીરિયલ ગેઝેટીઅર ઑવ્ ઇંડિયા'ના હિંદુસ્તાનના ઇતિહાસને લગતા ચાર અંકોમાંના બીજા અંકમાં હિંદના પ્રાચીન ઇતિહાસ તેમજ અર્વાચીન ઇતિહાસ વિષે સવિસ્તર વર્ણન છે, તેમાંથી પ્રાચીન ઇતિહાસને લગતી કેટલીક હકીકત અહિં અતિસંક્ષેપમાં આપી છે. ડૉ. ફ્લીટ, જેઓ દક્ષિણ વિભાગના કમિશનર તરીકે મુંબાઇ ઇલાકામાં સુપ્રસિદ્ધ હતા તેમણે પોતાના અવકાશનો સમય સંસ્કૃત શિલાલેખોના અભ્યાસમાં નિર્ગમન કર્યો હતો અને તેથી પ્રાચીન સમયના હિંદના ઇતિહાસ પર તેમણે તેમજ એવા અન્ય અભ્યાસકોએ ઘણો પ્રકાશ પાડ્યો છે. એવા વિદ્વાનોના અભ્યાસને લીધે હિંદનો પ્રાચીન ઇતિહાસ બાગોતૂટો પણ એકઠો થયો છે. આરંભમાં તેમની પાસે મેગૅસ્થનીસના પુસ્તકોમાં જે થોડાક હિંદ વિષેના ઉતારા હતા તે સિવાય બીજું કંઈ સાધન નહોતું; તોપણ લોઢાના અને અન્ય ધાતુના થાંભલાઓ, પિત્તળ અને રૂપાના બૌદ્ધ ઘુમટો, તામ્રપત્રો, શિલાલેખો વગેરે પરથી તેમણે હિંદનો ઇ. સ. પૂર્વે ૬૦૦ થી ઇ. સ. ૧,૨૦૦ સુધીનો ઇતિહાસ ભેગો કર્યો છે.

રામાયણ અને મહાભારતમાંના વૃત્તાન્તો ઘણાખરા સત્યને આધારે રચાયલા છે તોપણ હિંદનો ઇતિહાસ ઇ. સ. પૂર્વે ૬ ઠ્ઠા સૈકાના અન્ત પહેલાંથી શરૂ થાય છે એમ કહી શકાતું નથી. દરાસ હાઇસ્ટેસ્પીસ જેણે ઇ. સ. પૂ. ૫૨૧ થી ૪૮૫ સુધી રાજ્ય કર્યું તેના તેજસ્વી રાજ્યમાં તેણે મીડ લોકોના પ્રદેશ પર ઇરાની સામ્રાજ્ય સ્થાપ્યા પછી સિંધુ નદીની પશ્ચિમ તરફનો પંજાબનો ભાગ પોતાના રાજ્યમાં ભેળવી દીધો; અને મહાન્ એલેક્ઝૅન્ડરે (સિકંદરે) હિંદુસ્તાન પર ચડાઈ કરી ત્યાંસુધી એ મુલક ઇરાની લોકોના રાજ્યના ભાગ તરીકે જારી રહ્યો. ઇ. સ. પૂર્વે

૩૭૬ ના ફેબ્રુઆરી માસમાં મહાન્ એલેકઝૅન્ડર હિંદુકુશમાંથી માર્ગ કરી સિંધુ નદી પર ઇરાની ગજ્યની મરહદ ઓહિન્દ લગણ પહોચ્યો. એક માસ આરામ લઈ તેણે તે નદી ઓળંગી અને સ્વતન્ત્ર હિંદુસ્તાનમા દાખલ થઈ દુનીઆના ઇતિહાસમા ઘણી પ્રસિદ્ધ થયલી એની ચડાઈ કરવાનું કામ આરમ્યુ. ટૅક્સાઇલનો રાજા તેને તાબે થયો, જેલમ નદી આગળ પોરસ હાર્યો, કથૈઓરી અને તેમને સહાયતા આપનાર સંગલ આગળ હાર્યા અને એલેકઝૅન્ડર મગધ કે ભાગલપુર જીતવા જતો હતો એટલામા મૅસિડોનિયન લોકોના બળવાને લીધે તેને પાછુ ફરવુ પડયુ જોકે એલેકઝૅન્ડરના થોડો વખત હિંદુસ્તાનમા રહેવાથી ગ્રીક સુધારાની અસર હિંદુસ્તાનમાં થવા પામી નહિ, તોપણ તે સમયના રાજાઓને એથી જે ભય અને ચળવળાટ ઉત્પન્ન થયા તેના પરિણામ ઘણા અગત્યના થયાં રાજ વંશનો પણ અનૌરસ રાજપુત્ર ચન્દ્રગુપ્ત મગધરાજ્યમાંથી એલેકઝૅન્ડરના દરબારમા નાસી ગયો હતો, અને ત્યાના લશ્કરની કવાયત જોઈ તેણે તે કવાયત પ્રમાણે પોતાનું લશ્કર કેળવ્યુ, જે દેશમાથી તેને દેશનિકાલ કર્યો હતો તે દેશ જીતી લીધો અને પોતાનુ રાજ્ય હિમાલયથી તે મદ્રાસ સુધી વધાર્યું. તેણે ૨૪ વર્ષ રાજ્ય કર્યું તેના પછી તેનો પુત્ર બિંદુસાર ગાદી પર બેઠો તેણે ૨૫ વર્ષ રાજ્ય કર્યું તેના પછી સુપ્રસિદ્ધ અશોક ગાદીએ આવ્યો, તેણે પ્રથમ રાજ્યની મર્યાદા વધારી અને બૌદ્ધ ઉપદેશક તરીકે તેણે શિકાર, પ્રાણીના બલિદાન અપાય એવા યજ્ઞો અને પ્રાણિજ આહારનો અટકાવ કર્યો અને એ કારણોથી પણ કેટલેક અંશે હિંદુસ્તાનના લોકોમા વિદેશીય પ્રજાની ચડાઈની સામા થવાની શક્તિ ઓછી થઈ. અશોકના મરણ પછી ચન્દ્રગુપ્તનું રાજ્ય પડી ભાગ્યુ અશોકના પૌત્રને તેના સેનાધિપતિ પુષ્યમિત્રે મારી નાખ્યો. એ પુષ્યમિત્રે સુંગકુળ સ્થાપ્યું અને એ કુળ પછી અનુક્રમે કણ્વ અને અન્ધ્રવંશ થયા. એ છેલ્લો અન્ધ્રવશ કાબુલના ગ્રીક રાજા મીનૅન્ડરના હુમલાને વશ થયો અને તેનો નાશ થયો. પણ ગ્રીક સત્તાનો પણ નાશજ થયો.

યુએચિના એક ટોળાએ બૅક્ટ્રિઆના રાજાઓ પર હુમલો કર્યો તે લોકો ઉત્તર હિંદુસ્તાનના પ્રથમ પડોશીઓ થયા અને પછી તેમણે તે પર વિજય મેળવ્યો. ત્યા તેમના રાજા, કડ્ફિસીસ બીજો, કનિષ્ક અને હુવિષ્ક અશોકના

જેનાજ તીવ્ર બુદ્ધમતાનુયાયી થયા. ઇ. સ. ૩૨૦ માં હિંદુસ્તાનના રાજાઓએ પાછું પોતાનું બળ પ્રકાશિત કર્યું. ઉત્તર બિહારનો રાજા ચન્દ્રગુપ્ત પાટલિપુત્રનો રાજા થયો; તેણે ગુપ્ત શક સ્થાપ્યો અને એક નાનું રાજ્ય પોતાના પુત્ર સમુદ્રગુપ્તને આપી મરણ પામ્યો. એ સમુદ્રગુપ્તે એ રાજ્ય વધારી મોટું કર્યું; અને તેના પુત્ર બીજા ચન્દ્રગુપ્તે રાજ્યમાં એથી પણ મોટો વધારો કરી તેને પ્રબળ કર્યું. આ છેલ્લા રાજાના વખતમાંજ ચીનના મુસાફર ફેહીઅને હિંદુસ્તાનની મુસાફરી કરી અને એ વિદ્વાન્ પ્રવાસીએ હિંદુસ્તાનનું જે વર્ણન કર્યું છે તે પરથી જણાય છે કે ઘણી રીતે તે સમયનો સુધારો આ સમયથી ઊતરતો નહોતો. બીજા ચન્દ્રગુપ્તની પછી તેનો પુત્ર કુમારગુપ્ત ગાદીએ આવ્યો. તેણે ઇ. સ. ૪૫૫ સુધી ઠીક રાજ્ય કર્યું. ત્યાર પછી હિંદુસ્તાનના શાપરૂપ વિદેશીય હુમલાઓમાંનો એક હુમલો થયો. કાસ્પિઅનના શૂર હૂણ લોકો ઇ. સ. ૪૩૦ ને ૪૪૦ ની વચ્ચે રોમન રાજા થીઓડોસિયસને સતાવ્યા હતા, પણ ઇરાની લોકોએ તેમને હરાવ્યા હતા, તેથી તેમણે પોતાનો માર્ગ બદલ્યો અને હિંદુસ્તાનના વાયવ્ય કોણને માર્ગે હિંદમાં પ્રવેશ કરી ગુપ્તવંશનો પરાભવ કર્યો અને હિંદુસ્તાનમાં સર્વત્ર અવ્યવસ્થા ફેલાવી. એ અવ્યવસ્થા છેક ઇ. સ ૬૦૬ માં હર્ષવર્ધન રાજા થયો ત્યાંસુધી રહી. અંબાલા પાસે થાનેસરના રાજાનો એ હર્ષવર્ધન નામે પુત્ર હતો. તેણે નર્મદા સુધી બધું ઉત્તર હિંદુસ્તાન જીતી લીધું; અને જ્યારે તેની સત્તા સર્વોપરિ હતી ત્યારે તેની પાસે ૬૦ હજાર હાથી અને એક લાખ ઘોડેસ્વારનું લશ્કર હતું. તે ઇ. સ. ૬૪૮ માં મરણ પામ્યો અને તેની સાથે તેના વંશનો પણ ક્ષય થયો. તેના પ્રધાન અર્જુને તેનું રાજ્ય પચાવી પાડ્યું, પણ તિબેટ અને નેપાળના લોકોની મિશ્ર ટોળીએ તેના રાજ્ય પર હુમલો કરી તેનો નાશ કર્યો. આ સમય પછી એક લાંબી મુદત સુધીનો ઇતિહાસ અંધકારમાંજ રહેલો છે ઇ. સ ૬૫૦ થી ઇ. સ ૮૫૦ સુધી હિંદુસ્તાનના ઇતિહાસ પર કંઈ પ્રકાશ પડતો નથી. જેમ બ્રિટનમાં હેન્ગીસ્ટ અને હૉર્સાના હુમલા પછી અંધકારનો સમય છે, જેમ આફ્રિકામાં ડીઓક્લિશઅન બાદશાહોમાં છેલ્લાના સમયમાં જંગલીઓના હાથમાં દેશ પડી ગયો અને ઇતિહાસમાં અન્ધકાર થયો, તેમ હિંદમાં ઇ. સ. ૬૫૦ થી ઇ. સ. ૮૫૦

सिहिमो । हसिस्सामो । हसिहामो । एवं मुमयोरपि । इत्यादि ॥

ભવિષ્યકાળમાં પહેલા પુરુષમાં બહુવચનના આદેશ मो, मु અને म એની સાથે हिस्सा અને हित्था એ આદેશો વિકલ્પે થાય છે.

होहिस्सा કે होहित्था-भविष्यामः ને સ્થાને-અમે થઈશું.

हसिहिस्सा કે हसिहित्था-हसिष्यामः ને સ્થાને—અમે હસીશું.

પક્ષે होहिमो, होस्सामो, होहामो—તેમજ हसिहिमो, हसिस्सामो, हसिहामो થાય છે. એવીજ રીતે मु અને म આદેશો પણ થાય છે. होहिमु-म, होस्सामु-म, होहामु-म એજ રીતે हस् ધાતુનાં રૂપો થાય છે.

## कृदाश्रुवचिगमिरुदिदृशिविदिरूपाणां काहं दाहं सोच्छं वोच्छं गच्छं रोच्छं दच्छं वेच्छं ॥१६॥

भविष्यति काल उत्तमैकवचने कृञादीनां स्थाने [1]यथासंख्यं काहं प्रभृतय आदेशा भवन्ति ॥

काहं करिष्यामि । दाहं दास्यामि । सोच्छं श्रोष्यामि । वोच्छं वक्ष्यामि । गच्छं गमिष्यामि । रोच्छं रोदिष्यामि । दच्छं द्रक्ष्यामि । वेच्छं वेत्स्यामि इत्यादि ॥

ભવિષ્યકાળમાં પહેલા પુરુષના એકવચનમાં कृञ् (कृ) આદિ ધાતુઓને સ્થાને અનુક્રમે काहं આદિ આદેશો થાય છે.

काहं-करिष्यामिને સ્થાને-હું કરીશ.

दाहं-दास्यामिને સ્થાને-હું આપીશ.

सोच्छं-श्रोष्यामिને સ્થાને-હું સાંભળીશ.

वोच्छं-वक्ष्यामिને સ્થાને-હું કહીશ.

---

१ यथासंख्यमेते आदेशाः स्युः ॥ च

गच्छं-गमिष्यामिने સ્થાને-હું જઈશ.

रोच्छं-रोदिष्यामिने સ્થાને-હું રોઈશ.

दच्छं-द्रक्ष्यामिने સ્થાને-હું જોઈશ.

वेच्छं-वेत्स्यामिने સ્થાને-હું જાણીશ.

## श्रुवादीनां त्रिष्वप्यनुस्वारवर्जं हिलोपश्च वा॥१७॥

श्रु इत्येवमादीनां प्रथममध्यमोत्तमेषु त्रिष्वपि पुरुषेषु परतो भविष्यति काले सोच्छं इत्यादय आदेशा भवन्ति । अनुस्वारं विहाय । हिलोपश्च वा ॥

सोच्छिइ सोच्छिहिइ । श्रोष्यति ॥
सोच्छिंति सोच्छिहिंति । श्रोष्यन्ति ॥
सोच्छिसि सोच्छिहिसि । श्रोष्यसि ॥
सोच्छित्था सोच्छिहित्था ॥ श्रोष्यथ ॥
सोच्छिमि सोच्छिहिमि ॥ श्रोष्यामि ॥

सोच्छिमो सोच्छिहिमो सोच्छिमु सोच्छिहिमु सोच्छिम सोच्छिहिम सोच्छिस्सामो सोच्छिस्सामु सोच्छिस्साम ॥श्रोष्यामः॥

एवं वोच्छादिरपि ॥

श्रु વગેરે ધાતુઓને ૧લા, ૨જા ને ૩જા પુરુષના પ્રત્યયો પર છતાં ભવિષ્યકાળમાં सोच्छं વગેરે આદેશો થાય છે, અનુસ્વારનો ત્યાગ કરીને એ આદેશો થાય છે અને हिનો લોપ વિકલ્પે થાય છે.

सोच्छिइ કે सोच्छिहिइ—श्रोष्यतिને ઠેકાણે—તે સાંભળશે.
सोच्छिंति કે सोच्छिहिंति-श्रोष्यन्तिને સ્થાને-તેઓ સાંભળશે.
सोच्छिसि કે सोच्छिहिसि—श्रोष्यसिને સ્થાને-તું સાંભળશે.
सोच्छित्था કે सोच्छिहित्था—श्रोष्यथने સ્થાને-તમે સાંભળશો.
सोच्छिमि કે सोच्छिहिमि—श्रोष्यामिને સ્થાને-હું સાંભળીશ.

सोच्छिमो, सोच्छिहिमो, सोच्छिमु, सोच्छिहिमु, सोच्छिम, सोच्छिहिम, सोच्छिस्सामो, सोच्छिस्सामु, सोच्छिस्साम—श्रोष्यामः ને સ્થાને—આગે સાંભળીશું.

એજ પ્રમાણે वोच्छ ( વચ્નો આદેશ ) આદિનાં રૂપો સમજવાં. કેટલીક પ્રતમાં सोच्छिहोमो--मु--म, सोच्छिस्सा, सोच्छिस्या सोच्छिहिस्सा એવાં પણ રૂપો છે.

---

## જૂની ગુજરાતી.

( સંસ્કૃત સામુદ્રિક શાસ્ત્રનું ભાષાન્તર. )

આપણી જૂની ગુજરાતી ભાષાના કાન્હડદે પ્રબંધ,[1] વસન્તવિલાસ,[2] ગદ્યકથાસંગ્રહ,[3] મુગ્ધાવબોધ ઔક્તિક,[4] પટકારક ઉક્તિયક,[5] અને પ્રાચીન ગૂર્જરસાહિત્ય,[6] વગેરે કેટલાક લેખો અત્યાર સુધીમાં પ્રસિદ્ધ થઈ ચુક્યા છે, તેમાં ઉપરના લેખનો વધારો થવા આ નીચે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

આ પુસ્તક, ગુજરાતી ભાષાનાં જૂનાં કાવ્યોનો શોધ કરતાં શુકલતીર્થના પ્રાચીન ક્ષેત્રમાંથી જડયું છે. તેનું ઇતિ શ્રી વાળું પાનું હાથ ન આવવાથી તે કઈ સાલમાં લખાયું, કોણે લખ્યું, ને કયા સ્થળમાં લખાયું, વગેરે જાણવાને કંઈ સાધન નથી. તોપણ તેની ભાષા, 'સંવત્ ૧૫૫૭ ના આસો ૧૩ ને સોમવારે લખાએલા' 'ભુવનદીપક' નામના જૂની

---

૧ સન ૧૮૭૭ ના ગુ. શા. પત્રમાં કે. સાક્ષર શ્રી નવલરામભાઈએ આ પ્રબન્ધ પ્રસિદ્ધ કર્યો છે. પૃષ્ઠ ૧૬. ૨ આ રસિક કાવ્ય સાક્ષર શ્રી કેશવલાલભાઈ ધ્રુવે સન ૧૮૯૨ ના આ પત્રમાં પ્રસિદ્ધ કર્યું છે. પૃષ્ઠ ૮૫. ૩ એમનોજ આ લેખ સન ૧૮૯૨ ના આ પત્રમાં છપાયો છે. પૃષ્ઠ ૨૧૭. ૪ કે. સાક્ષર શ્રી હરિલાલભાઈ ધ્રુવે છપાવેલો નિબન્ધ. ૫ રા. રા. સાક્ષર શ્રી જમિયતરામભાઈ શાસ્ત્રીનો લેખ. ગુ. શા. પત્ર સન ૧૯૦૧ પૃ. ૪૭. ૬ રા. રા. તનસુખરામભાઈ ત્રિપાઠીનો લેખ. સમાલોચક, સન ૧૯૦૭ અંક ૪.

ગુજરાતી ભાષાના ગદ્યને વધારે મળતી આવતી હોવાથી તે લગભગ ચારસો વર્ષનું હશે એમ અનુમાનથી ધારી શકાય છે.

જુના કાળમાં જૈન ધર્મનાં માગધી ભાષામાં લખાએલાં પુસ્તકોમાં, તેમ કેટલાંક સસ્કૃત પુસ્તકોમાં માત્રા અક્ષરની ઉપર ન કરતાં તેની ડાબી બાજુએ કરવાનો રિવાજ હતો. તે નિયમ આ જૂના ગદ્યમાં પણ માલમ પડે છે, તેથી પણ તે જૂનું હોવુ જોઈએ.

સામુદ્રિક શાસ્ત્રને ખરું માનવું, કે ખોટું માનવું, એ વાંચનાર બધુની મરજી ઉપર છે. લેખકનો, તે ખરુ કે ખોટુ મનાવવાનો બિલકુલ આગ્રહ નથી. લેખનો મૂળ ઉદ્દેશ જૂની ગુજરાતી ભાષા કેવી હતી, તેટલુજ જણાવવાનો છે. આમાં સ્થળસંકોચને લીધે મૂળના સંસ્કૃત શ્લોક આપ્યા નથી તેમ આપવાની જરૂર પણ જણાતી નથી

आदि-पहिलूं देव नमस्करी नइ पुरुष स्त्रीनां लक्षण कहीसि.

पहिलूं आयु जोईइ । पछइ लक्षण जोईइ । आयु पाखइ लक्षणि स्युं कीजइ ।

આયુ—આયુષ્ય પાખઇ—વિના

डावइ गमइ स्त्रीनइ लक्षण जाईइ । पुरुषनइ यमणइ गमइ जाई वा ।

ડાવઇ—ડાબી, ગમઇ—ગમ, યગણુઇ—જમણી.

मनुष्यनइ पांच दीर्घ-लांबां जोईइ । पांच ह्रस्व-टूंकडां जोईइ । पांच सूक्ष्म-लाह्मां जाईइ । छ उन्नत—ऊंचां जाईइ । सात रातां जाईइ । त्रिणि गंभीर-ऊंचां जाईइ । त्रिणि विस्तीर्ण-पुहुलां जाईइ ।

ग्रीवा-कोटि १ मजन २ पूठि ३ जांघ ४ एवं ४ वांनां टूंकडां हुइ ते सदा पूजा पामइ ।

પૂઠિ—પૂંઠ, પીઠ.

आंगुलीनां पर्व १ दांत २ केश ३ नख ४ त्वचा—चांवडी एवं ५ वांनां शूक्ष्म—नाहुनां पातलां हुइ तेहनइ दीर्घ—घणुं आयु हुइ ।

कोष्ट १ कूख २ हृदय ३ नासिका ४ स्कंध ५ ललाट एवं ६ वांनां उन्नत—ऊंचां हुइ ते वारू ।

નાસિકા—નાક, સ્કંધ—ખભા, લલાટ—કપાળ, એવં—એ પ્રમાણે, વારૂ—સારું.

जेहनइ ए सात वांनां रातां हुइ ते अर्थवंत हुइ । हाथ १ पागनां तलवां २ नेत्र ३ नख ४ तालुऊं ५ जिह्वा—जीभ ६ होठ बेहू ७ एवं सात ।

અર્થવંત—દ્રવ્યવાન્—ધનવાન્.

स्वर १ सत्व २ नाभि ३ एवं त्रिणि वानां विस्तीर्ण—पुहुलां हुइ ते वारू ।

સ્વર—અવાજ, સત્વ—પરાક્રમ, નાભિ—ડુંટી.

उर माथुं ललाट ए त्रिणि वानां उन्नत हुइ ते वारू ।

ઉન્નત—મોટાં, ઉર—છાતી.

वर्ण पाहि सत्व वारू । सत्व पाहि स्वर वारू । स्वर पाहि सत्य वारू ।

વર્ણ—રંગ, પાહિ—કરતાં, સત્વ—પરાક્રમ.

देहनुं अर्द्ध शरीर मुख । सघलइ मुख जोईइ । तेहमां नासिका वारू जोईइ । नासिका पाहि आंखि वारू जोईइ ।

આંખિ—આંખ.

राती आंखि स्त्रीनइ हुइ ते न त्यजवी । अनइ पुरुष पिंगल लोचन हुइ ते न त्यजवुं । अनइ लांबा बाहु हुइ ते ऐश्वर्य—ठाकुरपणुं होइ ।

પિંગલ—માંજરાં, લોચન—આંખ, બાહુ—હાથ.

ललाट पुहुलुं हुइ ते नृप समान हुइ। जेहनइ केड पुहुली हुइ तेहनइ घणा पुत्र हुइ। घणी कलत्र पुत्र हुइ। जेहनइ पाग पुहुला हुइ ते सुखी हुइ।

નૃપ—રાજા, કેડ—કમર, કલત્ર—પત્ની, પાગ—પગ.

जेहनइ चक्षु तेजवंत हुइ ते सौभागी हुइ। दांत तेजवंत हुइ ते रूडउं जिमइ। त्वचा सकोमल हुइ ते रूडी शय्या पामइ। पाग सकोमल हुइ ते पालु न चालइ।

ચક્ષુ—આંખ. જિમઈ—જમે, ત્વચા—ચામડી, શય્યા—બિછાનું, પાલુ—પગે ચાલનારો.

जेहनइ वृत्ति[1] कीधा पाखइ हाथ कठिन हुइ। अनइ गमांतरुं[2] घणुं करइ। पाग मूंआळा हुइ ते राज्य पामइ।*

વૃત્તિ કીધા પાખઈ—ચાકરી કીધા વિના. ગમાંતરૂં—ગામોતરૂં, ખેપ.

जेहनइ चिटांगुली कहीइ हाथिथकी ऊफरी रेखा अंगूठा कहनलिनी आंगुली तर्जनी लगइ जाइ तेहनइ वरस १०० आयु हुइ।

ચિટાંગુલી—ટચલી આંગળી. કહ્નલિની—કન્હેની, પાસેની. તર્જની—અંગૂઠા પાસેની આંગળી. આંગુલી—આંગળી.

जेहनइ चिटांगुलीथी ऊफरी रेखा मध्यनी आंगुली लगइ जाइ तेहनइ इशी वर्ष आयु हुइ।

ઇશી—એંશી.

जेहनइ चिटांगुलीथी ऊफरी रेखा अनामिका लगइ जाइ तेहनइ ६० वर्ष आयु हुइ।

અનામિકા—ટચલી આંગળીની પાસેની આંગળી.

---

૧ મૂળ હસ્તલિખિતપ્રતમાં 'વતા કીધા' છે. ૨ ગમાંરુંતેર છે.
* આ પછીના બેત્રણ શ્લોક એવા છે, કે તેને લખતાં સભ્યતા તૂટે છે તેથી લખ્યા નથી.

ાજહનઇ ઘણી રેખા હુઇ તેહનઇ ઘણુ ક્લેશ હુઇ। અકઇ ાથાડી હુઇ તુ ધનહીન હુઇ। અનઇ ચતુઇ રેખા હુઇ* -

(અથવા સાત રેખા હોય તે, અા બહુ રેખા હોય તે દારિદ્રી જાણવો).

ાજહનઇ અંગૂઠઇ યવ હુઇ જમલી ૨ રેખા હુઇ તે ઉત્પન્ન ભક્ષી હુઇ। સુખી હુઇ।

યવ—જવ, જમલી—ભેગી, ભક્ષી—ભોજન કરનાર.

જુ કનિષ્ટિકા અનામિકાનું પર્વ ઉલંઘી ઊફરી હુઇ તુ વર્ષ ૧૦૦ આયુ હુઇ। લગારેક ાહઠી હુઇ તુ ૮૦ વર્ષ આયુ હુઇ। પર્વથિકી ાહઠી હુઇ તુ ૫૦ વર્ષ આયુ હુઇ। ગાઢી ાહઠી હુઇ તુ વર્ષ ૨૦ હુઇ।

કનિષ્ઠિકા—ટચલી આંગળી, ઉલ્લંઘી—મૂકી, છોડી. તુ—તો, સમી—સરખી, ગાઢી—ઘણી, પર્વ—વેઢો.

ાજહનઇ નિલાડિ રેખા ૪ હુઇ તેહનઇ ૮૦ વર્ષ અનઇ ૫ રેખા હુઇ તુ ૧૦૦ આયુ હુઇ।

નિલાડિ—કપાળમાં.

જેહનિ [1]નિલાડિ ત્રિણિ રેખા હુઇ તેહનઇ વર્ષ ૬૦ આયુ હુઇ। રેખા ૨ હુઇ તુ વર્ષ ૨૦ આયુ હુઇ।

ાજહનઇ અતિ ઘણી પ્રજ્ઞા, કીર્ત્તિ, સદા ફલ, સદા સુખી, વારુ દષ્ટિ હુઇ તેહનઇ આયુ ાથાડું હુઇ।

પ્રજ્ઞા—બુદ્ધિ, વારુદષ્ટિ—સારી નજર, ચોકખી દાનત

ઇતિ સામુદ્રિક પુરુષ લક્ષણ સમાપ્તાઃ

---

* અક્ષર ગએલા છે.

૧ મારવાડી ભાષામાં લિલાડી કહે છે.

# भाषावतार.

( ચાલુ પુ. ૪૭ પૃષ્ઠ ૩૩૩ થી. )

૮૮ ગણુ ૮૮ મો—नियम—ध्य નો झ થાય છે.

આ નિયમ પાલી અને બીજી પ્રાકૃતમાં પણ છે.

पा. मध्यम=મઝ્ઝિમ.

ઉદાહરણો

बुध्यते=બુઝ્ઝઇ. બૂઝે. — वंध्या=વાંઝ ( સ્ત્રી. ) ૧૪, ૧૨૮ ૧૨૫

मध्ये=મુંઝારે. — संध्या=સાંઝ. ૧૨૮ ૧૪

मध्यम=માઝમ. ( માઝમરાત ) — सिध्यते=સીઝે

૮૯ ગણુ ૮૯ મો—नियम—न નો ण થાય છે.

સંસ્કૃતમાં રેફ અને ष કારથી પર न નો ण થાય છે. પણ સમાન પદમાં હોય તો અને પદાંત न ન હોય તો પણ આમાં તે વગેરે સરતે થયો છે. પ્રાકૃતમાં અને જુની ગુજરાતીમાં પણ છે.

ઉદાહરણો.

सं=जमन=प्राकृत=જમણ. गु.=જમણ.

सं=इत्यनेन=प्रा. ઇત્યિણેન.

स=येन. प्रा.=જેણે. गु. જેણે.

कठिन=કઠણ. ૧૯ तेन=તેણે. ૬ लेखिनी=લેખણ. ૧૯-૨૦ ઇત્યાદિ

आनंद=આણંદ. धन=ધણ. शिरोनाम=શરણામું. ઘણા છે.

चालनी=ચારણી. पानीय=પાણી. हीन=હીણા ૧૪-૧૮

૯૦ ગણુ ૯૦ મો—नियम—न નો ल થાય છે.

ઉદાહરણો.

निंबकः=લીંબડો. — निंबु=લીંબુ. — नील=લીલ.

૯૧ ગણુ ૯૧ મો—नियम—न નો च થાય છે.

આ નિયમ ધાતુના ल्युट् પ્રત્યયને ઘણા ખરાને લાગુ પડે છે.

ઉદાહરણ.

| | | |
|---|---|---|
| कथन=કહેવું. | ध्यान=ધ્યાવું. | वीखन=દીખવું. |
| कडन=ખાંડવું. | भेदन=ભેદવું. | लेखन=લખવું. |

गान=ગાવું. पान=પીવું. પાવું. ઇત્યાદિ ઘણા છે.
दान=દેવું. मंडन=માંડવું.

---

## प વર્ગ પ્રકરણ.

૯૨ ગણુ ૯૨ મો—नियम—प નો फ થાય છે.

આ નિયમ પ્રાકૃતમાં પણ છે.

ઉદાહરણો.

आपत्=આફત. परशु=ફરશી. पाश=ફાંસો.
पनस=ફણસ. ૯૦ पाटयति=ફાડે છે. चाप्प=ચાફ.

૯૩ ગણુ ૯૯ મો—नियम—प નો म થાય છે.

ઉદાહરણ.

प्रापण=પામવું. शिंशपा=શીસમ.

૯૪ ગણુ ૯૪ મો—नियम—प નો व થાય છે.

ઉદાહરણ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| सं. | कूपः | दीपः | तथापि | कुपितेषु. | कोपि | केपि |
| प्रा. | કૂવો | દીવો | તથાવિ | કુવિતેપુ. | કોવિ. | કેવિ |
| ગુ. | ॥ | ॥ | ० | | ० | ० |

करपत्र=કરવત. त्रिपाठी=ત્રવાડી ૧૯ निपान=નવાણુ ૧૯-૮૯
कोट्टपालः=કોટવાલ. त्रिपथ=ત્રેવરો (અ. भाद्रपत्=ભાદરવો ૧૩૧
૧૦૪-૧૨૬ થવા ત્રિવાટ ઉપરથી)૧૩૧
तापः=તાવ. त्रिपाद=ત્રવાયો.૧૯-૧૩૧ मंडप=માંડવો ૩-૧૩૧
पापी=પાવ્ય ઇત્યાદિ ઘણા છે.

અપૂર્ણ.

---

# वाचनमाळाना खुलासा.

( બીજી ચોપડી ચાલુ પુ. ૪૭. પૃષ્ઠ ૩૪૧ થી.)

પાઠ ૨૬.

ખૂબસુરત—ખૂબ=સારો; સુરત=દેખાવ; સારા દેખાવવાળો; દેખાવડો.
કપરૂં—મુશ્કેલ; અસહ્ય.

**લાચાર**—લા = વિનાનો, ચાર = ઇલાજ. ઇલાજ વિનાનો. સરખાવો લાપરવા=પરવા કે દરકાર વિનાનો.

**બરદાસ કરવી**—(फा) બરદાશ્તન (ઊંચું કરવું) ઉપરથી; પોષણ કરવું.

**પાઠ ૨૮.**

**રંગરેજ**—(फा) રંગ+રેજ; રિખ્તન્=રેડવું ઉપરથી; રંગરેજ=રંગ રેડનાર—રંગારો.

**જરદી**—(फा) જર્દ=પીળું ઉપરથી; જરદી=પીળાશ. ભાવવાચક નામ. ગુજરાતીમાં પીળા રંગના અર્થમાં વપરાય છે. જરદી એટલે ઈંડાંમાંહેનો પીળો પ્રવાહી, અહિ પીળા રંગના અર્થમાં આ શબ્દ વપરાએલો છે. સરખાવો—સફેદ ઉપરથી સફેદી; સફેદી=ઈંડામાંહેનો ધોળો પ્રવાહી; અથવા ધોળો રંગ.

**પાઠ ૨૯.**—

**વરો**—શુભ કાર્ય નિમિત્ત જે નાત જમાડવી તે. અશુભ કાર્ય નિમિત્તજે નાત જમાડવી તે પણ વરો કહેવાય છે.

**શેખ**—(अ) શેખ=મોટું માણસ; જેમકે શેખ સાદી. શેખ ઉપરથી શેખાઈ (મોટાઈ) ભાવવાચક નામ થાય છે, અને તેના ઉપરથી શેખી=મડાઈ—પતરાજી.

**પાઠ ૩૦.**

**પર્વ**—(सं) पर्वन् ઉપરથી; શુભ દિવસ—તહેવાર.

**પાઠ ૩૧.**

ઈસપકૃત કલ્પિત વાર્તાઓ માંહેની—'The frog and the ox'—

દેડકા અને બળદની વાર્તા સાથે આ પાઠ સરખાવો.

**પાઠ ૩૨.**

**જોટવાં**—સ્ત્રીઓને પગને અંગુઠે તથા તેની જોડેની આંગળીએ પહેરવાના રૂપાના બબ્બે કરડા તે.

**પાઠ ૩૩.**

**શેલો**—પત્થર-(सं) શિલા. સાધારણ રીતે દોતી વખતે ગાય કૂદે નહિ

માટે તેને પાછલે પગે જે દોરડું બાંધવામાં આવે છે તેને શેશે અથવા સેલો કહેવામાં આવે છે. સરખાવો—

હુનો ગાવડી તે દોહવા નીસરીરે લોલ,
શેશો લીધો ને તાંબડી વિસરીરે લોલ.—વલ્લભ.

ચાવણું—(सं) चर्व्=ખાવું; તે ઉપરથી चर्वणं=ચાવણું—ખોરાક ચવેણું કે ચવાણું પણ વપરાય છે. તેનો રૂઢ અર્થ કાચુંકોરૂ સેકેલું ખાવાનું તે-ધાણી, ચણા, પૌઆ, મમરા, સેવ, વગેરે.

પાઠ ૩૫.

કેસુડાં—કેસુડાંને ઉકાળી નીચોવી તેનો રંગ હોળીના તહેવારોમાં કપડાં ઉપર છાંટવામાં આવે છે. ખાખરાનાં ફૂલ એજ કેસુડાં (सं) किंशुक, (प्रा) कसुअं અને તે ઉપરથી કેસુડાં. કેસુડાંની વ્યુત્પત્તિ—

ઉપરથી તે ફૂલનુ નામ કેસુંડાં કેમ પડયું એ બાબતનું અચ્છું ભાન થાય છે किं=થોડું, शुक=પોપટ; ખાખરાનાં ફૂલ જરા પોપટની ચાંચ જેવાં હોય છે, માટે તેનું નામ કેસુડાં પડયું.

(प्र. रा. पं.)

હોળી—ફાગણ સુદ ૧૧ થી તે ફાગણ વદ ૧ સુધીના દહાડા; અથવા ફાગણ સુદ પુનેમ. પદ્મપુરાણમાં લખ્યું છે કે ઢુંડા નામની રાક્ષસી શિવના વરદાનથી કોઈને પત ક્રતી નહતી. તેનો વધ કરવાને વસિષ્ઠે એક યુક્તિ શોધી કાઢી તે એ હતી કે એક હોળી કરી તેમાં રાક્ષસીની એક પ્રતિમા કરી બાળવી, અને બળતાં લાકડાં હાથમાં લઈ, ગોગ્ગડાટ કરી તેમજ અપશબ્દો બોલી તેને ચીડવવી. આ પ્રમાણે કરવાથી તે રાક્ષસીએ અકળાઈને પોતાના પ્રાણ ત્યાગ કર્યા.

હોળી વિષે નીચે પ્રમાણે પણ દંત કથા ચાલે છે.

હિરણ્યકશ્યપની બેન પ્રહલાદને લઈ ચિતામા બેઠી એવી ધારણાથી કે હું સતી છું તે નહિ બળુ ને પ્રહલાદ બળી મરશે; પણ પછી પ્રહલાદ બળ્યો ન હતો ને તે પોતેજ બળી મુઈ હતી.

(સંપૂર્ણ.)

—

# संगीतविषय.

( ચાલુ પુ. ૪૭ પૃ. ૩૦૭ થી. )

મનુષ્યની આ પ્રમાણેની સાંભળવાની અને તે પારખવાની શક્તિનો ખાસ નિગાહમાં લેતાં પાક પરવર દિગારની બેહદ ન્યામતો વિષે જે જે એહસાનો માનીએ તે તે થોડાંજ ગણાય, જાણે તે આપણુ પર બક્ષીસોનો મોટો વરસાદ વરસ્યો છે.

સંગીતવિનોદ આપવાના અને લેવાની શક્તિનું માપ ઉપર બતાવ્યા પ્રમાણે ભિન્ન છે, તોપણ તે પર વિચાર કરતાં બીજેજ એક આશ્ચર્ય ઉપજાવનાર સાર નીકળે છે. જેમ માણસમાં ગાન ગાવાની શક્તિનું માપ થોડું વિસ્તીર્ણ છે, તેજ હિસાબે દુનિઆમાં ગાનારની સંખ્યા પણ પ્રમાણમાં થોડી છે; અને ગાન સમજવાની શક્તિ જેમ અધિક આગળ વધે છે તેજ પ્રમાણે ગાન સાંભળી આનંદ લેનારની સંખ્યા વધારે છે.

હિંદુસ્તાનની વસ્તી તપાસીએ અને સારા ગાયકની સંખ્યા વિચારીએ તો તે ઘણા થોડા ટકાજ નજરે આવશે; પરંતુ સંગીતના ( કાન ) રસિયા, શોખીન તથા સમજુ અને ગુણગ્રાહી વર્ગની સંખ્યા પ્રમાણમાં ઘણી મોટી છે.

યુરોપમાં હમણાં સંગીતનું મહત્વ જો કે વધતું જાય છે, તોપણ ત્યાં અનેક તરેહનાં વાજાં વગાડવાનો શોખ વધારે હોવાથી સારા ગાનારની સંખ્યા પ્રમાણમાં ઓછી છે. કંઠસ્વરથી ગાનારાઓ ઘણા થોડા છે, એમ ત્યાંના વિદ્વાનો ખાસ ગાવાને બહુ અગત્યતા આપી ઉત્તેજન આપે છે. સંગીતમાં ક્રિયાકુશળ ગાનાર અથવા તો વાદ્ય વગાડનાર એક વર્ગ છે તે પોતાની પ્રદાન શક્તિથી બીજાઓને આનંદ આપે છે, અને આદાન શક્તિથી સ્વતઃ આનંદ ભોગવે છે. સંગીત સાંભળી ખુશ થનાર સામાન્ય વર્ગ, સમજુ તથા પરીક્ષક અને ગુણગ્રાહી વર્ગના મનુષ્યો માત્ર એકજ સાંભળી ગ્રહણ કરવા ( आदान ) ની શક્તિ કેળવે છે અને ખીલવે છે, તેથી તેમની સંખ્યા વધારે હોવીજ જોઈએ. સંગીત પ્રમાણે મીઠા સ્વરોથી ગાનારને તો પોતાની બન્ને શક્તિ કેળવવાની અને ખીલવવાની જરૂર છે, તેથી ગાનારની સંખ્યા ઘણી થોડી હોય

તે સ્વાભાવિક છે. ગુરુને શિષ્યના કરતાં ઘણા બોહોળા જ્ઞાનની જરૂર છે. જ્યારે વિદ્યાનો ખજાનો ભરપૂર હોય છે, ત્યારે વિસ્તારથી અને વિધ વિધ રીતથી શિષ્યને સમજાવી કુશળ બનાવવામાં ગુરુ સફળ થઈ શકે છે. આ દૃષ્ટાંત સંગીતકુશળતાને બહુ લાગુ પડે છે. પ્રથમ શ્રવણ, પછી ગ્રહણ ( आदान ) શક્તિથી મગજને આનંદ આપી સંગીતની તરાવટથી સશક્ત બની સ્વરો પારખવા વગેરે ચતુરાઈ મેળવવી એ સંગીતના શોખીનોનું પેહેલું કામ છે. અમુક વખત વીત્યા બાદ એ શક્તિઓ વધારે ખીલે છે, ને સાંભળેલું તે સચવાય છે, અને વિચારશક્તિની મદદથી તે કેળવાય છે; અને આખરે તેના પરિણામમાં ગાવાની ( પ્રદાન ) શક્તિ સંપાદન થઈને વધતી જશે. અનુભવ ઉપરથી ખાતરી પણ થાય છે કે જેમ જેમ સંગીત વધારે સંભળાય અને સમજાય તેમ તેમ તેમાં વધારે યોગ્યતા મેળવાય છે, માટે સાંભળવાનો જેમ બને તેમ વધારે અવકાશ મેળવવા યત્ન જારી રાખવો, અને છેવટે ગાવાનો મ્હાવરો કરીને તેમાં પ્રવીણતા મેળવવી.

બાળપોથી માંહેલી કવિતાઓ બાળકોએ સાથ ગાવાની છે, બાળકના વિનોદ માટે મેકલી અને સરળ તથા સરખા ભાગના આવર્તન (ફેરો) થી બંધ બેસતી રાહ યોજીને કવિતા સંગીત પ્રમાણે કેમ ગવાય છે તેનો પૂરેપૂરો ખ્યાલ આપવા માટે તેની નીચે "સરિગમ" પૈકી સ્વરો દેખાડ્યા છે, આ પ્રમાણે દરેક વર્ણોચ્ચાર જેવે રૂપે ચડે છે કે ઉતરે છે તે હારમોનીઅમના નકશા ઉપર ચિત્ર રૂપે નજરે પડશે. તથા સાંભળ્યાને તેનો અનુભવ મળશે. સંગીત જો કે શ્રવણ ગ્રાહ્ય છે તોપણ ચક્ષુદ્વારા તેનું મનન કાયમ ઠસાવવા "સરિગમ" ની લેખનપદ્ધતિ સ્વીકારવામાં આવે છે. "સરિગમ" સમજવાથી ચોકસ માહિતી મળે છે. લેખનપદ્ધતિના ફાયદા ઘણા છે. કદાચ સેહેજ વિસ્મરણથી રાહ ભૂલાઈ જાય તો લેખનપદ્ધતિથી ફરી તાજી યાદગીરી મેળવી શકાય છે, ને તે જેવાં ને તેવાંજ રૂપે પ્રગટે છે, તેથી કંઇ પણ રૂપાંતર રહેતું નથી; માટે લેખનપદ્ધતિ સંગીત સમજવામાં ઠીક મદદ આપે છે, તોપણ અહિં કહેવું જોઈએ કે તેને અતિશય પ્રધાનપદ નહિં આપવું, પરંતુ યોગ્ય હદ સુધી તે સ્તુતિપાત્ર છે. શાસ્ત્રને આધારે કળાકૌશલ્ય છે તેમજ કળાકૌશલ્યને શા-

ધારે શાસ્ત્રોની સંકલના છે. કાવ્યને આધારે પિંગળ છે તેમજ પિંગળના નિયમોથીજ કાવ્ય શોભે છે. તેવીજ રીતે સંગીતની ક્રિયાકુશળતા ગ્રંથને આધારે છે ને આ ગ્રંથો પણ પ્રાચીન સંગીતના ઉત્તમ પ્રબંધ પરથી રચાયા છે. ઉપર પ્રમાણે પરસ્પર દૃઢ અનુબંધથી ક્રિયા અને વિચાર ગઠાયા છે. માટે લેખનપદ્ધતિ (વિચારશૈલી) ને યોગ્ય સ્થાન આપી સંગીત ક્રિયાકુશળતાનું મહત્વ ધ્યાનમા લેવાનું છે.

## ગીત ૧.

| આ લો | ઊ ઠો | ને , | આ જ રંગ ત ર ગોં | એ ન | વી |
|---|---|---|---|---|---|
| सा सा | री गा | म , | -गा रि रि म म -गरि | सा रि | -गा रि |
| ફરી એ | ગો ળ કું | ડાળુ | આ જે | આ પ ણ | સા થ | માં |

| રે , | લ ઈ | ઘૂં ભા એ ને , | ક રીં એ | સા રે | ખે લ, |
|---|---|---|---|---|---|
| सा , | सा सा | री गा म - , | -ग ग रिम | -गा री | सरे स, |
| રે , | કે વા | જુ દા જુ દા | સુ ં દ ર | શો ભે | ર ગ |

| હોં સે | હ ળી મ | ળી સૌ | ક રીં એ | આ નં દ |
|---|---|---|---|---|
| -नी, सा | रि म म | -गा री | स स री | -नी, ध, -नि, |

| આ પ | ણે — | રે . |
|---|---|---|
| सा रि | म -ग रि | सा . |

## સાખી.

| લા લ પિ | ળો ને | ના દ ળી | — , |
|---|---|---|---|
| प प प | प प | म प -धा | — , |
| બા ંધી | ના ળી | જા બ ધા | — |

| મૂ ળ રં | — ગ કહે | વા | — ય |
|---|---|---|---|
| म म -गा | — - रिरि | सा | — स |
| મે ળ વ | ણી થી | થા | ય |

---

## ચાંદા ૨.

| મા મને | ચાં દ લોં | ઓ વ હા | લો | — ; |
|---|---|---|---|---|
| री मप | -नी प म | री स नि, | सा | — ; |

ચાં દ લીં | ઓ વ હા | લો | મા મને |
म म म | प -नि ध | प | री मप |

ચાં દ લી | ઓ ન હા | લો —, | મા ગ નેં |
नी प म | री स नि, | सा , | नीं, स स |

ર ગ વા | ને આ | લો | મા મને |
रि रि म | प -निध | प | री मप |

ચાં દ લી | ઓ વ હા | લો | — : |
नी प म | री सनि, | सा | — . |

ન વ લ ખ | તા રા | વી ણી | મા ગારા |
म म म म | प प | नी नीं | सां सं सं |

ગ જ વા | માં ધા | લો , | મા મને |
रिं रि सां | रा -निध | प , | री मप |

ચાં દ લીં | ઓ વહા | લો | — : |
नी प म | री सनि, | सा | — . |

અ ઘો ધ | રે મુગટ | આ ખો ધ | રે મા |
म म म | प निनिनि | स सां रिं | नीं सां |

આ ને ન | કે દીં હા | લો , | મા મને |
नि सा रि | स स -निध | प , | री मप |

ચા દ લીં | ઓ વ હા | લો | — : |
नी प म | री स नि, | सा | — . |

તે જ તેનાં | મા રી | આં ખો માં | આં જે |
म म्म मप | नीं नी | सां रीं सा | सांनि सां |

મા ઉડ | તો આ | લો , | મા મને |
सां संरि | सां -निध | प , | री मप |

ચાં દ લી | ઓ વહા | લો | — ||
नी प म | री सनि, | सा | — ||

# पाचनक्रिया अने तेने लगता अवयवो.

( ચાલુ પુ. ૪૭ પૃ. ૩૩૭ થી )

**અન્નનળઃ**—પુખ્ત ઉંમરના માણસમાં અન્નનળી આસરે નવ ઈંચ લાંબી હોય છે. તેને ત્રણ પડ હોય છે. છેક બહારનું પડ લાંબા અને વર્તુળાકાર માંસતંતુઓનું બનેલું હોઈ સ્થિતિસ્થાપક છે. જ્યારે અન્નનો કોળીઓ અન્નનળમાં ઉતરવા આવે છે ત્યારે આ ઉપરનું પડ વિસ્તાર પામવાથી નળી પહોળી થાય છે, અને સહેલાઈથી કોળીઓ તેમાં દાખલ થાય છે. છેક અંદરનું પડ કરચલીઓવાળી ફુગ્ગાનું બનેલું છે, તેમાં કેટલાક પિંડો છે તે રુધિરવાહિનીઓમાંનો પ્રવાહી ચૂસી તે વડે આ પડને ભીનું અને સુંવાળું રાખે છે. વચ્ચેનું પડ બહારના અને અંદરના પડને જોડી રાખે છે. તેમાં પિંડો હોતા નથી. અન્નનળની એવી ગોઠવણ કરેલી છે કે જેમ જેમ ખોરાકનો લોદો નીચે ઉતરતો જાય છે તેમ તેમ નળીની ઉપરનો ભાગ સાંકડો થતો જાય છે, તેથી નીચે ગએલો ખોરાક પાછો ઉપર આવી શકતો નથી. અન્નનળનું નીચેનું મો જઠરમાં આવેલું છે તેમાં છેવટે ખોરાક ઉતરે છે.

**જઠરઃ**—છાતીની નીચે પેટની ઉપરના વચ્ચેના ભાગમાં જઠર આવેલું છે. તેનો આકાર કંઈક મસકને મળતો છે. ડાબી તરફ તે વધારે પહોળું અને જમણી તરફ ઓછું પહોળું હોય છે. જઠરને ચાર પડ છે. અંદરનાં ત્રણ અન્નનળનાં પડનાં જેવાંજ અનુક્રમે હોય છે. છેક ઉપરનું ચોથું પડ પાતળી ચામડીનું બનેલું છે. આ પડને લીધે જઠર ઉપરના ભાગમાં ડાયેફ્રેમની સાથે અને નીચેના ભાગમાં બીજા અવયવો સાથે જોડાએલું છે. આ પડમાં એક જાતના પિંડ છે તે રુધિરવાહિનીઓમાંથી એક જાતનો સીરમ ( Serum ) નામનો પ્રવાહી ચૂસી તે વડે આ પડને નરમ અને સુંવાળું રાખે છે.

ખોરાક જઠરમાં આવ્યા પછી તેના દરેક પડને સખત કામ કરવું પડે છે. જઠરનું ત્રીજું એટલે માંસતંતુઓનું પડ વિસ્તાર પામે છે અને સંકોચાય છે તેથી જઠરમાં પડેલો ખોરાક નીચે અને ઉપર વારા ફરતી જા આવ કરે છે; તેથી કેટલોક આખોપાખો રહેલો ખોરાક પલળીને પી-

થાય છે અને તેનો નરમ લોંદો થાય છે. જો ખોરાક દાંત વડે બરાબર ચવાયો ન હોય તો આ પડને ખોરાક પીસતાં ઘણી મહેનત પડે છે, અને વખત પણ ઘણો લાગે છે. જેટલી સહેલાઈથી દાંત ખોરાક વાટીને તેનો લોંદો બનાવે છે તેટલી સહેલાઈથી જઠર તેનો લોંદો કરી શકતું નથી, તેથી અંદરના ભાગને ઓછી મહેનત આપવા માટે ખોરાક દાંતથી ખૂબ ચાવવો જોઈએ.

જઠરનું મધ્ય પડ માંસતંતુના બનેલા ત્રીજા પડને અને અંદરના પડને જોડે છે. અંદરનું પડ ઘણી કરચલીઓ વાળું હોઈ તેમાં ઘણા પિંડ હોય છે, આ પડ રુધિરવાહિનીઓમાંથી જઠરરસ નામે એક જાતનો રસ ચૂસી તે ખોરાકમાં મેળવે છે.

જઠરરસ અને તેની ખોરાક પર અસરઃ—જઠરરસ એ રંગ વિનાનો પ્રવાહી છે તેમાં કેટલાક ક્ષારો ગળાઉ સ્થિતિમાં મળેલા છે. આ ક્ષારો ઉપરાંત હાઇડ્રોક્લોરિક એસિડ (મીઠાનો તેજાબ) પેપસિન અને રેનિન નામે બે પદાર્થો જઠરરસમાં હોય છે. પેપસિન અને હાઇડ્રોક્લોરિક એસિડના મિશ્રણની અસર ખોરાકમાં રહેલા સફેદીવાળા (Albuminio) ભાગ પર થતાં તે ગળાઉ સ્થિતિમાં આવે છે. રેનિન ની અસર દૂધ પર થવાથી દૂધમાંથી મલાઈ જેવો ઉપયોગી ભાગ અને નકામો પ્રવાહી પદાર્થ જુદા પડી જાય છે. આ પ્રમાણે જઠરરસમાંહેના દ્રવ્યોની અસરથી ખોરાકનો કેટલોક ભાગ ગળાઉ સ્થિતિમાં આવી પચવાને લાયક થાય છે. આ ગળાઉ સ્થિતિમાં આવેલા ખોરાકને રુધિરવાહિનીઓ બાકીના નહિ પચેલા ખોરાકમાંથી ચૂસીને જુદો પાડી નાખે છે, પછી તે રુધિરવાહિનીઓ બારોબાર આ રીતે બનાવેલા માતબર લોહીને કલેજામાં લઈ જાયછે.

જઠરમાં પડેલા ખોરાક પર જઠર રસની પૂરેપૂરી અસર થવા માટે ખોરાકનો દરેક ભાગ જઠરના અંદરના પડને અડકવો જોઈએ. કેમકે ખોરાક તે પડને અડકે છે એટલે તરત એક જાતની લાગણી ઉત્પન્ન થતાં તેમાંના પિંડો જઠરરસ ચૂસવાનું શરૂ કરે છે. ખોરાકનું પૂરૂં પાચન થવા માટે તે જઠરમાં ત્રણથી ચાર કલાક સુધી રહે છે. આ દરમિઆન આખાપાખા રહી ગએલા પદાર્થો પાણીમાં ભિંજાઇ પોચા થાય છે, અને ઉપર નીચેના દર વખતના દબાણથી કચરાઈ તેનો લોંદો થાય છે. જઠરરસની અસર માત્ર પ્રોટેડ ખોરાક પર થઈ તેને પેપટોન બનાવી ગળાઉ

સ્થિતિમાં લાવે છે, તેલી અને કાર્બોહાઈડ્રેટસ નામે ખોરાકમાં રહેલા બીજા પદાર્થો પર આ રસની અસર થતી નથી તેથા તે અગળાઉ સ્થિતિમાંજ જઠરમાંથી બહાર નીકળે છે એક વખત જઠર ભરાયા પછી તેનું પૂરેપૂરૂં પાચન થતાં સુધીમાં એટલે આસરે ત્રણ કલાક સુધીમા તેમાં બીજો ખોરાક નાખવો નહિ, કેમકે તેમ થવાથી અર્ધ પચેલા ખોરાકમાં તદન નહિ પચેલા પદાર્થો આવીને મળે છે અને તેથી પાચનક્રિયાને નુકસાન થાય છે. આ રીતે સ્ટાર્ચવાળા પદાર્થો લાળરસની અસરથી અને પ્રોટેડસ પદાર્થો જઠરરસની અસરથી પચ્યા પછી ખોરાકમાના બાકી રહેલા પદાર્થો જઠરની જમણી તરફ આવેલા બીજા મુખ દ્વારા બહાર નીકળી દ્વાદશાંગુલાંત્ર નામે બાર આંગળ લંબાઈના આતરડાંમાં પ્રવેશ કરે છે.

( અપૂર્ણ. )



# ભૂસ્તરવિદ્યા.

( ચાલુ પુ. ૪૭ પૃ. ૩૪૦ થી )

મી એવેરેસ્ટના કરેલા પ્રયોગો પ્રમાણે એવી ગણત્રી થઈ છે, કે ગંગા નદી દર વરસે દરિઆમા ૩૫૫૩૬૧૪૬૪ ટન બોજો ગળ રૂપે લઈ જાય છે. સર ચાર્લ્સ લાઇલ લખે છે, કે મિસર દેશમાં મોટી પિરામિડ છે, તેના જેટલા ૬૦ પિરામિડને જોખીએ તેના જેટલું એ પદાર્થનું વજન છે. એ મોટા પિરામિડના પાયાનું ક્ષેત્રફળ ૧૧ એકર અને તેની ઉંચાઇ ૫૦૦ ફુટ છે બીજી રીતે એવી ગણત્રી થઈ છે, કે દરેકમા એક હજાર ટન માટી ભરી હોય તેવા ૯૭૩ વહાણ દરરોજ દરિઆમા આખુ વરસ માટી નાંખે અને તે જેટલી થાય તેટલી માટી એ મોટી નદી વડે જાય છે. હવે આપણે વિચાર કરવો જોઈએ કે, ગગાનદી એટલો બધો કચરો બગાળી ઉપસાગરમા લઈ જાય છે એટલુંજ નહિ પણ હિંદુસ્તાનની બીજી મોટી નદીઓ જેવી કે બ્રહ્મપુત્રા ( એ ગગાથી પણ વધારે માટી લઈ જાય છે ) સિંધુ, નર્મદા, ગોદાવરી, કૃષ્ણા વગેરે સઘળી નદીઓ ભરતખંડના નક્કર પદાર્થને લઈ જઈ સમુદ્રમા નાખવા મડેલી છે, તો ડુંગરો અને મેદાનમાથી એકજ સૈકામા કેટલો બધો પદાર્થ ઘસડાઈ જવો જો-

ઇએ ! આવી રીતે માટી ઘસડી લાવી ગંગા નદીએ પોતાના મુખ આગળ જે ત્રિકોણાકાર ડેલ્ટા બાંધેલા છે તેને સુંદરવન કહે છે. આ વનનો પાયો ૨૦૦ મૈલ અને શિરોબિન્દુનો ખૂણો દરિઆથી ૨૨૫ મૈલ દૂર છે. મોટી મીસીસીપી નદીએ બાંધેલા ડેલ્ટાનું ક્ષેત્રફળ ૧૪૦૦૦ ચોરસ મૈલ છે. તે ડેલ્ટાની જમીનની ઊંડાઇ લગભગ ૨૦૦ ફુટ છે. દર વરસે તેના પર જે નવી માટી પૂરાય છે તેનું ઘનમાપ ૨૭૦૦૦૦૦૦૦૦ થાય છે. હાલ જે પ્રમાણમાં તે બેટ વધે છે તે હિસાબે પ્રથમથી દર વરસે જો વધ્યે ગયો હોય તો તેને પ્રથમથી આજ સુધી ૬૦૦૦૦ થી વધારે વર્ષો લાગ્યાં હોવાં જોઇએ. હિંદમાં નદીઓને કાંઠે જે રસાળ જમીનો બંધાએલી હોય છે તેને આપણે ભાઠાની જમીન કહીએ છીએ. આવાં ભાઠાં ગંગાના કિનારા પર ઘણાં છે. સાબરમતી નદી તો ગંગાના કાંઇજ હિસાબમાં નથી. તેમ છતાં વડઠા અને સરોડા આગળનાં તેનાં ભાઠાં વિસ્તીર્ણ છે. તેમાં મોટા પાયા ઉપર શેરડી અને કંદમૂળના પાકનાં વાવેતર થાય છે ભાઠાની જમીનો કાંપ અને રેતની બનેલી હોવાથી તેમાં સકરટેટી સારી થાય છે. ગુજરાતનો ઘણોખરો ભાગ તેમાં મુખ્યત્વે કરી ચરોતર એ સાબરમતી અને મહી વગેરે નદીઓનો બનાવેલો ભાઠાનો પ્રદેશ છે.

૭. ગંગા જેવી એક નદી હિમાલય પહાડને ઘસી આટલો બધો કચરો ઉત્પન્ન કરે છે. આમાંનો થોડોક ભાગ ગંગાના પ્રદેશમાં પથરાય છે. અને બાકીનો બધો બંગાળી ઉપસાગરમાં જાય છે. આવી અનેક નદીઓ તે પહાડને કંઈક વર્ષોથી નિરંતર ઘસે છે અને પૂરણીને ઉપસાગરમાં પૂરે છે. મનુષ્યની જીંદગી બહુ ટુંકી છે અને દેખાઈ આવે તેટલો ઘસારો કે પૂરણ થવાને હજારો વર્ષ લાગે છે, તેથી આ વાત એકાએક આપણી દૃષ્ટિએ આવતી નથી. ભૂસ્તરવિદ્યા' સંબંધી શોધો અને તેના ઇતિહાસ સંબંધીનાં પુસ્તકો લખવાનો રિવાજ પણ થોડાંક સૈકા થયાં શરૂ થયો છે, તેથી હિમાલય કેટલો ઘસાયો અથવા બંગાળી ઉપસાગર કેટલો પૂરાયો તેના પૂરાવા પણ નથી. દર્શનિક પૂરાવા મળી આવે છે તો પછી લેખી પૂરાવાની જરૂર પણ નથી. બંગાળી ઉપસાગર પહેલાંના કરતાં હાલમાં કેટલો પૂરાયો છે તેનો દર્શનિક પૂરાવો સુંદરવન છે. આ વન સેંકડો માઇલ લાંબુપહોળું છે, અને હાલમાં તે ઉપર મોટા પાયા પર ખેતી

થાય છે. તેમજ કેટલાંક ભાગ પણ વરયાં છે. અગાઉ આ જગા હયાતી- માં નહોતી પણ ગંગાના મુખ આગળ પૂરણી થવાથી આ ડેલ્ટા બન્યો છે તેમજ બંગાળી ઉપસાગરમાં કોઈ વહાણ ખેડનાર વૃદ્ધ ખારવાને પૂછીએ છીએ તો તે તુરતજ કહે છે, કે બગાળી ઉપસાગરના જે ભાગોમાં અ- મારાં મોટાં વહાણો ચાલતાં તેમાંના કેટલાક ભાગમા હાલ અમારી હોડી- ઓ હંકારતાં વાંસડા અડકે છે. આથી બીજો શો પૂરાવો જોઈએ ? એતો નક્કી છે કે, ટેકરા ઘસાય છે અને ખાડા પૂરાય છે. આ ઉપરથી હિમાલય અને બંગાળી ઉપસાગરની જન્મોત્રી આપણા જેવો જોષી સહેજમા કરી શકે, કે કેટલાંક સૈકાં પછી હિમાલય ખોદાઈ જઈ તે જગાએ એક સપાટ મે- દાન બનશે; તેમજ બંગાળી ઉપસાર પૂરાઈ જઈ તે જગાએ એક બીજું નવું મેદાન ઉત્પન્ન થશે. દરિઆમાં જે પડો પથરાય છે, તેમાંનાં સૌથી નીચલાં પડો ઉપર અસંખ્ય વજન પડે છે, તેથી તથા પાણીમા ઓગળે- લા ચૂનાનો લેપ તે રજકણો વચ્ચે પૂરાતાથી લાબે વખતે તે પડો પત્થર રૂપ થઈ જાય છે, અને તેથી ખડકો બને છે.

( અપૂર્ણ )

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

નં. ૭૮૦૮.

આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે છોકરીઓ માટેની નવી ગુજરાતી વાચનમાળાની ત્રીજી ચોપડી સરકારે રીતસર મંજુર કરી છે અને તે વાપરવાની સત્તા આપી છે. આ ઇલાકાની છોકરીઓ માટેની ગુજરાતી પ્રાથમિક શાળાઓના છઠ્ઠા ધોરણમા આ ચોપડી હવે વંચાવ- વી અને આ ધોરણમાં છોકરાઓ માટેની નવી ગુજરાતી વાચનમાળાની છઠ્ઠી ચોપડી વાપરવી નહિ.

પૂના પ. ઇ. ના ડિરેક્ટર સાહેબની ઑફિસ તા. ૩૧ મી ઑક્ટોબર, ૧૯૦૮.

( સહી ) F. G. Selby,
Director of Public
Instruction.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબના તા. ૧૭ મી ઑકટોબર ૧૯૦૮ ના હુકમ નં. ૫૯૪૨ ઉપરથી )

મે. પબ્લિક ઇન્સ્ટ્રકશનના ડિરેકટર સાહેબે *મિ. જમશેદજી પાલનજી કાપડીઆનાં બનાવેલાં " તારીખે ઝુહુરો જવાલે દવલતે પારસીયાન'ના પહેલા ભાગનાં બે પુસ્તકો લાઇબ્રેરી માટે મંજુર કર્યાં છે.

૨. પુસ્તકની દરેક પ્રતની કિં. રૂ. ૫-૦-૦ છે *સરનામું-૫ બેલ-લેન, ફૉર્ટ મુંબઇ.

(સહી) P. Lory,
Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબના તા. ૪ થી નવેંબર ૧૯૦૮ ના હુકમ નં, ૬૪૨૨ ઉપરથી )

મે. પબ્લિક ઇન્સ્ટ્રકશનના ડિરેકટર સાહેબે જૂનાગઢના મિ જે. પી. જોશીપુરા એમ. એ. નું બનાવેલું 'નરસિંહ મહેતા તેમનું જીવન અને કવન ' એ નામનું પુસ્તક ઇનામ તેમજ લાઇબ્રેરી માટે મંજુર કર્યું છે.

૨. પુસ્તકની દરેક પ્રતની કિં. ૧-૦-૦ છે.

(સહી) P. Lory,
Educational Inspector,
N. D.

---

## અમદાવાદમાંહેની બ્હેરા-મુંગાની શાળા.

## જાહેર ખબર.

અહીંની બ્હેરા-મુંગાની શાળાનું કામ તા૦ ૫-૧૦-૦૮ થી શરૂ થયું છે. વાંચતાં, લખતાં, બોલતાં, ગણિત તથા ચિત્રકામ હાલ શીખવાય છે. કેળવણી મફત અપાય છે. બહાર ગામથી આવનાર છોકરાઓ માટે શી

વૈશ્ય બોર્ડીંગ, જૈન બોર્ડીંગ અથવા મહીપતરામ અનાથાશ્રમમાં ખાવા તથા રહેવાની ગોઠવણ થશે. ખાવા વગેરેની ઇલ્લાહીદી તજવીજ માટે ખુલાસો કરવા વિનંતિ છે. બ્હાર ગામનાં અનાથ બાળકોને આ શાળામાં લઈ આવનારને જરૂર જણાએથી વ્યાજબી મુસાફરીનું ખર્ચ આપવામાં આવશે.

પ્રાણશંકર લલુભાઇ દેશાઇ બી. એ.
બ્હેરા-મુગાની શાળાના મુખ્ય શિક્ષક તથા
વ્યવસ્થાપક મંડળીના સેક્રેટરી.

---

## મેરી કાર્પેન્ટર સ્કૉલરશિપો.

### જાહેર ખબર.

૧. મુંબઇ બેટમાં આવેલી મરેઠી, હિંદુસ્તાની અને ગુજરાતી કન્યાશાળાઓમાં અભ્યાસ કરનારી છોકરીઓને માટે લંડનની નૅશનલ ઇન્ડિયન ઍસોસિએશને ૫ સ્કૉલરશિપો સ્થાપી છે. તેનું નામ "મેરી કાર્પેન્ટર સ્કૉલરશિપો" રાખ્યું છે અને તે સંબંધી ઇ. સ. ૧૯૦૯ને માટે નીચે પ્રમાણે ધારાઓ કરવામાં આવ્યા છે.

૨. એ સ્કૉલરશિપોની કિંમત તથા તે મળવાની શરતો નીચે પ્રમાણે છે:—

મુંબઇની મ્યુનિસિપલ, આશ્રિત, કે ખાનગી, પ્રાથમિક અને માધ્યમિક (મિડલ) કન્યાશાળાઓની બોનાફાઇડી (ખરેખરી) વિદ્યાર્થીઓને આની હરીફાઈ કરવામાં દાખલ કરી શકાશે, પરંતુ આ સ્કૉલરશિપ મળવાનો બીલકુલ સંભવ ન હોય તેવી વિદ્યાર્થીઓને ન મોકલવાની કાળજી રાખવી. નાલાયક છોકરીઓની મોટી સંખ્યા મોકલવી તેથી મોકલનાર નિશાળને આબરૂ કરતાં ગેરઆબરૂ વધારે મળે છે.

૩. કન્યાશાળાના છઠ્ઠા ધોરણમાં સારામાં સારી પરીક્ષા પસાર કરનાર બે છોકરીઓને દરેક મહિને પાંચ પાંચ રૂપીઆની બે સ્કૉલરશિપો આપવામાં આવશે, પણ તે એવી શરતે કે તે ફતેહમંદ ઉમેદવારોએ જ્યાંસુધી સ્કૉલરશિપ મળે ત્યાંસુધી જે નિશાળમાં સરકારને તપાસણીનો હક છે તેવી કોઇ નિશાળમાં વિદ્યાર્થીશિક્ષક (પ્યુપિલ ટીચર) તરીકે કામ કરવું

અને નિશાળના તન્ત્રીઓને અને સરકારી ઇન્સ્પેક્ટરોને સંતોષ આપ-વો. જે છોકરીઓએ વર્નાક્યુલર છઠ્ઠું, અથવા ઍંગ્લો વર્નાક્યુલર બીજું ધોરણ પૂરૂં કર્યું છે, અને જે ઍંગ્લો વર્નાક્યુલર ત્રીજા ધોરણ કરતાં કોઈ ચઢીઆતા ધોરણમાં અભ્યાસ કરતી નથી તેનેજ માત્ર આ સ્કૉલરશિપો મળી શકશે.

૪. કન્યાશાળાના પાંચમા ધોરણમાં સારામાં સારી પરીક્ષા પસાર કરનાર બે છોકરીઓને દર માસે ચાર ચાર રૂપીઆવાળી બે સ્કૉલરશિપો આપવામાં આવશે; એવી શરતે કે તેમણે સરકારની તપાસણી નીચેની કોઈ નિશાળમાં અભ્યાસ કરવા જારી રાખવો અને છઠ્ઠા ધોરણમાં અગર ઍંગ્લો વર્નાક્યુલર બીજા ધોરણમાં સંતોષકારક રીતે અભ્યાસ કરવો. જે છોકરીઓએ વર્નાક્યુલર પાંચમુ, અગર ઍંગ્લો વર્નાક્યુલર પહેલું ધોરણ પૂરું કર્યું હશે, અને વર્નાક્યુલર છઠ્ઠા અથવા ઍંગ્લો વર્નાક્યુલર બીજા ધોરણ કરતાં ચઢીઆતા ધોરણમા નહિ હોય તેમનેજ આ સ્કૉલરશિપો મળી શકશે.

૫. જે છોકરી ચોથા ધોરણમાં સારામાં સારી પરીક્ષા પસાર કરે તેવી એકને ત્રણ રૂપીઆવાળી એક સ્કૉલરશિપ તેવીજ શરતોથી આપવામાં આવશે. જે છોકરીઓએ વર્નાક્યુલર ચોથું ધોરણ પૂરૂં કર્યું હશે, અને જે વર્નાક્યુલર પાચમા કે ઍંગ્લો વર્નાક્યુલર પહેલા ધોરણ કરતાં ચઢીઆતા ધોરણમાં નહિ હોય તેમનેજ આ સ્કૉલરશિપ મળી શકશે.

૬. તા. ૧ લી જાન્યુઆરી ૧૯૦૯ થી એક વર્ષ સુધી આ સ્કૉલ-રશિપો મળશે. જે વિદ્યાર્થીઓએ પરીક્ષાની પહેલાંના ઓછામાં ઓછા ૭ માસ સુધી મરેઠી, હિંદુસ્તાની અને ગુજરાતી પ્રાથમિક અને માધ્યમિક (મિડલ) શાળાઓમા અભ્યાસ કર્યો હશે અને તે નિશાળના અધિકારી-ઓએ જેમની ચાલચલગત અને નિયમિત હાજરી બાબત સારો રિપોર્ટ કર્યો હશે, તે સઘળાંને આ સ્કૉલરશિપો મેળવવાનો હક છે.

૭. જે ઉમેદવારે એક વખત સ્કૉલરશિપ મેળવી હશે તેનાથી તેજ સ્કૉલરશિપ મેળવવા માટે ફરીથી હરીફાઇ થઇ શકશે નહિ, પણ તેનાથી ચઢીઆતી સ્કૉલરશિપ માટે હરીફાઇ થઈ શકશે.

૮. એલ્ફિન્સ્ટન હાઇ સ્કૂલના પ્રિન્સિપાલના પ્રમુખપણા નીચે એક કમિટી આ હરીફાઈની પરીક્ષા લેશે. એલ્ફિન્સ્ટન હાઇ સ્કૂલના દિવાનખા-

નામાં તા. ૨૧ મી ડિસેમ્બર ૧૯૦૮ સોમવારને રોજ (સ્ટાન્ડર્ડ વખત પ્રમાણે) સવારના ૧૧ વાગે પરીક્ષા લેવામાં આવશે. પરીક્ષામાં બેસવાની ઇચ્છા રાખનાર ઉમેદવારોએ પોતાનાં તથા પોતાની નિશાળનાં નામો મુંબઇના ડેપ્યુટી એડયુકેશનલ ઇન્સ્પેકટરને તા. ૧૩ મી ડિસેમ્બર ૧૯૦૮ ને રોજ અગર તે પહેલાં મોકલી આપવાં.

પૂના, ૨૦ મી નવેમ્બર ૧૯૦૮.

R. D. Prior.
એડયુકેશનલ ઇન્સ્પેકટર, મ. વિ.

---

## મુંબઇની નૅશનલ ઇન્ડિયન એસોસિએશનની બાનુઓ તરફની અપાનારી વધારાની સ્કૉલરશિપો.

૧. મુંબઇની નૅશનલ ઇન્ડિયન એસોસિએશનની બાનુઓ તરફથી આપવામાં આવનારી બીજી વધારાની ૫ સ્કૉલરશિપો આપવાને માટે લેવાની પરીક્ષા તેજ વખતે અને તેજ ઠેકાણે થશે.

૨. એક સ્કૉલરશિપ રૂપીઆ ૧૦ ની, બે ૭ ૭ રૂપીઆની અને બે ત્રણ ત્રણ રૂપીઆની, નીચેની બાબતો સિવાય બધી રીતે ઉપરની શરતો પ્રમાણે એક વર્ષને માટે આપવામાં આવશે.

૩. જે કન્યાશાળાઓ, અથવા યૂરોપીઅન કન્યાશાળાઓમાં ઍંગ્લો વર્નાક્યુલર ધોરણ શિખવાતું હશે, ત્યાંના વિદ્યાર્થીઓનેજ માત્ર વધારાની સ્કૉલરશિપો મળી શકશે.

૪. દરેક ૬ રૂપીઆવાળી બે સ્કૉલરશિપોમાંથી એક સ્કૉલરશિપ ઍંગ્લો વર્નાક્યુલર છઠ્ઠા ધોરણમાં જે સારામાં સારી પરીક્ષા પસાર કરશે તેને, અને બીજી સ્કૉલરશિપ ઍંગ્લો વર્નાક્યુલર પાંચમા ધોરણમાં સારામાં સારી પરીક્ષા પસાર કરશે તે કન્યાને આપવામાં આવશે. ૩ રૂપીઆવાળી સ્કૉલરશિપ ઉપરની જાહેર ખબરના પાંચમા પૅરેગ્રાફમાં જે પરીક્ષા બતાવેલી છે તેજ પરીક્ષાના પરિણામ ઉપર આપવામા આવશે; અને દસ રૂપીઆવાળી સ્કૉલરશિપ કોઈ યૂરોપીઅન અથવા ઇંગ્રેજી શિખવનારી (English teaching) શાળામાંની સારામાં સારી લાયકાત ધરાવનાર વિદ્યાર્થીને યૂરોપીઅન છઠ્ઠા ધોરણના બધા વિષયની પરીક્ષા ઉપર આપવામાં આ-

વશે, એવી શરતે કે તે વિદ્યાર્થીએ ૪ થા વિષયમાં કોઇ સ્થાનિક વર્નાક્યુલર ભાષા લીધેલી હોવી જોઈએ.

૫. દશ રૂપીઆવાળી સ્કૉલરશિપ મળી શકે તેવી કોઈ ઉમેદવાર ન હોય તો ૧૯૦૮ના ઑગસ્ટમાં થયલી જ્યુનિયર સેકન્ડરી ટીચર્સ સર્ટિફિકેટ પરીક્ષામાં ઊંચામાં ઊંચી આવનાર છોકરીને આપવામાં આવશે.

૬. જેવી રીતે અને જે વખતે "મેરી કાર્પેન્ટર સ્કૉલરશિપો" આપવામાં આવશે, તેવીજ રીતે અને તેજ વખતે વધારાની સ્કૉલરશિપો આપવામાં આવશે.

પૂના, ૨૦ મી નવેંબર ૧૯૦૮ } R D Prior, એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. મ. વિભાગ.

---

મુંબઈની નૅશનલ ઇન્ડિયન એસોસિએશનની બાનુઓ તરફથી અપાનારૂં વધારાનું ઇનામ.

૧ તેજ વખતે અને તેજ સ્થળે હરીફાઈથી નિબંધ લખવાના ઇનામની પરીક્ષા લેવામાં આવશે

૨. સામાન્ય નીતિના એક વિષય ઉપર તે નિબંધ ઇંગ્રેજીમાં લખવાનો છે અને તે વિષય પરીક્ષાની વખતે જાહેર કરવામાં આવશે.

૩ મુંબઇની યૂરોપીઅન, ઇંગ્રેજી (English Teaching) અથવા ઍંગ્લો વર્નાક્યુલર શિખવનારી નિશાળોના ચાલતા વર્ષના મૅટ્રિક્યુલેશનના વર્ગનીજ કન્યાઓએ હરીફાઇ કરવાની છે.

૪ ઇનામમાં રૂ ૩૦–૩૫ ની કિંમતની રૂપાની એક ચીજ મળશે.

પૂના, તા. ૨૦ મી નવેમ્બર ૧૯૦૮. } R. D. Prior, Educational Inspector, C D

---

# નિશાળોનાં ઇનામપત્રક.

અઠ્ઠામાં—દેસાઇ ડાહ્યાભાઇ ગુલાબજી વગેરે. રૂા. ૭–૮–૦ ચોપડીયો તથા ગીલીટ ગુરત—મ્યુ સ્કુ ન ૧૯ મી ગોપાળજી ગુલાબભાઇ રૂા ૩–૦–૦ પીકચરો, સુરત—ગલેમંડી કન્યાશાળા મી ઇચ્છારામ સુર્યરામ દેસાઇ રૂા. ૩૩–૩–૦ ચોપડી તથા ગીલીટ. સુરત—મ્યુ સ્કુલ

નં. ૨ શેઠ એદલજી પાલનજી રૂ. ૫–૦–૦, શેઠ શેરાબજી જમશેદજી સુનાવાલા રૂ. ૩–૦–૦, શેઠ દીનશાહ દાદાભાઇ તાલીઆરખાં રૂ.૩–૦–૦ ગામ, મ્યુ. સ્કુ. નં. ૭—શેઠ પ્રાણજીવનદાસ દુર્ગાદાસ રૂ. ૪–૧૨–૦ રા. સા. મધવચરામ બળવચરામ રૂ. ૭–૨–૦ ચોપડી, પટેલ દયારામ ગોપાલદાસ રૂ. ૬–૮–૦ ચોપડી વગેરે. શા. જમનાદાસ ગુલાબદાસ રૂ. ૭–૪–૦ ચોપડી, પરીખ ડાયાભાઇ જગજીવનદાસ રૂ. ૫–૦–૦ રોકડા. મ્યુ. સ્કુ. નં. ૩—શેઠ ઝવેરભાઇ કૃષ્ણજી રૂ. ૮–૦–૦ મીઠાઇ. સુરત —મી. બેજનજી માણેકજી જેજુસરીયાં રૂ. ૫–૦–૦ રોકડા. શેઠ નરોતમ દાસ પીતાંબરદાસ રૂ. ૩૪–૧૫–૦ સ્કુલ જમાડી વગેરે, શા. રંગીલદાસ નગીનદાસ રૂ. ૩–૦–૦ રોકડા, રા. સા. મધવચરામ બળવચરામ રૂ. ૪–૦–૦ પુસ્તકો. મ્યુ. સ્કુ. નં. ૫—શેઠ પીરમહમદ રૂ. ૬–૦–૦ ઇનામ સ્કુલ નં. ૧૭—શેઠ ગંગારામ વરજદાસ ભરતીયા રૂ. ૪–૫–૬ ચોપડીઓ, મ્યુ. સ્કુ નં. ૮—રા. બા. ખંડુભાઇ ગુલાબભાઇ દેસાઇ રૂ. ૫–૦–૦ રોકડા મ્યુઝીયમસારૂ. મ્યુ. સ્કુ. નં. ૨૧—શેઠ હાજીઅબદુલ રેહેમાન શાહમહમદભાઇ રૂ. ૧૦–૦–૦ છત્રી રૂમાલ પાકીટ વગેરે. માસમી—ગામ ગૃહસ્થો રૂ. ૧૨–૧૫–૦ ઇનામ. કંડોદ—દિ. બા. વ્યાસ માધવરામ હરીનારાયણ રૂ. ૪–૪–૦ ચોપડીઓ. વાલોડ—કન્યાશાળા દિ. બ. માધવરામ હરીનારાયણ વ્યાસ રૂ. ૧૭–૧૦–૦ કપડાં તથા રૂ. ૨–૬–૦ મીઠાઇ, બાહુધાન—કન્યાશાળા—સદગૃહસ્થો રૂ. ૩–૧૨–૦ ઈંટ, અણામા—ડાયાભાઇ સુંદરજી દેસાઇ રૂ. ૭૦–૦–૦ સ્કુલ જમાડી. અમલસાડ—ગામ ગૃહસ્થો રૂ. ૩૬–૦–૦ ઘડીયાળ મીઠાઇ, કાપડ વગેરે. એરગામ—શેઠ જહાંગીરજી શાપુરજી ગનદર રૂ. ૧૫–૦–૦ ઇનામ. મગોદ—સ્કુલ કમીટીના મેમ્બરો રૂ. ૩–૫–૦ પતાસાં વગેરે. પારડી—મે. ડી રે. કલેક્ટર સાહેબ રૂ. ૫–૦–૦ મી. કચનજી કુંવરજી રૂ. ૦–૨–૦ ઇનામ મોકાંઇ. ઓરપાડ—ઉર્દુ સ્કુલ. મી. મહમદ ગુલામ મરદાર રૂ. ૮–૨–૦, મી. રહેમતુલા મરહુલા એહમેદને માટે પાણીની પરબ મંડાવી. સુરત. મ્યુ. સ્કુલ ન. ૨. રા. સા. હીરાચંદ મોતીચંદ ઝવેરી રૂ. ૫૧–૦–૦ મી. ભાઇદાસ પરશોતમદાસ રૂ. ૫–૦–૦ ચોપડીઓ પૂરી પાડ્યા રોકડા–મ્યુ. સ્કુલ. નં. ૧૧. મી. ચંદુલાલ ભોળા·